# ભૂમિકા

નવલકથા તો લખી રહ્યો છું, પરંતુ એની ભૂમિકા લખવાની ઇચ્છા થતી નથી. જે વાતને એક આખી નવલકથા ન સમજાવી શકે તે માત્ર ભૂમિકા દ્વારા કઇ રીતે સમજાવી શકાય ? નવલકથા લખવાના ઉદ્દેશને જો નવલકથા પોતે જ સ્પષ્ટ ન કરી શકે તો એ લખવાનો અર્થ પણ શો ? કંઇક આવા જ કારણોથી હું ભૂમિકા લખવા પ્રત્યે અમુક અંશે ઉદાસીન છું.

છતાં પણ કેટલીક વાતો કહેવાની ઈચ્છા થઇ આવે છે એટલે લખવાનો લોભ રોકી શકતો નથી. માનવજીવનમાં અંતે શું રહેશે એ શોધી કાઢવાના પ્રયત્નની દૃષ્ટિ આ નવલકથામાં છે. જીવનના અંત પછી શેષ રહેનાર વસ્તુ માત્ર સ્મૃતિઓ જ છે. રસ્તે જનાર જેમ પોતાનાં પગલાંનાં નિશાન મૂકતો મૂકતો ચાલ્યો જાય છે, તે જ પ્રમાણે કોઇ વ્યક્તિના પસાર થઇ ગયેલા જીવનનો હિસાબ-કિતાબ પણ કદાચ એ બાબત પર આધારિત હોય છે કે એ અન્યના જીવન પર કેવી અને કેટલા પ્રમાણમાં અસર મૂકતી જાય છે. પ્રત્યેક પ્રવાસી એમ વિચારતો-વિચારતો આગળ વધતો હોય છે કે એનું નામ બીજાઓ પર વધુ ઊંડી છાપ મૂકી જશે. પરંતુ આવું સદ્ભાગ્ય કેટલાને સાંપડે છે ? આ નવલકથાના યશવંત જેવા માણસો સંસારમાં જન્મે છે, જીવે છે અને મૃત્યુ પામે છે. એના સંપર્કમાં આવેલા કેટલાક લોકો માટે તેઓ હિતકર અને આત્મીય હોય છે, જ્યારે કેટલાક માટે નિરપેક્ષ અને અસ્તિત્વહીન. માનવીય સંપર્કથી નીપજેલા સારા-ખરાબ ભાવ-પ્રતિભાવ એકત્ર કરીને મેં યશવંતજીના જીવનને સમજવાનો પ્રયાસ કર્યો છે. આ કામ તેમની પાછળ રહી ગયેલાં પગલાંના નિશાનનો પીછો કરવા જેવું છે.

એ મુસાફર હતા અને હું સાધારણ પરિચય બાદ તેમનાં પગલાંઓની શોધમાં નીકળેલો. એમના જીવનને મેં મારી પોતાની વિવેકબુદ્ધિથી જ માપવાનો પ્રયત્ન કર્યો છે. હું તો માત્ર એક નિરીક્ષક તરીકે આ નવલકથામાં છું. 'બેહદ જીવ' નવલકથામાં હું જે ભૂમિકામાં હતો તેને એક વધુ વખત આ કથામાં નિભાવી રહ્યો છું. અલબત્ત, એ એક પ્રકારની હતી, આ બીજા પ્રકારની છે. પેલી જીવનની સચ્ચાઈની હતી, આ મૃત્યુ પછી શોધી કાઢેલી સચ્ચાઈની છે.

આવતી કાલે જ્યારે આપણે પણ અવસાન પામી ચૂકયા હોઇશું ત્યારે બીજા લોકો આપણા જીવનને પણ આ રીતે જોઇ શકશે; તેઓ કદાચ એને સમજવાનો પ્રયાસ પણ કરે. અને તેઓ સમજે કે ન સમજે, એટલું તો ચોક્કસ છે કે આપણા

જીવનની ભાવભંગિમાઓ આસપાસના જીવન પર વ્યાપક અસર મૂકતી જાય છે. જાણે કે હજારો અસરોમાં આપણી અસરનો પણ સમાવેશ થઇ જાય છે મૃત્યુના મુખમાં સમાઇ જતું કોઇ પણ જીવન વ્યર્થ નથી હોતું, પરંતુ હૃદય તો એમ પણ કહે છે કે જીવનને શક્ય તેટલું સાર્થક બનાવવાના પ્રયાસો કરતા રહેવા એ જ મણસનો ધર્મ છે.

નવલકથા છપાઇ જાય એટલે દશ-બાર મિત્રોને મોકલી આપવાની મને ટેવ છે. તેઓ એ વાંચે છે. અલબત્ત, મારો એવો આગ્રહ નથી હોતો કે એ બધા અવશ્ય વાંચે. કેટલાક મિત્રો જરૂર વાંચે છે, અને પોતાનો અભિપ્રાય પણ મને જણાવે છે. કેટલાક મિત્રો એવા પણ છે જેઓ પુસ્તક મળે ત્યારે પોતાના પ્રશ્નો, અપેક્ષાઓ વગેરે રજૂ કરે છે. મારા યુવાન મિત્ર શ્રી બી. એ. તુંગા આવા જ સ્વભાવના હતા. આ નવલકથા લખતી વખતે એક પત્રમાં મેં તેમને લખેલું : 'ચિત્તમાં આજે તીવ્ર વેદના અને ગડમથલ અનુભવી રહ્યો છું. કેટલાક બીજા અજાણ્યા પ્રસંગો પણ આ જ દિવસોમાં જાણવા મળ્યા છે. જોકે તે બધા સંતોષકારક છે, પરંતુ આમ છતાં હું તેમની વ્યથાથી ઘેરાઇ ગયો છું. હમણાં તો આ નવલકથા લખવામાં લાગી પડયો છું – કદાચ એથી મુક્તિ મળી જાય. આ જ એક માત્ર સંતોષની વાત છે.'

નવલકથા પૂરી કરી અને છાપવા મોક્લી આપી. મનમાં હતું કે ગહન વ્યથાની ક્ષણોમાં રચાયેલી આ કૃતિ જ્યારે મારા મિત્રને મોકલીશ ત્યારે એ વાંચીને એના મનમાં કેવી કેવી જિજ્ઞાસા અને શંકાઓ જાગશે ! પરંતુ એ દિવસ ક્યારેય આવ્યો નહીં. નવલકથા છપાતાં ઘણો સમય પસાર થઈ ગયો અને એ દરમિયાન મારા મિત્ર તુંગા એક અકસ્માતમાં અવસાન પામ્યા. એ ગાઢ મૈત્રીની સઘન સ્મૃતિને આ નવલકથા અર્પણ કરવાનો વિચાર મારા મનમાં ઝબૂક્યો. તેઓ ઉંમરમાં મારા કરતાં ઓછામાં ઓછા વીસેક વર્ષ નાના હતા. આ પહેલાં ક્યારેય એવો ખ્યાલ પણ આવેલો નહીં કે આ પુસ્તક એમના મૃત્યુની સ્મૃતિ બની રહેશે.

તુંગા મારા વતનથી પાંચ માઇલ દૂર બાકુદુરુમાં જન્મ્યા હતા પરંતુ અમારો પરિચય અને સ્નેહસંબંધ તો માત્ર સાતઆઠ વર્ષ જૂનો હતો. 1951ની સામાન્ય ચૂંટણીઓ દરમિયાન એ પ્રેસ ટ્રસ્ટ ઑફ ઇન્ડિયાના ખબરપત્રી તરીકે અમારા જિલ્લામાં આવ્યા હતા, ત્યારે મારો એમની સાથે પરિચય થયો હતો.

અને આ અલ્પ પરિચય વિકાસ પામતાં પામતાં સઘન સ્નેહપૂર્ણ ગાઢ મૈત્રીમાં રૂપાંતર પામી ચૂકયો હતો. તુંગા સામાન્ય એકવડિયા બાંધાનો ગૌરવર્ણ દેહ ધરાવતા હતા. તેમના ચહેરા પર હમેશાં તોફાની હાસ્ય ચમકતું હતું. એમનું આછું આછું હાસ્ય અને ચમકતી આંખો એમની સમૃદ્ધ વિવેકબુદ્ધિનો પરિચય આપતા હતાં. એમની બુદ્ધિ જેટલી તીવ્ર અને સમૃદ્ધ હતી તેવી જ તેમની વાણી હતી.

પ્રખર વિચારશીલતાની સાથોસાથ ઉદાર અને વિશાળ હૃદય એમના સાહજિક સ્વભાવની વિશિષ્ટતા હતી. પોતાની સાહસપૂર્ણ વૃત્તિના કારણે તેમણે આટલી નાની

વયમાં વર્તમાનપત્રો તેમ જ પી.ટી. આઈ. જેવી સમાચાર-સંસ્થામાં સારી એવી નામના મેળવી હતી. તેમનું વ્યક્તિત્વ તેજસ્વી હતું. એમના સ્નેહસંબંધોનું વર્તુળ પણ ઘણું મોટું હતું. પાકિસ્તાનમાં એ બેત્રણ વર્ષ પી.ટી. આઇના ખબરપત્રી તરીકે રહ્યા હતા. એ કહેવું જોઈએ કે ભારત સરકાર એની કાર્યક્ષમતાથી ખુશ હતી. અય્યુબખાન સરમુખત્યાર બન્યાના સમાચાર સૌથી પ્રથમ એમણે પ્રસિદ્ધ કર્યા હતા. એમણે જ સર્વપ્રથમ એ સમાચાર આપ્યા હતા કે પોંડીચેરીના ક્રાંતિયુદ્ધમાં આશ્રમનો ફાળો કેટલો હતો. તેમના મૃત્યુના બે-એક મહિના પહેલાં તો નેફા જવાનું ઈચ્છતા હતા, પરંતુ આસામના બસ અકસ્માતે તેનું જીવન છીનવી લીધું. એમનાં આકસ્મિક મૃત્યુ સંબંધમાં આકાશવાણી અને માહિતી તેમ જ પ્રસારણ ખાતાના પ્રધાન ડૉ. કેસકરે જે આશ્વાસનનો સંદેશ આકાશવાણી દ્વારા પ્રસારિત કર્યો હતો તે સંપૂર્ણ સ્વાભાવિક તેમ જ એમના જેવી વ્યક્તિ માટે સર્વથા યોગ્ય હતો.

તેઓ ખૂબ જ ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા. નાનપણમાં જ પિતાની છાયા ગુમાવી દીધી હતી. ત્યાર પછી માની મમતાનો પણ અંત આવ્યો અને એ અનાથ જીવન જીવવા લાગ્યા. તેઓ માત્ર એસ.એસ.એલ.સી. (S.S.L.C.) સુધી જ ભણી શક્યા, પરંતુ હિંમત અને ખંતપૂર્વક તેઓ આગળ વધ્યા. ધન અથવા અહંકાર ક્યારેય એમને લલચાવી શકયાં નહીં. એમનું ધ્યેય માનવસમાજના ખૂણાખાંચરા જોઈ-તપાસીને જીવનની ખોજ કરવાનું હતું.

જેવી રીતે 'સ્મૃતિશેષ'માં યશવંતની શેષ સ્મૃતિઓ ગુંજતી રહે છે કદાચ એવી જ રીતે તુંગાજી પણ મારા જેવા અસંખ્ય મિત્રોના હૃદયમાં જીવંત બિંબના સ્વરૂપે કાયમ રહેશે.

આજે આપણે તેમની સાથે વાતો કરી શકીએ તેમ નથી, પરંતુ તેમની સ્મૃતિ તેમના આત્માની માફક આપણા અંતરમનની સાથે વાતો કરતી રહેશે.

**શિવરામ કારંત**

# એક

જીવન એક દીર્ઘકાળપર્યંત ચાલનારી યાત્રા છે. એનાં પ્રારંભનાં સાતઆઠ વર્ષ સુધી આપણે ખુદ આપણાથી પણ અજાણ-અપરિચિત રહીએ છીએ. એ અબોધ જીવ માતાપિતા, નાનામોટા ભાઇઓ તેમ જ અનેક સગાસંબંધીઓના સંપર્કમાં આવે છે. આ શૈશવનો વિકાસ પરાવલંબન વગર થતો નથી. આમ છતાં પણ શિશુકાળની સ્મૃતિઓની છાપ આપણા ચિત્ત પર નહિવત્ રહી હોય છે. પછી તો બચપણ વીતી જાય છે અને ઘર અથવા શાળામાં આપણા સમોવડિયાઓ સાથે ફરવાનું-રમવાનું શરૂ થઇ જાય છે. એ સમયના મિત્રોની યાદ ચિત્તમાં સવિશેષ રહી જાય છે. પરંતુ આ સ્મૃતિઓ પણ તત્કાલીન જ હોય છે. વિદ્યાર્થી જીવન પૂરું કરી જ્યારે આપણે યુવાનીમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે સુકોમળ સ્મૃતિઓથી સભર હોવા છતાં પણ ભાવિ સંસારની જંજાળનો સ્પર્શ થવા લાગતાં જ કેટલા મિત્રોની સ્મૃતિ ટકી રહે છે ? માત્ર એક કે બે, બહુ બહુ તો દસબાર.

ત્યાર પછીની દુનિયા તો જાણે કોઇ નવી જ દુનિયા હોય છે. જીવનના રંગમંચ પર એક અનેરા અને અપરિચિત મિત્રમંડળમાં આપણે જોડાઈએ છીએ. કેટલાક લોકો આપણા હિતેચ્છુઓ અને સહાયકો હોય છે જયારે કેટલાક આપણને ધક્કો મારતા ચાલ્યા જતા હોય છે. પરંતુ જીવનમાં સઘન સ્મૃતિરેખા દોરી જનારાઓની સંખ્યા હમેશાં ઓછી જ હોય છે. પછી વૃદ્ધાવસ્થામાં પહોંચતા જૂની સ્મૃતિઓનો ખજાનો લગભગ ખૂટી જાય છે. વૃદ્ધાવસ્થા આપણા સમોવડિયા સિવાયના લોકોથી આપણને અલગ પાડી દે છે. આપણાં સુખદુઃખમાં ભાગ લેનાર લોકોની સંખ્યા પણ આંગળીના વેઢે ગણી શકય તેટલી રહે છે. સાઠસિત્તેર વર્ષની જીવનયાત્રામાં આપણે જે લોકોને મળ્યા, જેમની સાથે હર્યાફર્યા, રમ્યા, દુન્યવી કામ પ્રસંગે તેમ જ વ્યવહાર-જગતમાં જેમની સાથે સંબંધ બંધાયો અને તૂટયો : આ બધું જો ગણવા બેસીએ તો સંખ્યા હજારોની થઇ જાય. આ સખ્યાબંધ અપરિચિતો સાથેના પરિચય છતાં આપણે એક નાના અને અજ્ઞાત માણસ બનીને આ દુનિયામાંથી વિદાય લઇ જઇએ છીએ. કોઇ ભાગ્યશાળી હોય તો તેના દસ બાર મિત્રો તેના મૃત્યુને યાદ કરીને 'બિચારો ગુજરી ગયો,' 'આ ઉંમરે મૃત્યુ સિવાય બીજું હોય પણ શું ?' એમ કહેશે અને એકાદ અશ્રુબિંદુ પણ ખેરવશે, અથવા કદાચ આંસુનું ટીપું પણ પાડયા વિના પોતાની સંવેદના વ્યક્ત કરશે.

કેટલી લાંબી છે આ યાત્રા ! ક્યારે શરૂ થઇ ? શું શું કામ કર્યાં ? કેટલું કમાયા

અને કેટલું ગુમાવ્યું ? આ બધાનો હિસાબ કરવામાં આવે તો આખરે તો માત્ર ઘરબાર અને રોકડા રૂપિયા બાકી રહેતા હોય છે. 'એ તો ચાલ્યો ગયો ! એના અવસાનથી આપણા જીવનમાં ખોટ પડી છે' એવો પ્રભાવ લોકોના ચિત્ત પર પાડી જવાનું કેટલાંનાં ભાગ્યમાં હોય છે !

આવી છે આ જીવનયાત્રા ! એ વિરાટ નાટકનું એક ક્ષણિક દૃશ્ય છે એક ગામથી બીજે ગામ ભટકયા કરવાની યાત્રા એટલે કે એક વાસ્તવિક યાત્રા. કંઇ ને કંઇ કામ માટે આપણે બસ, ગાડી અથવા વહાણમાં ફર્યા જ કરીએ છીએ. કામકાજની શોધમાં તેમ જ સુખ અને વિલાસની પાછળ પણ આપણે એક સ્થળેથી બીજે સ્થળે જઇએ છીએ. હું, તમે, આપણે બધા જ ! અમુક કલાકોની બસની મુસાફરી ઉપરાંત આપણે બધાએ રેલવે કે વહાણમાં એકબે વખત પ્રવાસ કર્યો હશે જ. એ સમયે આપણે બહારના સ્થિર જગતને જરા ભૂલી જઇએ છીએ. આપણે ત્યારે ચાલતા હોઇએ છીએ ને ! તો આપણે ગાડી અથવા વહાણમાં બેઠાં છીએ. સેંકડો અને હજારો માઇલનો પ્રવાસ કરનારા અન્ય લોકો પણ એમાં ભરેલા છે. ગાડી અથવા વહાણમાં ચડયા પછી એમાંથી ઊતરી જઇએ ત્યાં સુધી એ જ આપણું ઘર છે. જો ગાડીમાં આગળથી જ લોકો ઠાંસીને ભરાયેલા હોય તો આપણે નવા મુસાફરો તેમને સાધારણ દુશ્મન જેવા લાગીએ છીએ. કેટલાક લોકો એવા પણ હોય છે કે જે સામે બેઠક જમાવીને આપણા ચહેરા સામે તાકીને જોયા કરે છે. કેટલાક પ્રવાસીઓ મધ્યાહ્ન થઇ જવા છતાં બિસ્તરો એમ જ પાથરેલો રહેવા દઇ ઊંઘનું બહાનું કાઢી પથારીમાં પડ્યા રહે છે. બહુ જ ઓછા લોકો એમ વિચારે છે કે આવનારાઓને પણ થોડી જગ્યા આપીએ. હા, જો જગ્યા જ ન હોય તો આપવાનો કોઇ પ્રશ્ન જ ઊભો થતો નથી. કેટલીયે વાર કલાકો સુધી ઊભા ઊભા જવું પડે છે. આવી પરિસ્થિતિમાં માનસિક વ્યાકુળતા અને આવેશ પેદા થાય છે. ગાડીમાં બેઠેલા મુસાફરો પર ગુસ્સો આવવા લાગે છે. હજારો પશુપક્ષીઓ એક જ સ્થળે એકત્ર કરાયાં હોય એમ લોકોનો શોરબકોર કાનમાં ગણગણ્યા કરે છે. કોઇ મિત્રની જાનમાં જતા હો તો સાથીદારો સાથે પોતાના ગમા-અણગમાની વાતો કરતાં કરતાં રેલવે પ્રવાસનાં તમામ કષ્ટો ભૂલી શકાય છે. કેટલાક લોકો પ્રવાસ દરમિયાન અપરિચિત સાથે પણ વાતો કરીને બે કલાકમાં જ તમામ મુસાફરોને પોતાના પડોશી ભાઈની જેમ ગણી આનંદથી સમય પસાર કરે છે અને પોતાનું સ્ટેશન આવતાં નમસ્કાર કરી ઊતરી જાય છે. એ પછી તો કયાં એ અને કયાં આ !

આવન-જાવન જેમના જીવનનું એક અંગ બની ગઇ છે તે લોકોમાં પણ જાત જાતની વ્યક્તિઓ હોય છે. બ્રિટન જેવા દેશમાં રેલવે પ્રવાસ કરતાં કેટલીક વિચિત્રતાઓનો અનુભવ થાય છે. ત્યાં એક માણસ બીજા માણસની જગ્યા પર પોતાનો હક્ક સ્થાપવાનો પ્રયાસ નથી કરતો. જે લોકોને જગ્યા મળી જાય છે તેઓ બેસી રહે છે. દસદસ - બારબાર કલાક સુધી એકબીજાની નજીક બેસીને આ લોકો પ્રવાસ કર્યા કરે છે. કોઇ પુસ્તક હોય તો એ વાંચ્યા કરે છે, નહીં તો મૂગાં પ્રાણીઓની માફક બેસી

રહેશે. 'તમે ક્યાં રહો છો ?' 'ક્યાં જઇ રહ્યા છો ?' 'શું કામ કરો છો ?' 'કેટલું કમાઓ છો ?'— આવા આવા પ્રશ્નો તેઓ કદી પૂછતા નથી. દરેક વ્યક્તિ કેવળ સ્વકેન્દ્રીય જ હોય છે. ગાડી મુસાફરી કરવા માટે છે, મૈત્રી વધારવા માટે નહીં. યોગ્ય હોય કે અયોગ્ય, પરંતુ ત્યાંના લોકો આ રીતે જ વિચારે છે.

મેં અનેક વખત ઉત્સાહથી પ્રારંભ કરી કંટાળી જવાય ત્યાં સુધીની રેલવે અથવા સ્ટીમરમાર્ગે મુસાફરી કરી છે. હું તમને એ મુસાફરીની વાતો કહેવા નથી માગતો. પ્રસંગવશાત્ મુસાફરીના પ્રવાસના માત્ર ગુણધર્મ કહી રહ્યો છું.મને અતિશય ભીડ ગમતી નથી. લોકોની સંખ્યા મોટી હોય અથવા વાતો જોરશોરથી ચાલતી હોય તો હું ચુપ થઇ બેસી રહું છું. મારા ડબ્બામાં ગરુડગતિએ ધૂસતા લોકોને જોયા છે અને વિકટ તપસ્યા કરતા કે સંપૂર્ણ શબાસન કરીને બેઠેલા માણસોને પણ જોયા છે. ડબ્બામાં ભીડ વધી જવાથી જ્યારે શ્વાસ લેવાનું પણ મુશ્કેલ થઇ જાય છે ત્યારે મનમાં વ્યાકુળતા પેદા થાય છે કે હવે ક્યારે પૂરી થશે આ યાત્રા. આથી જ છેલ્લાં કેટલાંક વર્ષથી એવી ઈચ્છા રહી છે કે વધારે પૈસા ખર્ચીને પણ જરા આરામથી અને સ્વસ્થતાથી પ્રવાસ કરું. ત્રીજા વર્ગની મુસાફરી મને અનુકૂળ આવતી નથી. ઇન્ટરમિડીએટ કલાસ એટલે કે આજકાલના બીજા વર્ગમાં મુસાફરી કરવી વધુ અનુકૂળ છે અને આપણા ખિસ્સાને પણ પરવડે છે. પરંતુ જેવી રીતે સ્વાતંત્ર્ય બાદ દેશના મધ્યમવર્ગના લોકો કફોડી પરિસ્થિતિમાં મુકાઇ ગયા છે એવું જ કંઇક બીજા વર્ગના કિસ્સામાં પણ થયું છે. આ વર્ગ હવે માત્ર પૈસાની દૃષ્ટિએ ઊંચો વર્ગ છે; બાકી ત્રીજા વર્ગના ધક્કામુક્કી, શોરબકોર કે રઘવાટ અહીં પણ કંઇ ઓછાં નથી હોતાં. આથી ઇચ્છા-અનિચ્છાનો વિચાર ન કરતાં હું મારી સગવડતા માટે પહેલા વર્ગમાં જ મુસાફરી કરું છું. અલબત્ત, આનો અર્થ એ નથી કે મારે જે જોઇએ છે તે બધું મને ત્યાં મળી જાય છે. મહત્ત્વની વાત એટલી જ છે કે ટિકિટ કઢાવીને પહેલેથી પોતાની જગ્યા નિશ્ચિત કરાવી લેવાથી ગાડીમાં બેસતી વખતે કોઇ તકલીફ નથી રહેતી. કોઇક ખૂણામાં પગ લટકતા રાખીને કે પદ્માસન વાળીને કોઇ પણ મનગમતી સ્થિતિમાં બેસવાથી મને અપાર તૃપ્તિ સાંપડે છે. પરંતુ સાથે એ કહેવાની જરૂર નથી કે રસ્તે મળી જનારા સહપ્રવાસીઓ કેટલા વિચિત્ર હોય છે ! પ્રથમ વર્ગની ટિકિટ ખરીદતાં જ એ લોકો એમ સમજવા લાગે છે કે આ અમારું ઘર છે અને અહીં અન્ય લોકો માટે જગ્યા નથી. ચારપાંચ બિસ્તરા, આઠદસ ટ્રંકો, ફળોના કરંડિયા, નાસ્તાના ડબ્બા અને બાળકોનાં કમોડ જેવી ચીજો બ્રેક-વાન (Brake-Van) માં મુકાવી દે છે અને પછી આપેલા પૈસાનું વળતર લેવા માટે આવનારા ઠાકોરોની કોઈ ખામી નથી વરતાતી. આ પ્રથમ વર્ગમાં એવા દિમાગના લોકો પણ હોય છે જે[illegible] વર્તનથી એમ લાગે છે કે તેમણે જાણે આખી ગાડી જ ખરીદી લીધી હોય ! માણસ તો માત્ર માણસ છે, ધન-દોલતની મદદથી એ દેવ કેવી રીતે બની શકે ? છતાં પણ એટલી આશા તો હોય છે કે તેઓ ઉચ્ચ સંસ્કાર ધરાવતા લોકો હશે. એમ ન હોય તો પણ ત્યાં ત્રીજા વર્ગની ભીડ કરતાં ઘણી વધારે શાંતિ હોય છે. આથી પ્રવાસ અમુક અંશે સુખદાયક

બની રહે છે. આ ઉપરાંત અહીં એટલી બધી ગીરદી પણ નથી હોતી અને આથી પ્રવાસમાં કંઇ ખાસ તકલીફ પણ ઊભી થતી નથી. રાત્રે આરામથી સૂઈ શકાય છે.

હું ઊંઘ જતી કરી શકતો નથી. કોઇ પૂછે કે મારા જીવનનો સૌથી સુખી સમય કયો છે, તો હું બેધડક કહીશ : તમામ સુખદુ:ખથી પર એવી ઊંઘ ! માત્ર કહું છું એટલું જ નહીં, હું આ વસ્તુને સારી રીતે સમજું પણ છું. પરંતુ મારી ઊંઘને પણ એક મર્યાદા છે. મોટા ભાગના લોકોની માફક પ્રથમ વર્ગનો ડબ્બો જોઇને તુરત જ મને ઊંઘ આવી જતી નથી. દિવસે સૂવાની તો મારી ઇચ્છા નથી હોતી પરંતુ જો ઊંઘ આવી જ જાય તો એકાદ કલાક સૂતો રહું છું; બાકીનો સમય જાગતા રહેવું પડે છે ત્યારે વાંચવા માટે કોઇ ચોપડી હાથમાં લઉં છું, નહીંતર આરામથી પીઠ ટેકવીને શાંતિપૂર્વક એમ ને એમ બેસી રહું છું. પ્રવાસના આ નાટકમાં સામે રંગભૂમિ ઉપર ધમાધમ કરતાં પાત્રોની વાતો અને ચેષ્ટાઓ ચુપચાપ જોયા-સાંભળ્યા કરું છું. શક્ય હોય ત્યાં સુધી વાતચીતની માથાકૂટમાં પડતો નથી. અલબત્ત, સારે નસીબે સારા મિત્રો મળી જાય છે તો એમ નહીં કે બિલકુલ ન બોલું. આવા મિત્રો કોઇ કોઇ વાર મળી પણ જાય છે. પ્રવાસ દરમિયાન થયેલા મિત્રોમાંથી કેટલાક એવા પણ યાદ રહી ગયા છે જેમણે મારા મનમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હોય.

આવી જ એક વ્યક્તિની વાત હું કહેવાનો છું. એમ કહું કે એક પ્રવાસ દરમિયાન અર્ધો દિવસ મારી સાથે બેઠેલા વૃદ્ધ માટે આ નવલકથા લખી રહ્યો છું તો તમને આશ્ચર્ય પણ થશે. આ કથા મારે એટલા માટે લખવી પડી છે કે પ્રવાસ દરમિયાન એ વ્યક્તિને મળવાનું થયું, કારણવશાત્ એના પ્રત્યેની ચાહનામાં ઉમેરો થયો જે પાછળથી ગાઢ મૈત્રીમાં પરિણમી. જીવનયાત્રામાં તે મારા સ્મૃતિપટ પર પોતાનાં અમિટ ચિહ્નો અંકિત કરી ગયા છે અને આસક્તિનું સમર્થન કરનારા બેત્રણ સ્વજનો તેમ જ તેમની પત્નીઓને પણ પોતાની પાછળ છોડી ગયા છે. તેની એક નોંધપોથી પણ મને મળી છે. આ બધી સામગ્રીઓમાંથી મને એક પાત્ર સર્જવાની તક પણ પ્રાપ્ત થઇ છે. એમાં કેટલાંક અધૂરા દૃશ્યો અને ચિત્રો પણ હશે જેમની વચ્ચેની કડીઓ તેમ જ તેમને જોડનારાં સૂત્રોમાં કાપકૂપ અને વિચ્છિનતા જણાઇ આવશે. એ સમયે જો હું જાણી શક્યો હોત કે એ વ્યક્તિની એકલ જિંદગીમાં આટલા બધા અનુભવો છુપાયેલા હશે અને એમને રજૂ કરવાની તક મને મળશે તો આ કૃતિ કદાચ વધુ જીવંત બની હોત ! અને એ સંજોગોમાં તો મેં નવલકથા ન લખીને એક જીવનચરિત્ર લખ્યું હોત ! આજે મારી સમજમાં ન આવતી ગૂંચો અને સમસ્યાઓ એમના જીવતાં એમને પૂછી શક્યો હોત. એમની સાથેનો મારો મૈત્રીસંબંધ માત્ર પાંચછ વર્ષનો છે, અને તે પણ વર્ષમાં એકાદ વખત મળીને થોડાક સમયની વાતચીતમાં જન્મેલી મૈત્રી ! મનગમતી વ્યક્તિઓના સાથમાં હું જેટલો વાચાળ બની જાઉં છું તેની સરખામણીમાં મારા મિત્ર મિતભાષી હતા. પરિચયના પ્રારંભના દિવસોમાં અમારી વચ્ચે દસમા ભાગની પણ વાતો થતી ન હતી. અલબત્ત, પાંચેક વર્ષ પછી અમે પરસ્પર ખુલ્લા દિલે વાત કરવા લાગ્યા. અમારા પત્રવ્યવહારમાં

પણ કાંઇ નોંધપાત્ર વૃદ્ધિ થઇ નથી. એમના ઘરે જ એમની સાથે મુલાકાત થતી. ત્યારબાદ મારે ગામ પહોંચી ગયા પછી હું એમની બાબતમાં ચુપ બની જતો. જ્યારે પણ એમને મળવાની ઇચ્છા થતી ત્યારે હું તેમને પત્ર લખી નાખતો. "તમારે ત્યાં આવું છું, નિરાંતે મળીશું !" જવાબમાં તેઓ તુરત જ લખતા, "જરૂર આવો, હું જરા પણ કામમાં નથી, તમારી રાહ જોઇશ."

અમારી વચ્ચે આટલો જ પત્રવ્યવહાર હતો. જીવનનાં છેલ્લાં બે વર્ષ દરમિયાન તેઓ મહિને બે મહિને મને એકાદ પત્ર લખી નાખતા. હું પણ તેનો જવાબ મોકલી આપતો. તેઓ મારા કરતાં વયમાં મોટા હતા. એમના પ્રત્યે મને ઊંડી શ્રદ્ધા હતી. હું નાનો હતો તેથી તેમણે મને પત્ર લખવાની આવશ્યકતા ન હતી. તેમના અનુભવની દુનિયા મારાથી વધુ સમૃદ્ધ અને પરિપક્વ હતી જ્યારે મારા અનુભવો અધકચરા અને કાચા હતા. આથી તેઓ જ્યારે પણ "કેમ" અને "કેવું" જેવા પ્રશ્નાર્થ ધરાવતા સવાલો પૂછતા ત્યારે હું આશ્ચર્ય અને દ્વિધામાં પડી જતો.

એમના પત્રોમાં એવો ધ્વનિ સંભળાયા કરતો હતો કે અન્ય મનુષ્યોની માફક એમને પણ જીવનની સમસ્યાઓ વ્યથિત કરતી હતી. એમના પ્રશ્નો ખૂબ જ અટપટા રહેતા. એના જવાબ આપતી વખતે હું ખૂબ જ મૂંઝવણ અનુભવતો અને મારા અનુમાનના આધારે "શું આમ થઇ શકતું હશે કે નહીં ?" અથવા "આ કદાચ આમ પણ હોય" જેવી વાતો એમને લખી નાખતો. આથી વધુ લખવાની ઉત્સુકતા પણ મને થઇ નથી.

હકીકતમાં એમના પ્રશ્નો ચર્ચા માટે ઉપસ્થિત કરેલા પ્રશ્નો ન હતા. એમાં "હું વિશેષ જાણું છું" એવી છાપ પણ બિલકુલ ન હતી. "જીવન શા માટે છે અને કેવું છે" એવા વિચારપ્રદ અને સનાતન પ્રશ્નોનો પંડિતશાહી તર્કવિતર્કો સાથે કશો જ સંબંધ નથી; તે પ્રામાણિકતા અને અનુભવ સાથે જોડાયેલા પ્રશ્નો છે. આપણા વિશ્વાસ અને શ્રદ્ધાને હલબલાવીને—ઝાટકો મારીને ઊભી કરેલી સમસ્યાઓ છે. એનું સમાધાન અંધશ્રદ્ધા વડે પણ ન કરી શકાય. આ પરિસ્થિતિમાં એમના પ્રશ્નોનો ઉકેલ લાવવાની શ્રદ્ધા મારામાં ક્યાંથી હોય ? બહુ થાય તો લખી નાખું કે "તમારી માફક મને પણ એવો જ સંદેહ રહે છે."

વાચકોને આ પ્રસ્તાવના પણ એક સમસ્યા જેવી લાગતી હશે. મારા મિત્રનું જીવન પણ સમસ્યા જ હતું. પોતાના છેલ્લા પત્રમાં એમણે મને લખ્યું હતું. "તમે મુંબઇ ક્યારે આવો છો ? જોકે ત્રણેક મહિના પહેલાં જ તમે હજુ તો આ બાજુ આવ્યા હતા. પરંતુ ધીરજના અભાવ બદલ મને માફ કરશો. એમ નથી લાગતું કે તમને હવે એકાદ વખત પણ જોઇ શકીશ ! કોણ જાણે કેમ ? આથી આગ્રહ કરી રહ્યો છું કે શક્ય તેટલા જલદી અહીં આવી જાઓ. મેં પણ કંઇક પાગલપણાની વાતો લખી રાખી છે જે હજુ સુધી કોઇને બતાવી નથી અને હાલ તુરત એવી ઈચ્છા પણ નથી. મારા જીવતાં હું એ કોઇને બતાવીશ પણ નહીં.પરંતુ લખેલું બધું વ્યર્થ જાય એવી પણ મારી ઈચ્છા નથી. આથી એ બધું લખાણ તમને સોંપી દેવા માગું છું.

એવી આશા રાખુ છું કે મારા મૃત્યુ પછી તમે એ વાંચશો. એથી વિશેષ કશું ઈચ્છતો નથી.

"બીજી એક વાત. આપણા કેટલાક પૂર્વજો અને ઋષિઓએ સંસાર અને વિશ્વ વિશે જાતજાતનાં મંતવ્યો વ્યક્ત કરતાં કહ્યું છે કે આ જ ખરું છે, આ જ અંતિમ સત્ય છે. તમે તેને વેદ કહો, ઉપનિષદ કહો અથવા એમ પણ કહો કે ઈશ્વરે કાનમાં ફૂંક મારીને એ કહી દીધેલું છે. મને આ બાબતમાં હમેશાં એક સંદેહ રહ્યા કરે છે, વિશ્વ અને સૃષ્ટિ વિશે મેં પણ થોડુંઘણું વાંચીને મેળવ્યું છે. સમગ્ર વિશ્વની આ અનંત યાત્રા જાણે કયારની શરૂ થઈ છે અને ક્યાં જઈ રહી છે ! વળી પ્રવાસ શરૂ થઈ ગયા બાદ લાંબા સમયે રસ્તાના એકાદ સ્ટેશન પર ગાડીના ડબ્બામાં ચડનારા કોઈ મુસાફરની માફક મનુષ્ય નામનું પ્રાણી ઘૂસી ગયું અને પછી એવી જ રીતે ત્યાંથી ઊતરી પણ ગયું, પરંતુ જીવનની યાત્રા હજુ પણ ચાલુ રહી છે અને તેનું ધ્યેય હજુ અજ્ઞાત અને અજાણ્યું છે. આગળ તો હજુ અમાપ અંતર છે. આ સંજોગોમાં કોઈ છાતી ઠોકીને એમ કહેવાનો દંભ કરે કે હું એનું રહસ્ય જાણી ગયો છું, તો શું તે હસી કાઢવા જેવી વાત નથી ?"

આવી જ વાતોથી એમનો પત્ર ભર્યો હતો. એમના પ્રશ્નોએ જાણે તમામ ધર્મો અને સંપ્રદાયોને જડમૂળથી હલાવી નાખ્યા હતા.

તેઓ એક એવી વ્યક્તિ હતા જેમણે જીવનને શ્રદ્ધા અને પ્રામાણિકતાથી ઓળખવાનો પ્રયાસ કર્યો હતો અને એ સમજી લીધું હતું કે મેં જે કાંઈ જાણ્યું છે તે અર્ધસત્ય છે. તેમણે ચારપાંચ વિષય પર દસપંદર પંક્તિઓ લખી હશે પરંતુ એ માત્ર ગપ્પાં હોય એ અસંભવિત છે. જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી મારું લખાણ કોઈ ન જુએ — આમ વિચારનાર વ્યક્તિ પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા માટે કંઈ પણ લખી જ કેમ શકે ? તો પછી શા માટે લખ્યું ? કોને માટે લખ્યું ? એમા શું લખાણ હશે ? – આવા કેટલાક પ્રશ્નો મારા મનમાં એક પછી એક આવવા લાગ્યા. અંતે તો તે જીવતા રહેશે ત્યાં સુધી એમનું લખાણ મેળવવું યે શક્ય નથી. પરંતુ તેમનો પત્ર વાંચી હું નવાઈ પામ્યો હતો કે એમણે મારી પાસે આવી અપેક્ષા કેમ રાખી હશે ! એક જ વિચાર મને સૂઝી આવ્યો કે બાહ્ય જીવનમાં અસંતુષ્ટ રહ્યા પછી હવે કાચબાની માફક પોતાના હાથ પણ શરીરમાં સંકોચાવીને તેઓ એકલવાયું જીવન પસાર કરી રહ્યા છે – બાહ્ય તેમ જ ભીતર બન્ને ! પરંતુ એવું શું છે કે એમને પોતાની જ વાત પર વિશ્વાસ ન હોય ? મને લાગ્યું કે આ 'પોતાની વાત' કદાચ બીજા માટે મજાક-મશ્કરી-ઉપહાસનું સાધન બની રહે. એમ પણ બને કે તેમણે આવી અપેક્ષા એમ વિચારીને રાખી હોય કે મૃત્યુ પછી મારા વિશે કોઈ કંઈ પણ કહે તો મને એની શી પરવા ?

મુંબઈમાં મારે કાંઈ કામ ન હતું. પરંતુ મને મનમાં હતું કે બીજા ત્રણ-ચાર મહિના મુંબઈ જવાનો પ્રસંગ ન આવે તો સારું. વળી એક વાર મનમાં ઈચ્છા જાગી કે એમને મળવા મુંબઈ જઈ આવું, પરંતુ હું જેટલો ઉમંગી છું તેટલો ક્રિયાશીલ નથી. ઉત્સુકતાનું ઈચ્છામાં પરિવર્તન થાય, ઈચ્છા આગળ વધી આતુરતાનું સ્વરૂપ

ધારણ કરે અને મને ઉશ્કેરે ત્યારે હું મારી જગ્યાએથી કંઇક હલી શકું છું. વળી બીજી જંજાળો-મુશ્કેલીઓ પણ સામે હતી. એમનો સામનો કરીને મુંબઇ જવાની ખાસ ઇચ્છા થઇ નહીં, એટલે કે એમની આ લોકની યાત્રા પૂરી થતાં પહેલાં તેમને મળવાનું બની શક્યું નહીં. એક દિવસ મુંબઇથી તાર આવ્યો. એમના એક પડોશીએ કર્યો હતો. લખ્યું હતું : "તમારા ભાઇ બીમાર છે, જલદી આવો." તેમના પડોશીએ ધાર્યું હશે કે એમનો ભાઈ હું છું,મારા મિત્રે જ એમને કહ્યું હશે. હું તરત જ મુંબઇ ગયો. એમના ઘરે જઇને જોયું તો તેઓ ત્યાં ન હતા.પડોશીઓ પાસેથી જાણવા મળ્યું કે તેમને કે.ઇ.એમ. હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા છે. દોડીને ત્યાં પહોંચ્યો. એમણે મને જોવાની ઇચ્છા વ્યક્ત કરી હશે—એમ માનીને કે મારા સિવાય એમનું કોઇ સગુંવહાલું કે મિત્ર નથી. હું આ માટે એમનો આભારી છું, પરંતુ જે વિશ્વાસ એમણે મારામાં મૂક્યો હતો તેને અનુરૂપ કામ કરવાની યોગ્યતા મારામાં ન હતી, સાચે જ ન હતી. જો હોત તો એમનો છેલ્લો પત્ર મળ્યા પછી તુરત જ એમને મળવા માટે હું મુંબઇ ન આવી જાત ?

હવે તો હૉસ્પિટલ પર જ જાણવા મળી શકે કે તેમની તબિયત કેવી છે. એમની માંદગી વિશે પડોશીઓ પણ સ્પષ્ટતાપૂર્વક કશું જ કહી શકયા નહીં, એ લોકોને એટલો રસ પણ ન હતો. અને રસ હોવા માટે પણ કંઇ કારણ તો જોઇએ ને ? એકે કહ્યું, "એમણે કાગળનો ટુકડો બતાવ્યો હતો. તેના પર તમારું સરનામું લખેલું હતું. ત્યારે તેમને ખૂબ જ તાવ હતો. મેં એક ડૉકટરને બોલાવ્યો તો એમણે કહ્યું કે આમને તુરત જ હૉસ્પિટલમાં દાખલ કરો. બેત્રણ દિવસથી તેઓ સૂઇ જ રહેતા હતા અને દરવાજો પણ બંધ જ હતો. મેં જ દરવાજો ખોલી તેમની દશા જોઇ તો ખૂબ જ ગભરાઇ ગયો. તેમનામાં બોલવાની શક્તિ પણ નહોતી રહી. પોતાની કમજોર આંગળીઓથી તેમણે ટેબલ પર રાખેલો કાગળનો ટુકડો મને આપ્યો. તેના પર તમારું નામ-સરનામું હતું. અમે તમને તાર કરી દીધો. હવે તમે આવી પહોંચ્યા છો તો તમે જ બધું સંભાળી લો."

હું નવાઇ પામી હૉસ્પિટલ તરફ દોડી ગયો. હું ત્યાં પહોંચું એની થોડી વાર પહેલાં જ તેમનું શબ શબાગારમાં રાખી દીધું હતું.

મારું આવવું ન આવવા જેવું થયું અને ત્યાં રહેવું પણ ન રહેવા જેવું ! તો પણ અર્ધો કલાક ઊભો રહ્યો. કોઇ પણ પ્રકારની વેદના-પીડાથી મુક્ત એમના શાંત અને સુષુપ્ત વૃદ્ધ ચહેરાને જોતો રહ્યો. વધુ વિચારવાનો હવે સમય ન હતો.મને પૂછવામાં આવ્યું કે હવે આગળની વ્યવસ્થા પૂરી કરવી પડશે ને ? જીવંત માણસોની જવાબદારી માણસના મૃત્યુ પછી તુરત જ પૂરી થઇ જતી નથી. આમ વિચારતાં વિચારતાં મુંબઇમાં જ રહેતા કેટલાક મિત્રો યાદ આવ્યા. હૉસ્પિટલની બહાર નીકળ્યો અને ટેલિફોન કરી એક નિકટના મિત્રને બોલાવી લીધો. તેમની મદદથી મિત્રની અંતિમક્રિયા પતાવી દીધી. પરંતુ હવે આગળ ?

મારે તેમના ઘેર પાછા જવું જોઇએ કે નહીં ? હું કોણ છું ? તેઓ કોણ હતા ? એ

સાચું છે કે હું એમનો મિત્ર છું, દુર્ભાગી પણ છું, પરંતુ તેઓ જે કાંઇ મૂકી ગયા હોય તે પર મારો શો અધિકાર ? આ બધું વિચારતો રહ્યો. ત્યાં મુંબઈગરા મિત્રે કહ્યું : "એવું કાંઇ નથી. ત્યાં જાઓ. તેમના ઘરમાં જે સામાન હોય તે લઇને તેમનાં ભાઇભાંડુ કે સગાંસંબંધીઓની માહિતી મેળવી તેમને પહોંચાડવા સુધીની જવાબદારી તમારી છે. તમારા પર આટલો વિશ્વાસ ન હોત તો તમારું નામ એમણે આપ્યું જ શા માટે ? " આ મિત્રને હું તેમના ઘરે ગયો. પડોશીઓની સંમતિથી તે એક દિવસ માટે મારે એ ઘર અને સામાનના માલિક બનવું પડયું.

તેઓ મુંબઇમાં મલબાર હિલ પર રહેતા હતા. તમે લોકો કદાચ એમ માનતા હશો કે મલબાર હિલ પર રહેનારા બધા લોકો ધનવાન છે. પરંતુ આલીશાન ઇમારતોની આજુબાજુમાં સેંકડો ઝૂંપડાં પણ છે. એક સમયે જે પૈસાદારોનાં મકાનો હતાં તે અત્યારે જરીપુરાણાં થઇ જતાં ઝૂંપડાં જેવાં લાગે છે. મારા મિત્ર આવા જ એક ઘરમાં રહેતા હતા. બેક-બે સમુદ્રની લગોલગ એક પાછળના નાનકડા વિસ્તારમાં 'આઉટ હાઉસ'ના નમૂના મુજબ બનાવેલું મકાન હતું.ભોંયતળિયે દુકાનો હતી અને પાછલા ભાગમાં રહેતું હતું એક ગરીબ કુટુંબ ! બે માળનું આ મકાન ઠીક ઠીક મોટું છે. એક છાપરું છે, જેનું મુખ દરિયા તરફ પડે છે. તેના આગલા ભાગમાં બે કુટુંબો રહેતાં હતાં. તેમાં સીડીની પાસે જ મારા સદ્દગત મિત્ર યશવંતરાયનું નિવાસસ્થાન હતું, ત્રણ ઓરડાનું. મુંબઇવાસીઓ અને તેમાં પણ મધ્યમવર્ગના લોકો માટે આવું ઘર દુર્લભ હોય છે. આ ઘરના ઓરડાઓ પણ મોટા અને હવા-ઉજાસથી ભરપૂર હતા. તેની બીજી તરફ રહેનાર કુટુંબને જ મેં પડોશી કહેલ છે. તેઓ પારસી હતા. એ કુટુંબના વડા જમશેદજી કોન્ટ્રાકટર હતા. તેમણે જ મને તાર કર્યો હતો.

આ સમયે જે મિત્ર મારી સાથે હતા તે મુંબઇમાં કેટલાંક વર્ષથી વેપારમાં રોકાયેલા હતા. માધવરાવ એમનું નામ. અંધારું થયા પછી અમે બન્ને યશવંતરાયના ઘરે પહોંચ્યા. તેમણે દરવાજો ખોલ્યો અને બત્તી સળગાવીને ત્યાં રાખેલી નેતરની ખુરશી પર બેસી ગયા. મેં કહ્યું : "માધવરાવભાઈ, તમે મારા માટે ખૂબ જ તકલીફ લીધી. અંતિમ વિધિ પણ પતી ગઇ. તમે ખૂબ જ થાકી ગયા હશો. હું તો આજે જમી શકું તેવી સ્થિતિમાં નથી. અહીં જ સૂઇ જાઉં છું. સવારે બધી વસ્તુનો વિચાર કરીશ."

"આ તમારા કોઇ સંબંધી થાય છે ? કે લાંબા સમયથી તમારા પરિચિત છે ?" માધવરાવે પૂછયું. એટલામાં કોઇનાં પગરખાંનો અવાજ સંભળાયો. મેં તેમને કહ્યું : "કાલે હું તમને વિગતવાર વાત કરીશ."

આવનાર પડોશી કોન્ટ્રાકટર મહાશય હતા. ખુલ્લું બારણું અને પ્રકાશ જોઇને જાણે આદતના જોરે જ તેમણે કહ્યું : "હલ્લો..." આગળ યશવંતરાયનું નામ લેતાં તેઓ ક્ષોભ પામી અટકી ગયા. અમે બન્ને તેમના માટે નવા અને અજાણ્યા હતા. અલબત્ત, એકાદબે વખત તેમણે મને અવશ્ય જોયો હતો. હવે તેમને મારા નામની પણ ખબર પડી ગઇ છે.

"હું હૉસ્પિટલમાં આવી શક્યો નહીં. અમે તો રોજિંદી ઘટમાળના ગુલામ છીએ.ખેર, જવા દો !" કહીને તેમણે પૂછ્યું : "અમારા યશવંતરાયને કેમ છે ?"

મેં હાથના ઇશારાથી જણાવ્યું કે તેમણે આ દુનિયામાંથી વિદાય લીધી છે, અને પછી ઉમેર્યું કે "આ મિત્રની મદદથી અંતિમક્રિયા પતાવીને હજુ હમણાં દાદરથી પાછા આવ્યા છીએ."

"શું કહો છો ? અવસાન પામ્યા ?" બેબાકળા થઇને તેઓ ચીસ પાડી ઊઠયા; પછી રઘવાયા થઇ બૂમ મારીને પોતાની પત્નીને બોલાવી આ સમાચાર આપ્યા.એનું આખું કુટુંબ ત્યાં એકત્ર થઇ ગયું.વ્યથિત સ્વરે તેમણે મને પૂછયું : "આપનું નામ કાંતિ છે ને ?"

"એમ જ સમજો ને ?"

"તો પણ ?"

"કાંતિ."

"અને આપ ?" તેમનો નિર્દેશ માધવરાવ અંગે હતો.

"મારા મિત્ર માધવરાવ."

"કાંતિભાઇ," જમશેદજીએ કહ્યું. "તમે વર્ષમાં એકાદબે વાર આવતા હતા એટલે મને યાદ છે. તેમના વિશે તો તમે સારી રીતે જાણતા જ હશો. તેઓ તમારી ખૂબ જ નજીક રહ્યા છે ને ? હું પણ તેમની નિકટ રહ્યો છું. અમે બન્ને એક જ સમયે, એક જ મુહૂર્તે આ મકાનમાં આવ્યા હતા. ત્યારે લડાઇના ભયથી મુંબઇ શહેર ખાલી થઇ ગયું હતું. તેથી આ મકાન આટલા ઓછા ભાડામાં મળી ગયું. યશવંતરાવ ખૂબ જ ઓછું બોલનારા માણસ હતા.મારાં બાળકો તો તેમને દાદા કહીને બોલાવતાં હતાં. મારી પત્નીને તેમના પ્રત્યે ખૂબ જ શ્રદ્ધા હતી. બાળકો સિવાય બીજા લોકો સાથે તેઓ બહુ જ ઓછું બોલતા હતા. જયારે મારાં બાળકો તેમને કંઇ પૂછતાં કંઇ માગતાં ત્યારે તેઓ તેમનાં ચિત્રો દોરતાં અને વાર્તાઓ સંભળાવતા. બહુ મોટા કલાકાર તો તેઓ ન હતા.ખેર... એ જુદી બાબત છે. પરંતુ તેઓ એક વિરક્ત માણસ હતા. જેટલા સરળ તેટલા જ બુદ્ધિશાળી પણ ! તેમની વયને લક્ષમાં રાખીને આ વાત કરી રહ્યો છું, એમ ન સમજશો. એમના જીવનમાં, એમની સરળતામાં અને એમના વિચારગ્રસ્ત ચહેરા પર એક અદ્દ્ભુત તેજ દેખાતું હતું. બરાબર ને ?'"

"સાચી વાત છે." મેં જવાબ આપ્યો.

"ક્યારેક ક્યારેક તેઓ મારી સાથે વાતો કરતા, પરંતુ ગણીગાંઠી. તેમાં જીવનની મીઠાશ હતી. સામાન્ય અને ફાલતુ વાતો તો તેઓ કદી પણ કરતા ન હતા. ખરેખર એમનું જીવન મહાન હતું. તમને એ કેવા લાગ્યા ?... મને તો કલ્પના પણ ન હતી કે તેઓ આટલા જલદી આપણને છોડી જશે. પરમ દિવસે કે.ઇ.એમ.માં જઇને તપાસ કરી આવ્યો હતો. ખબર પડી કે કદાચ 'સેરિબ્રલ ઇનર્શિયા' છે. આ ઉપરાંત હું જે

ડૉક્ટરને બોલાવી લાવ્યો હતો તેને પણ તેમના બચવાની આશા ન હતી.... ભાગ્યની વાત છે. મેજ પર પડેલા કાગળના ટુકડા પર લખેલું હતું : "વીલ યુ કોન્ટેકટ ઘીસ ફ્રેન્ડ ફોર મી ?" આથી મેં તમને તાર કર્યો.

"એટલી તમારી મહેરબાની." મેં કહ્યું.

"એમના વિના આ ઘર કેટલું સૂનું સૂનું અને ઉદાસ લાગે છે. મુશ્કેલીના દિવસોમાં તેઓ મને કેવી હિંમત આપતા હતા, કેટલી મદદ કરતા હતા ? એક વખત કોણ જાણે ક્યાંથી એમને ખબર પડી ગઇ કે મને પૈસાની ખેંચ છે. એમણે પોતે જ મારા ઘરે આવીને કહ્યું કે 'બોલો, થોડા સમય માટે જરૂર હોય તો હું થોડા પૈસા આપી શકું તેમ છું.' અને એક હજાર રૂપિયાનો ચેક તેમણે મને આપ્યો. મને ખ્યાલ પણ ન હતો કે તેમની પાસે આટલા બધા પૈસા હશે. તેમના કુટુંબ વિશે બહુ પૂછવા છતાં તેઓ ચુપ જ રહેતા હતા. અમને લાગતું હતું કે એમના પુત્રો મોટા હશે, દૂર કયાંક કમાતા હશે અને ખર્ચ માટે તેમને પૈસા મોકલતા હશે. તે દિવસે માગ્યા વિના તેમણે આટલી મોટી રકમ મને આપી દીધી. થોડા સમય પછી મેં તેમને એ પૈસા પાછા આપી દીધા, પરંતુ તે દિવસે તો એમને લીધે અમારી આબરૂ બચી ગઇ. બેત્રણ મહિને એક વખત તેઓ મહાબળેશ્વર, આબુ, બોરડી વગેરે સ્થળોએ ચિત્રો દોરવા જતા હતા ત્યારે આ ઘર કેટલું સૂનું સૂનું લાગતું ! તે અહીંયાં રહેતા ત્યારે એમ થતું કે જાણે ગુલાબ ખીલ્યાં છે."

એમની વાતો પૂરી થઇ. મેં માધવરાવને વિદાય આપી. કોન્ટ્રાકટરસાહેબ પણ "હમણાં આવું છું" કહીને ઘરે ચાલ્યા ગયા. ત્યાં પણ તે યશવંતરાવ વિશે જ કંઇ બોલતા હતા. એમનાં પત્ની અને બે નાનાં બાળકોના સતત રડવાનો અવાજ આવ્યા કરતો હતો. મને કંઇ જ સૂઝતું ન હતું. "હું ક્યાં છું ? શા માટે આવ્યો છું ? હવે શું કરીશ ? " મગજમાં માત્ર પ્રશ્નો જ પ્રશ્નો હતા. ઉત્તર એક પણ નહીં. જે ખુરશી પર બેઠો હતો ત્યાં જ ઊંઘવા લાગ્યો. મને ખબર જ ન પડી કે જમશેદજી ક્યારે મારી સામે આવી ઊભા રહી ગયા. બોલ્યા, "તમને થાક લાગ્યો હશે. સૂઈ જાઓ... પરંતુ જમવાનું ?... દાદા તો તેમના બીમાર પડવાની આઠેક દિવસ અગાઉ જ ઝઘડો કરીને ચાલ્યો ગયો હતો. પાંચ વર્ષ સુધી તેમની સાથે પડછાયાની માફક રહ્યો. એક દિવસ તે પૈસા ઉધાર માગવા આવ્યો, પરંતુ તેમણે ના પાડી દીધી ત્યારે તેણે કહ્યું, 'શું મરતી વખતે આ પૈસા સાથે લઇ જશો ?' બાપરે ! આટલી અપ્રામાણિકતા ! આટલી કૃતઘ્નતા ! ભોજન તેમ જ કપડાં ઉપરાંત માસિક ચાલીસ રૂપિયાથી વધુ પગાર એને આપતા હશે, છતાં પણ તે રાજી નહોતો !"

જમશેદજી બોલ્યે જતા હતા, "એની ઉદ્ધતાઇ જોઇને જ યશવંતરાયે કહ્યું હતું, "દાદા, હું એ નથી જાણતો કે મરતી વખતે શું થાય છે. હું મારા પૈસા જ નહીં, મારું શબ પણ છોડી જઇશ. આવી વાત તારા મોંમાંથી નીકળવી જ જોઇતી ન હતી. તેં તે દિવસે ટેબલમાંથી સેંકડો રૂપિયા કાઢી લીધા હતા અને પછી અજાણ બનીને કેટકેટલા સોગંદ ખાધા હતા ત્યારે હું સમજી ગયો હતો કે તું માણસ નથી. ત્યારથી તારી શેકેલી

રોટલી મારે ગળે ઊતરતી નથી. છતાં પણ મેં તને કોઈ દિવસ ચાલ્યા જવાનું કહ્યું નથી. પરંતુ હવે એ કહેવાનો સમય પાકી ગયો છે કે તું ચાલ્યો જા." ખૂબ જ વ્યથિત થઈને તેમણે દાદાને કહ્યું, "દાદા, પૈસા તો આવે છે ને જાય છે. મેં ઘણા પૈસા મેળવ્યા છે અને ગુમાવ્યા પણ છે; પરંતુ એક વાર ગુમાવેલો વિશ્વાસ ફરીથી પ્રાપ્ત કરવો મુશ્કેલ છે." આ સાંભળીને દાદાએ કહ્યું, "કોને પડી છે તમારા વિશ્વાસની ! આ બુઢ્ઢાને પૈસાનું અભિમાન આવી ગયું છે."દાદા જ્યારે ગાળો આપવા લાગ્યો તો મારી પત્નીએ આવીને ધમકાવ્યો અને બહાર તગડી મૂક્યો. ત્યાર પછી તે પોતે જ સ્ટવ પર ચા અને ટોસ્ટ બનાવી લેતા હતા."

જમશેદજીનાં પત્નીએ તેમનાં બાળકો સાથે મારા માટે દૂધ, બ્રેડ, ફળો અને માખણ વગેરે મોકલી આપ્યું, ત્યારે મને લાગતું હતું કે યશવંતરાય મારી સામે આવીને ઊભા રહી ગયા છે. જાણે કે તે દાદાને સમજાવી રહ્યા હોય ! મેં ખાવા તરફ કંઈ ધ્યાન આપ્યું નહીં ત્યારે જમશેદજીએ કહ્યું : "આ લઈ લો."

મેં કહ્યું : "ના, ભૂખ નથી." મને ખરેખર ભૂખ ન હતી.

"સવારથી તમે કશું લીધું નહીં હોય..."

"હા ગઈ કાલથી જ..."

"અરે, ત્યારે તો તમારે લેવું જોઈએ. ભાઈની યાદમાં દુઃખ થાય એ સ્વાભાવિક છે, પરંતુ તમે તો જાણો છો કે મૃત્યુથી કોઈ બચી શકે છે ખરું ?"

"મૃત્યુનું તો કાંઈ એટલું બધું દુઃખ નથી, પરંતુ એક મહિના પહેલાં એમણે મને આવવાનું લખ્યું હતું. મારે તે વખતે અહીં આવવું હતું અને ઘણી બધી વાતો તેમની પાસેથી જાણવી હતી."

"ખરેખર, તે કેટલા મહાન હતા ! આપણે દસ વાત કરીએ ત્યારે તે એક વાત કહેતા હતા. હું આટલો નિકટ હતો તો પણ બહુ જ ઓછું બોલતા હતા.. ઠીક તો એ તમને શું થતા હતા ? "

આ પ્રશ્નનો જવાબ તુરત આપવાની મારામાં હિંમત ન આવી. એમ કહી શક્યો હોત કે હું એનો મિત્ર છું. પરંતુ તો પછી એમની સંપત્તિને સ્પર્શ પણ કરી શકું નહીં, મારે એની જરૂર પણ ન હતી, પરંતુ એ જાણવાનો પ્રયાસ તો કરવો જ હતો કે એમણે મને આ જાતનો પત્ર શા માટે લખ્યો ? એમનાં કાગળિયાં જોઈને એમના સંબંધીઓની ભાળ પણ મારે કાઢવી હતી. તેથી જમશેદજીના પ્રશ્નનો જવાબ આપતાં હું જરા અચકાયો.

એમણે પૂછ્યું : "એમ લાગે છે કે તમારી સાથે એને દૂરનો કોઈ સંબંધ હતો ?"

"હા," મેં જવાબ આપ્યો. મારી આંખોમાં અત્યંત થાક અને ઊંઘ હતાં. જમશેદજી જમવા માટે આગ્રહ કરી રહ્યા હતા. ખાવાનું શરૂ કર્યું પરંતુ ખબર ન પડી કે શું ખાધું અને શું નહીં ? થાક, ઊંઘ, મૃત્યુ, દુઃખ અને સ્મૃતિ બધું જ એક સાથે મગજમાં

અથડાઇ રહ્યું હતું. કદાચ થોડું દૂધ મેં પીધું હશે. જમશેદજી ચાલ્યા ગયા ત્યારે બારણું બંધ કર્યું, બત્તી ઓલવી નાખી અને બાજુમાં પડેલા એક જૂના સોફા પર પગ લંબાવીને સૂઈ ગયો. તે આખી રાત સ્વપ્નોથી ભરેલી હતી. જાણે કે હું બીમાર પડયો છું અને યશવંતરાય મારા માથા પર હાથ મૂકીને બેઠા છે. જાણે કે હું કહી રહ્યો છું કે મને મૃત્યુનો ડર લાગે છે અને તેઓ હિંમત આપી રહ્યા છે, "ડરવાનું શું છે ? અહીંનું કામ તો પૂરું થઇ ગયું ને ? તમે જે કામ માટે આવ્યા હતા તે તો પતી ગયું. કામ પૂરું થયું એનો સંતોષ માણો !"

મેં પૂછયું, 'અને કાલે ?'

એમણે કહ્યું, "કાલનું કામ આગળ વધારવું બીજાને શિરે છે."

"પછી આપણું શું થશે ?"

"નહીં રહો."

"પછી ? પુનર્જન્મ ?"

"કોને ખબર ?"

"નહીં થાય ?"

"તેની ચિંતા તમને શા માટે ? તમે માત્ર આજના છો, ગઇ કાલના નહોતા, અને આવતી કાલના પણ નહીં હો !"

બસ, આ કાલ્પનિક સ્થિતિમાં આટલી વાતો થઇ હશે કે મારી આંખો બિડાઈ ગઇ. સવારે તડકો બારીમાંથી અંદર આવ્યો ત્યારે ઊઠયો. બધો થાક ઊતરી ગયો હતો, જાણે કે મારામાં એક નવા જીવનનો સંચાર થયો.યશવંતરાયની યાદમાત્રથી મૃત્યુના દુ:ખનો થાક ઊતરી ગયા જેવું લાગતું હતું. આપણે એક નાટક જોઇએ છીએ. જોતાં જોતાં આપણે એનાં પાત્રોને આત્મસાત્ કરીએ છીએ. એમની સાથે તાદાત્મ્ય સાધતા હોઇએ એમ લાગે છે. નાટક પૂરું થતાં ઘર તરફ રવાના થઇએ છીએ ત્યારે માત્ર તેની સ્મૃતિ જ શેષ રહે છે. તે યાદ જેટલી વધુ મધુર કે કડવી હશે તેટલા જ વધુ સમય માટે આપણામાં સચવાઇ રહેશે.

યશવંતરાયની સ્મૃતિ મને અત્યંત પ્રિય છે. એનું માધુર્ય અવિસ્મરણીય છે. મારા સ્વાર્થ અને ઉપયોગ માટે, હું હવે તેમને બીજી વાર મેળવી શકું તેમ નથી. છતાં પણ એમણે મારા જીવનમાં જે સ્મૃતિરેખાઓ અંકિત કરી છે તે કાયમ માટે મારા અંતરમાં જીવંત છે. હું તે સાચવીને રાખી શકું છું અને ભૂલી પણ જઇ શકું છું. 'વ્યક્તિ' સંજ્ઞાની ચિરંજીવીતા કે અંત એના ચારિત્ર્ય પર આધાર રાખે છે. મને થયું, જો કોઇ પણ પાત્ર પોતાની સઘન અને અમીટ સ્મૃતિઓના આધારે કોઇના હૃદયમાં જીવંત સ્પંદિત રહે અને વિકાસ પામતું રહે તો એ જ પુનર્જન્મ છે.

યશવંતરાયને મેં આઠદસ વખત જોયા હતા. તેઓ જે ચિહ્નો મૂકી ગયા છે તે

જોવા હવે નીકળ્યો છું. મને થયું કે જો હું એમને સારી રીતે જાણતો હોઉં તો તેમનાં પગલાંનાં નિશાન જ તેમની જીવનયાત્રાને મારી સમક્ષ ખુલ્લી કરી દેશે.

ઊઠીને આળસ મરડી મોં ધોયું. અરીસા સામે ઊભો રહ્યો. મોઢું લૂછતાં લૂછતાં દીવાર પર નજર પડી, તો તે અરીસાની આજુબાજુ આઠદસ છબીઓ દેખાઈ. આ તસવીરો યશવંતરાયે લીધી હતી. એમને ચિત્રકલા પ્રત્યે ખૂબ જ આકર્ષણ હતું. કલાનો અભ્યાસ કર્યા વિના, તેની ટેક્નિક જાણ્યા વગર, માત્ર સમય પસાર કરવા તેમણે ચિત્રકામનો શોખ કેળવ્યો હતો. મેં આ ચિત્રોને ઘણીવાર જોયાં છે. યશવંતરાય કોઈ મહાન કલાકાર ન હતા. છતાં પણ તેમણે મનનાં બિંબોને રંગ પૂરી આલેખવાના, લખવાના તેમ જ દોરવાના પ્રયાસો કર્યા હતા. મનમાં થયું હશે, આમાં કંઈ નુકસાન તો જતું નથી ને !

આ વખતે તે જ ચિત્રોને જોતાં– અલબત્ત, આ ચિત્રોમાં કશું શિલ્પસૌંદર્ય મને ન દેખાયું – મને શંકા થઈ કે યશવંતરાયે માત્ર સમય પસાર કરવા માટે આ ચિત્રો દોર્યા હશે. નહીં તો... એ તો સ્પષ્ટ છે કે ચિત્રકલા એમની ભાષા બની નહોતી. પરંતુ એક જ ભાષાનો જાણકાર પરદેશ ગયા પછી હાથ-મોંના સંકેતોથી "મારે ફલાણી જગ્યાએ જવું છે, રસ્તો બતાવી દો" એમ કહેવાનો પ્રયાસ કરે તો એમાં શો વાંધો હોઈ શકે ?

પછી મને મનમાં કૂતુહલ થયું કે તેઓ પોતાનાં ચિત્રોમાં શું કહેવા માગે છે ? અર્ધો કલાક સુધી જોયા છતાં પણ મને એમ ન લાગ્યું કે આ ચિત્રો અર્થવાહી છે. આ ચિત્રોથી કોઈ પણ હેતુ સ્પષ્ટપણે ઊપસી આવતો નથી.

મને થયું, કોઈ હૉટેલમાં જઈને નાસ્તો કરી આવું પછી તેમની મિલકત અને ચીજવસ્તુઓ જાણી લઉં, અને બની શકે તેટલો જલદી મારે ગામ પાછો ફરું.

## બે

પ્રતીક્ષા ન કરવા છતાં એ જ દિવસે મારા મિત્ર માધવલાલ પોતાના કામમાંથી રજા મેળવી સીધા મારી પાસે, મને બની શકે તે મદદ કરવા માટે, આવી પહોંચ્યા હતા. અમારો સંબંધ બે આંધળાઓની જોડી જેવો બંધાઇ ગયો હતો. પોશી જમશેદજી સવારે જ આવ્યા અને નમસ્કાર કરી ચાલ્યા ગયા. અમે બન્ને દરવાજો બંધ કરી હવે પછી શું કરવું તે અંગે વિચારવા લાગ્યા. સર્વપ્રથમ તો મેં માધવરાવને યશવંતરાય સાથેના મારા પરિચયનો ઇતિહાસ કહી સંભળાવ્યો અને સાથોસાથ એ અંગે શંકા વ્યક્ત કરી કે યશવંતરાયે મારી પાસે કાર્યસિદ્ધિની અપેક્ષા રાખી હશે કે કાર્યમાં સહાય કરવાની. માધવરાવે તો કહ્યું, "બધી વાતો એના કાગળો વાંચ્યા પછી સમજી શકાશે." અને અમે અમારું કામ શરૂ કરી દીધું.

એ ઓરડાના તમામ ટ્રંક પુસ્તકોથી ભરેલા હતા. એ સાથે સ્વચ્છ લખાણમાં એક બે હિસાબોની વહીઓ હતી. બૅન્કની પાસબુક પણ હતી. એ જોતાં ખબર પડી કે માત્ર પાંચ દિવસ પહેલાં પંદર હજાર રૂપિયા ઉપાડવામાં આવ્યા છે અને દોઢેક હજાર રૂપિયા જેટલી રકમ હજુ જમા પડેલી છે. ઉપાડેલી રકમનું શું થયું હશે ? એ તો આ ઓરડામાં જ હોવી જોઇએ. ક્યાંક નોકર દાદા તો ચોરીને રવાના નહીં થઇ ગયો હોય ? એક વખત એ સો રૂપિયા ચોરીને છૂ થઇ ગયો હતો. મનમાં શંકા જાગી, શંકા શું, ગભરાટ પેદા થવા લાગ્યો. જો સાચે એમ જ થયું હોય તો પોલીસને ખબર આપવી જોઇએ. જ્યાં સુધી બધો મામલો પતી ન જાય ત્યાં સુધી મારે મુંબઈમાં જ રહેવું પડશે. મને ચિંતા થવા લાગી. મારી આ અસ્વસ્થતા દૂર કરવાના હેતુથી હું પડોશી કોન્ટ્રાક્ટરની પત્નીને ત્યાં ગયો અને પૂછ્યું, "દાદાએ ક્યારથી કામ છોડી દીધું હતું ?" ખબર પડી કે બૅન્કમાંથી રકમ ઉપાડવામાં આવી તે પહેલાંજ દાદાએ કામ છોડી દીધું હતું. છતાં પણ મારા મનમાં શંકા તો રહી જ ! ક્યાંક એમના મૃત્યુ પછી તો ઘરે આવીને નહીં ચાલી ગયો હોય ? ઈર્ષ્યાના માર્યા ભોજનમાં ઝેર તો નહીં ભેળવી દીધું હોય ? ચિત્તમાં જાતજાતની શંકાઓ જાગવા લાગી.

ત્યાર બાદ અમે એ તપાસ શરૂ કરી કે યશવંતરજયે કોની કોની સાથે પત્ર-વ્યવહાર કર્યો હતો. કેટલાક પત્રો મળ્યા. જોકે એમણે તો મને લખેલું કે ઘણી બધી લખાપટ્ટી કરી છે, પરંતુ કંઇ સામગ્રી હાથ લાગી નહીં. ઓરડામાં પડેલા કાગળોની, અમે કંટાળી ગયા ત્યાં સુધી તપાસ કરી. આખરે એ સૂઝ્યું કે દીવાલ પર ટાંગેલું એમનું

ખમીસ તપાસવું જોઇએ. તપાસ કરતાં ખમીસના ખિસ્સામાંથી એક ચેકબુક મળી, સાથે પોસ્ટ ઑફિસની એક રસીદ પણ હતી. રસીદ જોતાં ખબર પડી કે તેમણે મારા નામે પોસ્ટ દ્વારા એક રજિસ્ટર મોકલ્યું છે. એ સિવાય ખિસ્સામાં એક પાકીટ હતું, જેમાં દોઢસો રૂપિયા હતા, પરંતુ ઉપાડેલી પેલી મોટી રકમનું શું થયું એ વિશે કંઇ પણ અણસાર મળ્યો નહીં. જો એ રકમ ચોરાઇ ગઇ હોય તો આ દોઢસો રૂપિયા પણ અહીં ન હોવા જોઇએ. ફરી વિચાર આવ્યો કે ગામ જઇને રજિસ્ટરની માહિતી ન મેળવું ત્યાં સુધી દાદા પર શંકા કરવી વ્યર્થ છે.

પરંતુ માત્ર વિચારવાથી આગળનો માર્ગ સૂઝે તેમ ન હતું. અમે બંનેએ મળીને ઓરડાના તમામ સામાનની એક યાદી તૈયાર કરી. બધાં ચિત્રો એકત્ર કરી એક ટ્રંકમાં ભર્યાં. તેઓ જે વાંચ્યા કરતા હતા તે પુસ્તકો પણ જોયાં. મોટા ભાગનાં પુસ્તકો સંપ્રદાય, ધર્મ અને દર્શન વિશેનાં હતાં. પુસ્તકોમાં અહીંતહીં ભૂરી તેમ જ લાલ પેન્સિલોની નિશાનીઓ કરેલી હતી.ક્યાંક કયાંક પ્રશ્નાર્થ તેમજ આશ્ચર્ય ચિહ્નો દ્વારા શંકા પણ વ્યક્ત કરવામાં આવી હતી. પરંતુ એ સમયે હું એ જાણવા આતુર ન હતો કે કયા વિષયોમાં એમને સવિશેષ રસ હતો. હું તો મિત્રના અવસાનથી, એની મિલકત ગુમ થઇ જવાના દુઃખથી શોકાતુર હતો.ઓરડામાં બાકી રહેલી તમામ ચીજોને બાંધી લીધા પછી અમે પેટીમાંથી મળેલા કાગળોને શરૂથી અંત સુધી વાંચવાની શરૂઆત કરી. એમાં જે કોઇનું સરનામું મળતું તેના વિશે અમારા મનમાં કુતૂહલ પેદા થતું. અમે વિચારતા કે યશવંતરાય સાથે આ લોકોને શો સંબંધ હશે ? કેટલાયે માણસોએ એમની પાસે પૈસાની માગણી કરી હતી. કેટલાયે લોકો એ સહાય કરવા બદલ આભારની લાગણી વ્યક્ત કરી હતી. આ પત્રો લખનારાઓ જુદા જુદા ગામોના હતા. કેટલાકને દર મહિને અથવા દર છ મહિને અમુક ચોક્કસ રકમ મોકલતા હતા. વિગતે હિસાબ કર્યા બાદ અમને જાણવા મળ્યું કે આ બધા ખર્ચ પછી પણ પંદર હજાર, દોઢ હજાર અને દોઢસો રૂપિયાની રકમો બાકી રહી હશે.

ત્યાં મળેલા કાગળોમાંથી જે લોકોનાં નામ-સરનામા મળ્યાં તેમની એક યાદી મેં તૈયાર કરી. કેટલાક પત્રોમાં તેમણે શેરો માર્યો હતો : 'યોગ્ય નથી,' 'દાન મેળવવા માટે લાયકાત જોઇએ ને?' 'કેટલી વખત માગશો ?''તમારા પોતાના પગ પર ક્યારે ઊભા રહેશો ?' આ જાતનાં કેટલાંયે વાક્યો તેમના પત્રોમાં લખેલાં હતાં. મકાનમાલિકનો હિસાબ જોતાં ખબર પડી કે તેમને આખા વર્ષનું ભાડું ચુકવાઇ ગયું છે એટલે કે હજુ માત્ર ત્રણ મહિના પસાર થયા હતા અને નવ મહિનાનું ભાડું એમની પાસે હજુ બચ્યું છે. અમારે બેએક દિવસ આ કાર્યમાં આપવા પડ્યા. દરમિયાન મેં મારે ઘેર એક તાર કરી દીધો હતો : "મુંબઇથી મારા નામે કોઇ રજિસ્ટર્ડ પત્રો આવ્યા હોય તો તેની ખબર મને તારથી આપવી." જવાબ આવે ત્યાં સુધી મારું કાર્ય કંઈક આ પ્રકારનું રહ્યું : મિત્રના રોજિંદા જીવન વિશે જમશેદ-દંપતી સાથે વાતચીત, ફુરસદ મળ્યે

માધવરાવના ઘરે જઇ આગળ ઉપર શું કરવું તેની યોજના અંગે વિચારણા, એમના ઘરેથી જમીને પાછા ફરવું અને યશવંતરાયના ઓરડામાં પડેલા સોફા પર સૂઈને પડખાં ફેરવ્યાં કરવાં, કંટાળો આવે અને વાંચવાનું મન ન થાય તો એમની પેટી ખોલી એમણે દોરેલાં ચિત્રો જોયાં કરવાં...બસ આ જ કામ હતું... બસ આ જ કામગીરી હતી.

મેં પ્રારંભમાં જ કહી દીધું છે કે તેઓ ધંધાદારી ચિત્રકાર ન હતા. એમણે કેનવાસ અને ઑઇલ કલર જેવી કિમતી વસ્તુઓનો ક્યારેય ઉપયોગ કર્યો ન હતો. પેન્સિલ, ક્રેયોન, પેસ્ટલ અને વોટરકલર જેવી ચીજોનો ઉપયોગ કરીને તેઓ ચિત્રો દોરતા હતા. એવો કોઇ વિષય ન હતો, જેનું ચિત્રાંકન એમણે ન કર્યું હોય ! કાગળના આવા સેંકડો ટુકડા હતા જેમાંથી માત્ર આઠદશ જ મને આકર્ષી શક્યા. અલબત્ત, કુશળ અને અદ્ભુત ચિત્રકામના કારણે મારું ચિત્ત એ ચિત્રો તરફ આકર્ષાયું હતું એમ વાત ન હતી; એમાં ઊપસતી કલાકારની નૈસર્ગિક પ્રતિભાને સમજવી ખૂબ જ મુશ્કેલ હતી. શાસ્ત્રીય સમજના અભાવે રંગ અને રેખાઓની મોહકતા માણી શકાતી નથી. ચિત્રોના વિષયવસ્તુ અંગે કંઇ સંકેત મળ્યા વિના એ ચિત્રોને સમજવાનું મારા જેવા અલ્પજ્ઞ માટે ખૂબ જ મુશ્કેલ હતું. કેટલાંક ચિત્રોમાં તેમણે પોતાનું નામ ‘યશવંત’ લખીને ચિત્રોના વિષય પણ લખ્યા હતા. આવાં ચિત્રોને તારવી તારવીને એકત્ર કર્યાં અને અલગ મૂકી દીધાં.

મુંબઇ આવ્યા પછી છસાત દિવસે મારી પત્નીનો તાર આવ્યો : “ડ્રાફ્ટ, વીલ, મેન્યુસ્ક્રીપ્ટ્સ રીસીવ્ડ.” આ તારે મને વધુ આશ્ચર્યમાં નાખી દીધો. ‘વીલ’ વળી શું હશે ? મને શા માટે પૈસા મોકલ્યા હશે ? આકસ્મિક પરિચય માત્રથી જ આટલા વિશ્વાસપૂર્વક પૈસા મોકલવાનું શું કારણ ? જે હોય તે...પૈસાની ચોરી તો નથી થઇ એ વાત મારા માટે ખૂબ જ સંતોષકારક હતી. મનમાં થયું : ઘરે પાછો ફરીશ ત્યારે ખબર પડશે કે આ પૈસા કોનો પહોંચાડવાના છે. અને એ પણ એક નવાઇની વાત હતી કે યશવંતરાયને કેમ ખબર પડી કે આટલા ટૂંક સમયમાં તેઓ આ દુનિયા પરથી વિદાય લેવાના છે. મને લખેલા એક પત્રમાં આ જ વાત કરી હતી ને ? અને તેઓ જે વ્યવસ્થા કરી ગયા છે તે પૂરા હોશમાં જ કરાઇ છે. જાણે કે હવે જીવનયાત્રાનો અંત આવી રહ્યો છે એમ જાણીને જ આ બધું કરી ગયા હોય ! એમ પણ બને કે તેમના પર મેલેરિયાનો હુમલો થયો હોય. પથારીવશ થયા બાદ તાવમાં તો તેઓ આટલી બધી વાતો કરી શકે નહીં અને ખુદ પોતે તો આગમાં કૂદી શકે નહીં. તેઓ આ બધું મને મોકલાવી ન શકે. અથવા તો ડૉક્ટરોએ કરેલું નિદાન ખોટું પણ હોય અને એમને જે બીમારી લાગુ પડી તે સેરેબ્રેક મેલેરિયા હોય એ પણ બની શકે. તાવ વધુ સખત બને એ પહેલાં જ તેમને પોતાની બીમારીનાં લક્ષણોની જાણ થઇ ગઇ હોય – હું આમ જાતજાતની અટકળો કરવા લાગ્યો. ત્યાર પછી મકાનમાલિક સાથે વાતો કરીને તેમ જ હવે યશવંતરાયની બધી મિલકત અને ચીજવસ્તુઓનો હું પોતે સ્વામી છું, એવી કલ્પનામાં રાચતો મુંબઇથી રવાના થયો

જ્યાં સુધી ગામ પહોંચી મારા નામે આવેલા કાગળો જોયા નહીં ત્યાં સુધી હું જાણે હોશ ખોઈ બેઠો હતો.પળે પળે મનમાં યશવંતરાયના જીવનની કડીઓ ગોઠવતો. એમણે મને સોંપેલી જવાબદારી શી હશે, ક્યા પ્રકારની હશે એનું અનુમાન કરતો હું મુંબઈથી મંગૂકર જતી સ્ટીમરમાં જઈ બેઠો. એમાં લગભગ ૫૦૦ જેટલા મુસાફરો હતા, પરંતુ માત્ર હું જ એકાકી જણાતો હતો. નીલા સમદ્રમાં તરતી જતી એ સ્ટીમર જેટલી એકાકી લાગતી હતી તેટલો જ એકાકી હું એ માનવમહેરામણમાં લાગતો હતો. આ રીતે બે દિવસ વીતી ગયા. ત્રીજે દિવસ વહાણ મંગૂકર બંદરે પહોંચ્યું. ત્યાંથી ઘરે પહોંચવા માટે વધુ બે કલાકનો રસ્તો પસાર કરવાનો હતો. સાથે લાવેલા સામાનથી ભરેલા ટ્રંકો જલદી જલદી કુલીઓના માથા પર મુકાવી હું બહાર આવ્યો અને ત્યારબાદ ઘરના ઓટલે ઉતારીને બેઠો ત્યાં સુધી મારી દશા એક ભૂલા પડેલા રખડતા પ્રવાસી જેવી થઈ ગઈ હતી. યશવંતરાય સિવાય બીજી કોઈ ચીજ જાણે નજરે જ ચડતી ન હતી.

મુંબઈથી પાછો ફર્યો, જરા નિરાંતે બેઠો, સ્નાન કર્યું, નાસ્તો કર્યો અને યાત્રાનો થાક ઊતરતાં જ પત્રોનું બંડલ મંગાવ્યું. યશવંતરાયે મોકલેલું કાગળોનું બંડલ ખાસ મોટું ન હતું. એક તો રોજનીશી હતી, એક પુસ્તક હતું, એક સામાન્ય પુસ્તક જેમાં તેમણે પોતાના મનોભાવોને ટૂંકાં વાક્યોવાળી શૈલીમાં આલેખ્યા હતા. પુસ્તક ઠીક ઠીક જૂનું હતું. એમ જણાતું હતું કે કોઈપણ ચોક્કસ ધ્યેય વિના છેલ્લાં આઠ-દશ વર્ષના અનુભવો તેમણે આ પુસ્તકમાં લખ્યા હતા. ફુરસદના સમયે જ આ લેખ સારી રીતે વાંચી શકાય તેમ હતા. સાથે એક પત્ર પણ હતો, જેમાં મને સંબોધીને ઘણી વાતો લખેલી હતી. આ ઉપરાંત બૅન્કમાંથી ઉપાડેલા રૂ. પંદર હજારનો ડ્રાફ્ટ પણ હતો. આ ડ્રાફ્ટ જોઈને મને ખાતરી થઈ ગઈ કે દાદા પરનો મારો સંદેહ પાયા વિનાનો હતો.

આટલી મોટી રકમ અંગે એક બીજી વાત આટઆટલા ભારે વિશ્વાસપૂર્વક અને આટલે દૂરથી આ ડ્રાફ્ટ મારા નામે શા માટે મોકલ્યો હશે ? આ જવાબદારી કેવી રીતે ઉઠાવીશ ? આ કોયડો એનો પત્ર વાંચ્યા પછી પણ એવો ને એવો અણઉકલ્યો રહ્યો. પત્રના પ્રારંભમાં જ લખ્યું હતું : "આ ડ્રાફ્ટ તમારા માટે નથી મોકલ્યો. મારા મનમાં એવી શંકા જાગી છે કે હું હવે વધુ વખત જીવવાનો નથી. અને જો આ શંકા સાચી ઠરે તો તમે મારા સ્થાને છો એમ સમજીને આ રકમ ખર્ચવા માટે તમને મોકલી છે. આ કાર્ય સરળ નથી જ એ હું જાણું છું. જો મારો સંદેહ અથવા ભય સાચો ઠરે તો આ નાણાં તમે મારા નામ પર રાખી શકો છો. આમ તો મારી શંકા સાચી હોવાની સંભાવના વિશેષ છે. અને એટલે હું વધુ રહેવાનો નથી.પરંતુ એટલું ઇચ્છું છું કે આ નાણાં કોઈ સારા કાર્યમાં વપરાય. કેટલાક માણસો દાનને પાત્ર હોવાના જ ! આપને જેમ યોગ્ય લાગે તેમ ખર્ચ કરશો. એમાંથી મારા આશ્રિત ત્રણચાર લોકોને પ્રત્યેક મહિને પચીસ રૂપિયાના હિસાબે પૈસા મોકલતા રહેશો. મૂળ રકમમાંથી અગર વ્યાજમાંથી તેમને આ મદદ મળતી રહે એટલે બસ. હું અત્યાર સુધી તેમને થોડીઘણી મદદ કરતો રહ્યો છું."

આટલું લખ્યા પછી એ લોકોનાં સરનામા પણ તેમણે આપ્યાં હતાં. પત્રનો શરૂઆતનો ભાગ વિસ્તારપૂર્વક લખાયો હતો. એનો સારભાગ જ હું તમારી સમક્ષ રજૂ કરું છું.

"હું ઘણા સમયથી ઈચ્છતો હતો કે તમારી સાથે આ વિષયમાં ચર્ચા કરું. તમને શા માટે તકલીફ આપવી જોઇએ એવા ખ્યાલથી તમે અહીં આવ્યા ત્યારે વાત કરી શક્યો નહીં, કોણ જાણે કેમ, પરંતુ પરમ દિવસે અચાનક મારા મનમાં એવી લાગણી થઇ આવી કે હું લાંબો સમય જીવવાનો નથી—લાંબો સમય શું, બહુ દિવસો સુધી પણ નહીં. મનમાં થયું કે બહુ જ થોડા દિવસ બાકી રહ્યા છે. મને મૃત્યુનો ભય તો નથી, પરંતુ એક બાબત મને સતાવી રહી છે કે મારા જીવનથી કોને શો લાભ થયો ! જિંદગીમાં મને જે મળ્યું છે તેથી ઓછું મારું સમાજને આપેલું ન હોવું જોઇએ, આ ભાવના મને વારે વારે સતાવી રહેલ છે. એટલા માટે નહીં કે આ પૈસાને લગતી બાબત છે. આ તો માનવીના જીવનનો હિસાબ છે. માનવી સમાજનું ઋણ માથે ચડાવતો રહ્યો છે અને આ જ ઋણથી એ આગળ વધે છે. સમાજનું આ ઋણ જે મૃત્યુ પહેલાં ચૂકવી દે, તેનો જન્મ સાર્થક છે. નહીં તો એના જન્મથી સમાજને નુકસાન જ જાય છે. આ જ મારી ભાવના છે. ધનસંપત્તિ વગેરે આ દૃષ્ટિએ તુચ્છ છે; પરંતુ આજીવિકા માટે આ આવશ્યક વસ્તુઓ પણ છે.

"મારું બાળપણ યલ્લાપુર જિલ્લાના એક ગામડામાં પસાર થયું. હું સાધારણ તવંગર કુટુંબમાં જ જન્મ્યો હતો, ભણ્યો, મોટો થયો અને કિશોરાવસ્થામાં જ પૂર્વજોની સંપત્તિનો વારસાદાર બની ગયો. બીજાઓનું દુ:ખ હું જોઇ શકતો ન હતો. મારામાં દયા, અનુકંપાની લાગણી સવિશેષ હતી. એ સમયે જે કોઇ રડતું આવ્યું, આંસુ વહાવતું આવ્યું તેમને ખોબો ભરી ભરીને પૈસા આપ્યા. ત્યારે મારા બનેવી, મામા વગેરે સગાંસંબંધીઓ ચેતવણી આપ્યા કરતા હતા. તેમણે કહ્યું પણ હતું, 'તમે ખૂબ ખર્ચાળ છો.'

"વાત પણ સાચી છે. હું ખૂબ ખર્ચ કરતો હતો. જેમના વિશે પૂરી માહિતી ન હોય તેવા માણસોને પોતે ન કમાયેલું ધન છૂટથી આપવાનો આપણને શો અધિકાર છે ? થોડા સમય પછી આ જ્ઞાન મને લાગ્યું. જે કંઇ ધન પાસે હતું તે ગુમાવી દીધા બાદ અને એ પણ વળી કેટલીક મુશ્કેલીઓ આવી પડવાથી મગજ ઠેકાણે આવ્યું. એક પ્રત્યાઘાત એ જન્મ્યો કે મેં નક્કી કરી દીધું : મારે કોઇ ઉપર વિશ્વાસ ન મૂકવો જોઇએ. મનમાં એટલી કટુતા પેદા થઇ ગઇ કે માનવજાત પરથી જ વિશ્વાસ ઊઠી જવા લાગ્યો.

"આ દૃષ્ટિએ એ કહેવામાં કશી હરકત નથી કે પચ્ચીસ વર્ષ સુધી મારું જીવન વિચારશૂન્ય દોડમાં પસાર થયું. દરમિયાનમાં મારાં લગ્ન થઇ ગયાં હતાં. હું સોળ આના ગૃહસ્થ બનીને એક બાળકનો પિતા પણ બની ગયો હતો. ત્યાર બાદ મારી આર્થિક પરિસ્થિતિ સતત વણસતી રહી, કરજ પણ કરવા લાગ્યો હતો, પરિણામે

ચિંતાતુર રહેવા લાગ્યો. હવે હું કટુ સત્યને સમજી ગયો હતો કે જ્યાં સુધી મકરંદ હોય છે ત્યાં સુધી ભમરો પણ ફૂલને ચોંટેલો રહે છે. છતાં પણ મેં ધીરજ ખોઇ નહીં. મારી પાસે બાપદાદાઓની સંપત્તિ હતી. કરજ સામે મૂકેલી મિલકત પણ બચેલી હતી. પછી વળી એમ થયું કે ખાલી હાથે જન્મીને સમૃદ્ધ થનારા લોકો સંસારમાં નથી શું ? અને ત્યાર પછી મેં મારા જીવનને નવી દિશામાં વળાંક આપ્યો. મારા મામાના ઘરની પાસે કુમટા નામનુ એક મોટું ગામ છે. હું ત્યાં જ ડેરા-તંબુ નાખીને રહેવા લાગ્યો. એક વેપારી સાથે મળીને મેં જીવનનું નવું પ્રકરણ શરૂ કર્યુ. શરૂઆતમાં આ નવું જીવન કષ્ટપૂર્ણ હતું, છતાં પણ મારા પુરુષાર્થના બળે અથવા તો એમ કહો કે અનુકૂળ સંજોગોના કારણે હું સારું એવું ધન કમાયો—જેટલું ગુમાવ્યું હતું તેથી પણ વિશેષ—પરંતુ આ સફળતાથી જે પ્રકારનો આનંદ થવો જોઇએ તે મને થયો નહીં. એ સફળતાનો સંબંધ તો માત્ર પૈસા સાથે જ હતો. મને એમ લાગે છે કે માનવજીવન પ્રત્યે જે અવિશ્વાસ, જે કટુતા મારામાં વ્યાપી ગયાં હતાં તે કારણે જ હું આટલી સંપત્તિ કમાઇ શક્યો. જ્યાં ધન છે ત્યાં મોહ છે, નિરર્થક આશા છે, ઈર્ષ્યા છે, કટુતા છે. એ કારણે જ પત્ની, પુત્ર, ભાભી તમામ મારાં દુશ્મન જેવાં થઈ ગયાં. એ વાત સાચી કે હુ લોભી બનતો જતો હતો. આ પ્રકરણનો અંત લાવવાનો હેતુથી જે કાંઇ મિલકત મને પૂર્વજો તરફથી મળી હતી તેમાં થોડું ઉમેરીને તે પત્ની તેમ જ પુત્રોને સોંપી દીધી અને એક દિવસે ગામ છોડી અદૃશ્ય થઇ ગયો.

“તમે જયારે મને મુંબઇમાં જોયો હતો ત્યારે હું એ શહેરમાં એક વિચિત્ર વાનપ્રસ્થ સ્થિતિમાં જીવી રહ્યો હતો. કહેવાય છે કે પ્રાચીન સમયમાં ગૃહસ્થ લોકો વાનપ્રસ્થ જીવન ગાળવા માટે જંગલમાં ચાલી જતા હતા. હું એવા જંગલમાં ન જતાં મુંબઇ જેવા માનવમહેરામણમાં આવી વસ્યો અને અજ્ઞાત વ્યક્તિની માફક જીવન જીવવા લાગ્યો. પડોશી જમશેદજી કોન્ટ્રાકટર સિવાય બીજી કોઇ વ્યક્તિ સાથે મેં સંબંધ નથી રાખ્યો. એ પારસી કુટુંબ સાથે પણ મારો સંબંધ અંતરંગ—ગાઢ ન હતો, પરંતુ જો કોઇ સાથે દિલ ખોલીને મેં વાતો કરી હોય તો તે નોકર દાદા સાથે. દાદા તેનો પાપી પેટનો ખાડો પૂરવા મારો નોકર બનીને રહેવા લાગ્યો. આપણે એમ ખૂબ ઈચ્છીએ કે માનવ જાતનો સંપર્ક ન થાય તો સારું, પરંતુ એના વગર આપણે જીવી શકતા નથી. મારા એ સંતાનો પ્રત્યેના મોહનાં જે બંધનો મેં ફગાવી દીધાં હતાં, તે મોહ દાદા પર વધવા લાગ્યો. ધીમે ધીમે એને પણ ખબર પડી ગઇ હશે કે માનવમોહ મારી નિર્બળતા છે. એ નોકર બનીને આવ્યો અને ‘દાદા દાદા’ના આત્મીય સંબોધનનો હક્કદાર બની ગયો. અને છેલ્લે છેલ્લે તો મારા મોટા ભાઈ કરતાં પણ એનો અધિકાર મારા પર વિશેષ થઇ ગયો હતો. એની સાથે નોકર જેવો વ્યવહાર રાખવો એ મારા માટે અસહ્ય હતું. નોકરીમાંથી એને કાઢી મૂકવો એ મારા માટે એક ક્ષણનું કામ હતું, પરંતુ મેં લાગણીની પળોમાં એને વચન આપ્યું હતું કે હું જયાં સુધી જીવીશ ત્યાં સુધી એની સંભાળ રાખીશ. આ વચનના પાલન માટે જ મેં ઘણા દિવસ સુધી એને મારી

પાસે રાખ્યો. પરંતુ એ પણ મારી સાથે દગો રમવા લાગ્યો, આજુબાજુનાં બાળકો સાથે પણ અવિશ્વાસપૂર્ણ વર્તાવ કર્યો અને છેલ્લે પોતે જ ઝઘડીને ચાલી ગયો. અહીં છેલ્લા એકાદ વર્ષથી મારું શરીર નબળું પડવા લાગ્યું છે. આમ છતાં કુમટામાં વસતા મારા સ્વજનો પાસે પાછા જવાની ઇચ્છા મને ક્યારેય નથી થઇ. એમનાં કંઇ સમાચાર પણ મને મળ્યા નથી.

"તે દિવસે પૂનાથી મુંબઈ સુધી આપણે બન્ને સાથે રહ્યા હતા એ યાદ છે ને ? તે દિવસથી જ તમારા પ્રત્યેનું મારું ખેંચાણ વધી ગયું હતું. તમે મને મારા જીવનના પ્રતીક જેવા લાગ્યા. મને લાગ્યું કે આપણામાં બંધુત્વનો ભાવ છે... મારા એકાકી જીવન માટે મુંબઈ આશ્રયદાતા બન્યું હતું. તો પણ એમ લાગ્યું કે જીવનના અંતિમ દિવસો માટે આ સ્થળ ઉચિત નથી. જ્યારે જ્યારે હું એ વિચારું છું કે 'ક્યાં જવું' ત્યારે ત્યારે મને તમારી યાદ આવે છે. એમ થાય કે તમારી સાથે રહ્યો હોત તો જીવનનો સંપૂર્ણ ઇતિહાસ તમને કહી શકયો હોત. મારી જિંદગીમાં જે સમસ્યાઓ, ગૂંચવણો અને શંકાઓ મને વ્યાકુળ બનાવતી રહી છે તે કયાંક તમારા મસ્તક પર તો લાદી નથી રહ્યો ને !

"તમને મારો ઇતિહાસ કહી સંભળાવવાની ઉત્કટ ઇચ્છાથી તમને પત્ર લખી પૂછયું હતું. 'ક્યારે આવો છો ?' દાદાના ચાલી ગયા બાદ કોણ જાણે મને એમ લાગી રહ્યું છે કે જીવનના નાટકનું અંતિમ દશ્ય ઝડપથી પૂરું થઇ રહ્યું છે અને પડદો પડવાનો જ બાકી છે. જો એ પડતાં પડતાં રહી ગયો તો કદાચ તમારે ગામ પણ આવી જાઉં. જો પડદો પડશે તો મારી સ્મૃતિઓ મારી સાથે જ દફનાવાઈ જશે. આ હજારો સ્મૃતિઓમાં આઠદશ વાતો એટલી સારી નહીં હોય જે બીજાને સંભળાવવા જેવી હોય ? આમ વિચારી મેં જે કાંઇ લખ્યું છે તે તમને મોકલાવી રહ્યો છું.

"અહીં બેએક દિવસથી જયારે હું આંખો બંધ કરીને સૂઈ જાઉં છું ત્યારે અવારનવાર મને મારી વિસ્મૃત માતાનો ચહેરો દેખાય છે. એમ લાગે છે કે એ જાણે એમ ન કહી રહી હોય કે 'આવ બેટા ! નાટક પૂરું થઇ ગયું છે. તે તારું કામ પૂરું કર્યું છે.'નાટકનું પાત્ર હોવા છતાં એક દિવસ તો એથી મુક્ત થઈ જવું જોઇએ ને ! મનફાવે તેમ વેશભૂષા ફેંકી દેવાને બદલે એને ભાવિ પાત્રો માટે મૂકી જવી, એ એક કર્તવ્ય છે ને ? હું જે કાંઇ મોકલી રહ્યો છું એ આવી જ નાટકીય વેશભૂષા છે."

આ એક અપૂર્વ પત્ર છે. એને એક અમૂલ્ય ભેટ જ ગણવી જોઇએ. એની સાથે આવેલા પંદર હજાર રૂપિયાનો ડ્રાફ્ટ તો એક તદ્દન મામૂલી ચીજ છે. એ એના પૈસા છે અને એની ઈચ્છા મુજબ એનો ઉપયોગ થવો જોઇએ. મુંબઇથી જો તેઓ મારે ગામ આવ્યા હોત તો એ બાબતની ચિંતા રહી ન હોત. એની સંપત્તિ સંબંધમાં મને જે ચિંતા થઈ રહી હતી તે દૂર થઇ ગઇ. પરંતુ એમણે અત્યંત વિશ્વાસપૂર્વક જે રોજનીશી મોકલી હતી તેમાં સચવાયેલાં સ્મૃતિમૌક્તિકોને બહાર કાઢી તપાસવાં જોઇએ. એના ઓરડામાંથી જે ચિત્રો હું લાવ્યો છું તેમની માફક જ આમની ભૂમિકા પણ ગહન છે. એમના વિશે મારે ઘણું ઘણું જાણવું છે.

મારે એ પણ જાણવું છે કે એની જન્મભૂમિ કયાં છે, જેની છાયામાં ઉછરીને મોટા થયા એ ઘર કેવું છે,એનું દાંપત્યજીવન કેવું હતું, એના સંસ્કાર કયા હતા, એનું કુટુંબ કેવું હતું, આ કુટુંબ તરફથી કઇ જાતનાં કડવાંમીઠાં ફળ તેમને મળ્યાં હતાં – આ બધું મારે જાણવું છે. છેલ્લે સુધી તેમણે જેમને સહાય કરેલી તે પાત્રો કોણ છે. મારે એમને પણ મળવું જોઇએ. એમના જીવન અંગે મને માહિતી મળી શકે તો તે સંસ્મરણોથી મને ખૂબ જ લાભ થશે–મને અને મારા પછીની પેઢીઓને પણ !

તેમની તમામ સ્મૃતિઓ શબ્દગુચ્છોમાં પરિવર્તિત થઇ રહી છે તેમ જ અર્થછાયાઓ ધરાવતા વાક્યસમૂહોમાં રૂપાંતરિત થઇ રહી છે. પરંતુ આ સ્મૃતિઓ જ બધું કહી શકે તેમ નથી. ઉપનિષદોમાંથી તેમજ બુદ્ધ જેવા દેવોનાં વચનોથી આપણને ધર્મજ્ઞાન થયું છે અને થઇ રહ્યું છે. આમ તો અન્યની માફક હું પણ જાણકાર વ્યક્તિ છું. પરંતુ મારી આ જાણકારી નરી પંડિતાઇપૂર્ણ છે એટલું જ નહીં, પરંતુ કદાચ મૂર્ખતાપૂર્ણ પણ છે. એક સમાજ, એક સમયવિશેષ, એ સમયવિશેષની શ્રદ્ધા, એ સમાજના વિવિધ સન્નિવેશો, એમાં ભાગીદાર બનતાં વિવિધ ચરિત્રોના પ્રભાવથી કંઇક કહેવાની ઇચ્છા થાય છે. આ ઈચ્છા વારંવાર જાગે છે. સમય પસાર થઈ ગયા બાદ, તત્કાલીન પરિસ્થિતિના જાણકાર મનીષીઓના મૃત્યુ પછી આપણા માટે માત્ર જડ, નિશ્ચેતન વાક્યો જ શેષ રહી જાય છે. એક એક શબ્દના આઠદશ અર્થ થતા હોય છે. આવા શબ્દોમાંથી બનેલા રૂઢિપ્રયોગો ધરાવતાં આ વાક્યો છે. આવી ભાષાની સહાયથી જ બુદ્ધની વાણી વ્યક્ત થઇ છે. વાલ્મીકિએ રામના મુખમાં આ ભાષા મૂકી. કૃષ્ણે પણ એ જ ભાષાનો ઉપયોગ કર્યો છે. આ તે કેવી ધૃષ્ટતા ! મને તો ખબર નથી પડતી ! એ વાતો કહેનારાઓનો જમાનો વીતી ગયાને આજે હજારો વર્ષ થઇ ગયાં છે. એ કાળના પ્રવાહમાં એ સમયનું બધું જ વહી ગયું છે. પ્રત્યેક શબ્દ તેનો મૂળ અર્થ ગુમાવી બેઠો છે. કદાચ ત્યારબાદ એને નવો અર્થ સાંપડયો છે. આજની ભાષાથી શું મૂળ અર્થ જાણી શકાય છે ?

યશવંતરાયની રોજનીશીનાં પૃષ્ઠો ફેરવવા લાગ્યો. એમાં જે વાક્યો વિખરાયેલાં પડ્યાં હતાં તે યોગ્ય ભૂમિકા તેમજ પરિસ્થિતિના અભાવે અધૂરું ચિત્ર રજૂ કરતાં હતાં. એથી ઊપસતાં આઠદશ ચિત્રો જયારે આંખો સામે આવતાં તો લાગતું હતું કે તેઓ કશુંક કહેવા માગે છે. ચિત્ર તો સમયનો આદિ-અંત વગરનો દસ્તાવેજ છે, થંભી ગયેલી ક્ષણોના રસભાવનું પ્રતિબિંબ છે. એ ચિત્રોમાંથી જે વ્યક્તિ ઊપસી આવે છે તે કોણ છે ? જોકે સંપૂર્ણતઃ ઊપસી આવે તો કદાચ ઠીક ઠીક અર્થ સમજી શકાય. મારી આ વાતો કોયડા જેવી લાગશે. મને જે જોવા મળ્યું છે તે શક્તિ અનુસાર વાર્તાસ્વરૂપે સુસંબદ્ધ રીતે કહી સંભળાવું છું. વાર્તા રજૂ કરતાં પહેલાં યશવંતરાય સાથેના મારા પ્રથમ પરિચય વિશે થોડું કહેવા ઈચ્છું છું.

આજથી છએક વર્ષ પહેલાંની વાત છે. ઉનાળાના દિવસો હતા. હું રેલમાર્ગે ધારવાડથી મુંબઇ જઈ રહ્યો હતો. આગલી આખી રાત ગાડીમાં પસાર કરી હતી.

સવારે પૂના પહોંચી મુંબઈ જનારી ગાડી પકડવાની હતી. આથી મુંબઈ જનારી ગાડીના પ્રથમ વર્ગના ડબ્બામાં ઘૂસ્યો. જોયું તો ડબ્બો ઠીક ઠીક મોટો હતો. મારા પહોંચ્યા પહેલાં જ લોકો અને સામાનથી ડબ્બો ભરાઈ ગયો હતો. મારી પાસે વધારે સામાન ન હતો – માત્ર એક બિસ્તરો હતો. એ લઇને કૂલી ડબ્બામાં એક બાજુથી ઘૂસ્યો અને હું બીજી બાજુથી. એકબીજાને શોધવામાં જ ઘણો સમય નીકળી ગયો. આથી બેસવાની જગ્યા મેળવતાં ખૂબ પરેશાની થઇ. બેસવાની જગ્યા મળી, પરંતુ બારી બહાર ફેલાયેલાં દશ્યો જોવાની મારી ઈચ્છા પૂરી ન થઇ શકી. હું આ બાજુ બેઠો હતો. બારી પાસે એક વૃદ્ધ બેઠેલો હતો. તેનો પોશાક સાદો હતો. સામે કાળેસાહેબનું કુટુંબ બેઠું હતું. કદાચ તેઓ ગોવાથી આવ્યા હશે. તેઓ એવી રીતે બેઠા હતા જાણે સીધા બ્રિટનથી આવી રહ્યા હોય! મારી બાજુમાં જે સજ્જન બેઠા હતા તેઓ મારાથી વયમાં દશેક વર્ષ મોટા હશે. તેઓ પણ સાહેબ જ હતા. તેઓ બધા વાતચીતોની ઝંઝટથી દૂર રહેનારા હતા.

હજુ સુધી સવારનો નાસ્તો કર્યો ન હતો. કૉફી પીવાની તીવ્ર ઈચ્છા થઇ રહી હતી. એ માટે હું અહીંતહીં ડોકાઈને જોવા લાગ્યો. બાજુમાં બેઠેલા મહાનુભાવે પૂછ્યું : "શું કાંઇ સામાન ચોરાઇ ગયો છે ?" આ સજ્જન એ જ હતા જે મારાથી દશેક વર્ષ મોટા લાગતા હતા. એમનું જ નામ યશવંતરાય હતું.

" નહીં, નાસ્તો કરવો છે. રાત્રે પૂરું ખાધું નથી. આથી હૉટેલવાળાને શોધી રહ્યો છું."

"હમણાં આવશે. આવવું એ તો એનું કામ જ છે." એમણે કહ્યું. ગાડી ચાલુ થઇ ગઇ. હૉટેલવાળા છોકરા અહીંતહી દોડાદોડ કરવા લાગ્યા. મેં ચપટી વગાડી તેમને બોલાવ્યા. પરંતુ ન તો એમને સંભળાયું કે ન કશું દેખાયું. આનું મુખ્ય કારણ હતું મારો સાદોસીધો પોશાક. સિંહ જેવા સાહેબોના ટોળામાં હું એને કદાચ બકરી જેવો લાગ્યો હોઇશ.

મારા એ વૃદ્ધ મિત્રે "એ બોય" કહીને એમાંના એકાદ છોકરાને બૂમ મારી. હમણાં આવ્યો કહીને છોકરો ચાલ્યો ગયો તે પાછો ફર્યો જ નહીં. પછી તેમણે મારા તરફ મોં ફેરવી પૂછયું, "આપને નાસ્તામાં શું જોઇએ છે ?"

"એ છોકરો કોઇના માટે આવ્યો જ નહીં." મેં કહ્યું.

"કંઇ વાંધો નહીં. મારે પણ નાસ્તો કરવો છે. આપ શું લેશો ?"

"એ આવે પછી..."

"ટોસ્ટ, કૉફી... બસ એવું જ ને ? કે ઑમ્લેટ ?"

"ઑમ્લેટ તો હું લેતો નથી.."

હજી તો હું આમ કહી રહ્યો હતો ત્યાં તેઓ ઊઠીને મૅનેજર પાસે પહોંચી ગયા. મારા તરફથી એમણે ફરિયાદ કરી અને બે છોકરાઓને લઇને પોતે જ નાસ્તાની બે

રકાબીઓ ઉપડાવી આવી પહોંચ્યા અને પછી મશ્કરીમાં કહેવા લાગ્યા : "આ છોકરા સમજી ગયા હશે કે આપણે નાસ્તાના વધુ પૈસા આપવાના નથી." હું હસ્યો, તેઓ પણ હસ્યા. એક છોકરાએ બે રકાબીઓમાં નાસ્તો આપ્યો... ટોસ્ટ, ચીઝ, જામ અને કડવી કૉફી. હું એટલો ભૂખ્યો હતો કે મારી દૃષ્ટિ કેવળ નાસ્તા પર જ ઠરેલી હતી. નાસ્તો પૂરો કર્યા બાદ અમે રકાબીઓ પગ પાસે મૂકી દીધી. એ પાછી લઇ જવા માટે પણ છોકરાઓને બોલાવવા પડ્યા. સાથે બિલ પણ આપ્યું. પાકીટ કાઢીને પૈસા આપવા જતો હતો ત્યાં એ મહાશયે મન અટકાવ્યો અને કહ્યું : "ઑર્ડર તો મેં આપ્યો હતો ને ! ઈચ્છા તો મારી હતી ને ! " મેં કહ્યું : "ઓછામાં ઓછું મારા નાસ્તાનું બિલ તો મારે ચૂકવવું જ જોઇએ ને !" "રેલવેમાં મારે-તમારે વળી શું ?" કહીને તેઓ હસ્યા. એમણે મને પૈસા આપવા ન દીધા. હું વિચારવા લાગ્યો કે આ પણ કેવો માણસ છે ! "એકલાં એકલાં ખાવાની મને ટેવ નથી, તેથી આમ કર્યું." એણે કહ્યું.

"આપ મોટા છો."

"ઉંમરમાં હોઈશ." એમણે કહ્યું અને હું હસીને ચુપ રહ્યો. ત્યારે અમારી ગાડી લોનાવાલા પસાર કરી ચૂકી હતી. એ પછીનો ખંડાલા પહાડ યાત્રિકો માટે રસના ફુવારા જેવો હતો.પરંતુ હું બારીથી દૂર બેઠો હતો. ઇચ્છા તો થતી હતી કે ઊભો થઈને જોઉં. પરંતુ સામે બેઠેલા સાહેબના પગ ખૂબ જ લાંબા ફેલાયેલા હતા. આથી એ જ પરિસ્થિતિમાં સંતોષ માનીને મેં મસ્તક ઊંચું કર્યું, અને બારીની બહાર જોવા લાગ્યો. મારું ચિત્ત સરકતી જતી પ્રકૃતિની સુંદરતામાં ડૂબી ગયું. એ સૌન્દર્યમાં સુરંગોનુ અંધારું વિઘ્નરૂપ બનતું હતું, પહેલી સુરંગ પસાર કરીને ગાડી બહાર નીકળી રહી હતી ત્યારે મારા મિત્ર ઊભા થઇ ગયા. મારા ખભા પર હાથ મૂક્યો અને કહ્યું :

"બારી પાસે બેસી જાઓ."

"નહીં, નહીં. તમે જ બેસી રહો !"

"તમે ખૂબ ઉત્સુક દેખાઓ છો. હું તો વર્ષમાં આઠ-દસ વખત પૂના જાઉં છું." કહી એમણે મને જબરદસ્તીથી ખેંચીને બારી પાસે બેસાડી દીધો.

હું વિચારવા લાગ્યો, આ માણસ એવો તે કેવો છે જે બીજાના મનની વાત જાણી તે અનુસાર ઉદાર બની જાય છે. થોડો સમય હું બારી બહાર જોતો રહ્યો. ઘાટની હાર પૂરી થવા આવી હતી. હવે પછીનાં દૃશ્યો સામાન્ય હતાં. હું ઊભો થઇ ગયો અને તેમને વિનંતી કરી : "હવે આપ આપની જગ્યાએ આવી જાઓ."

"બે કલાકનો જ રસ્તો બાકી છે, બેસી રહો." એમણે કહ્યું.

એમના વિષે મને જાણવાની ઈચ્છા થઇ, પરંતુ આસપાસના વાતાવરણને જોતાં મોટેથી બોલવાનું શક્ય નહોતું. સામે બેઠેલા લોકો નાટયશાળાના નટોની માફક ભભૂકી ઊઠે તો ? જાણે કે રેલવે તેમનું ઘર છે. એમની સરખામણીમાં આપણું તો જાણે

કશું અસ્તિત્વ જ નથી, એ પ્રકારનો વ્યવહાર એ અમારી સાથે કરી રહ્યા હતા. એમના વ્યવહારથી અમારા મનમાં એક પ્રકારની ઘૃણા જન્મી હતી. છતાં પણ મેં ધીમા સ્વરે એમને પૂછી લીધું, "આપ ક્યાં જઇ રહ્યા છો ?"

"મુંબઈ."

"આપ મુંબઇમાં રહો છો ?"

"મેં મુંબઈને મારું નિવાસસ્થાન બનાવી લીધું છે. મારું વતન તો બીજું છે, પરંતુ હમણાં મુંબઈમાં જ રહું છું. શું તમે પણ મુંબઈ જઈ રહ્યા છો ? તમારી માતૃભાષા કન્નડ તો નથી ને ?"

અત્યાર સુધી અમે અંગ્રેજીમાં વાતચીત કરી રહ્યા હતા. મને આશ્ચર્ય એ વાતનું થયું કે તેમને ખબર કેમ પડી કે હું કર્ણાટકનો છું. મેં પૂછ્યું : "આપને કેમ ખબર પડી કે હું કન્નડભાષી છું ?"

"રેસ્ટોરાંના છોકરા જયારે આવ્યા નહીં ત્યારે તમે કહ્યું હતું કે અબ્બા જન ગળે! (અરે શું માણસો છે !) એથી."

"આપ કન્નડ જાણો છો ?"

"કન્નડ ભાષામાં બોલ્યાને ઘણો સમય થઈ ગયો છે, પરંતુ માતૃભાષા શું ભૂલી શકાય છે ?"

"આપનું ગામ ?"

"ઉત્તર કન્નડ(કારવાર) જિલ્લાનું એક ગામ, હવે મુંબઈમાં રહું છું."

"કોઇ નોકરી કરો છો ?"

"હા, મારી પોતાની જ નોકરી કરું છું !"

"એટલે, તમારો પોતાનો વેપાર-ધંધો છે ?"

"વેપારથી કંટાળી એ છોડી દીધો છે. હવે સ્વતંત્રપણે નિરાંતે રહું છું."

"નિવૃત્તિનું આરામભર્યું જીવન ?"

"જીવનમાંથી હજી નિવૃત્તિ નથી લીધી", કહીને તેઓ હસવા લાગ્યા; ત્યાર બાદ એમણે મારા વિશે પૂછપરછ શરૂ કરી. મેં એમની માફક ગણતરીના શબ્દોમાં વાત નહીં કરી હોય, વાક્યોનો ધોધ વહાવ્યો હશે. નહીં તો હું ફલાણો છું. ફલાણા કામ માટે મુંબઈ જાઉં છું, આટલા દિવસ રહેવાનો છું... વગેરે જવાબો આપી કામ પતાવી દીધું હોત. વાત હજી પૂરી પણ થઇ ન હતી ત્યાં દાદર સ્ટેશન આવી પહોંચ્યું.

"આ દાદર કે ?"કહીને હું ઊભો થઈ ગયો અને મૂર્ખની માફક રઘવાટમાં એમને કશું કહ્યા વગર જ જવા લાગ્યો. ત્યારે જ ખ્યાલ આવ્યો કે ગાડી તો દસેક મિનિટ રોકાશે. બિસ્તરો કાઢતાં પહેલાં મેં એમને નમસ્કાર કર્યા અને

કૃતજ્ઞભાવે પૂછયું : "હવે ક્યારે મળીશું ? આપનું નામ પણ જાણી શક્યો નથી ! " મારી માનસિક પરિસ્થિતિ વિચિત્ર થઇ ગઈ હતી. તેમણે પોતાના ખિસ્સામાંથી એક મીની કાર્ડ કાઢયું અને મારા હાથમાં મૂકતાં કહ્યું : "આમાં મારું નામ અને સરનામું છે. આજે નહીં તો કાલે, આ વખતે નહીં તો બીજી વખત, જયારે સમય મળે ત્યારે મારા ઘેર આવજો. નિરાંતે વાતો કરીશું."

તેમની વિદાય લઇને હું ગાડીના પ્લેટફૉર્મની બહાર નીકળ્યો તો મારી રાહ જોઈ રહેલા મારા બે મિત્રોએ 'હલ્લો' કહીને મારા ખભા પર હાથ મૂકી દીધા. ફરી પેલા મહાશય યાદ આવી ગયા. ત્યાં સુધી મેં યશવંતરાયે આપેલું કાર્ડ ધ્યાનપૂર્વક જોયું ન હતું.

હું શૂન્યમનસ્ક બની ગયો હતો. અંધારા ઓરડામાં કોઇ બાળકની સામે આગિયો બે ક્ષણ—માત્ર બે ક્ષણ ઝબૂકીને અદશ્ય થઇ જાય તો એ બાળકને કેટલી નિરાશા સાંપડે ? આવી જ સ્થિતિ મારી થઇ ગઈ હતી. આ બાજુ મારા મિત્રો જે પ્રશ્નો પૂછતા હતા તેમના જવાબો આપ્યા. ત્યાજૂબાદ તેમણે ટેક્સી બોલાવી અને જબરદસ્તીથી મને તેમના ઘરે લઈ ગયા. હું તેમના તાબામાં હતો, પરંતુ મારું મન મારા તાબામાં ન હતું, યશવંતરાયના વ્યક્તિત્વથી પ્રભાવિત થવાના કારણે !

એ વખતે મુંબઈમાં ચારપાંચ દિવસ રહ્યો. એક દિવસે થોડો સમય મેળવી સાંજે ચારેક વાગ્યે હું મલબાર હિલ પર આવેલા તેમના મકાને ગયો. સમુદ્રકિનારે નળિયાના છાપરાવાળું એક મકાન હતું જેને ઝૂંપડી પણ કહી શકાય. એના બીજા માળે એક બાજુ મલબાર પહાડ હતો અને બીજી બાજુ મનમોહક સમુદ્ર. દાદરો ચડયા પછી મેં જોયું કે સમુદ્રે મને આકર્ષી લીધો છે. આથી ત્યાં જ ઊભા રહી મેં સમુદ્ર તરફ જોયા કર્યું.

મેં એ પણ વિચાર ન કર્યો કે મારા મિત્ર ઘરે છે કે નથી. એટલામાં તેમનો નોકર ઉપર આવ્યો અને મને ઘાંટો પાડીને પૂછયું :

"તમારે કોનું કામ છે ? અહીં શા માટે ઊભા છો ?" આ જ માણસ આ વાતના 'દાદા' છે. એની દાદર પર ચડવાની રીત તેમ જ મારી સાથે વાત કરવાની પદ્ધતિ ખૂબ જ શેઠાઇભર્યાં હતાં. હું એ સહી ન શક્યો. આથી તેની સામે ઘૂરકીને જોવા લાગ્યો અને તે મોં ફેરવી અંદર ચાલી ગયો.પછી થોડો સમય હું સમુદ્ર તરફ જોતો રહ્યો અને તૃપ્ત થઇ ગયા બાદ ઓરડા તરફ વળ્યો અને નજીક જઇ બંધ દરવાજો ખટખટાવવા લાગ્યો : "યશવંતરાય !"

મારા અવાજને જાણે તેઓ ઓળખી ગયા. "આવો આવો" કહેતાં યશવંતરાયે દરવાજો ખોલ્યો. બહાર આવ્યા અને મારા હાથમાં હાથ રાખી મને અંદર લઈ ગયા. પછી તો હું અવારનવાર તેમના ઘરે જવા લાગ્યો. કેટલીક વાર દાદાને જોવાનો પ્રસંગ પણ મને મળ્યો હતો. જયારે એને ખબર પડી કે હું યશવંતરાયનો નિકટનો મિત્ર છું ત્યારે એનું વર્તન તદ્દન બદલાઇ ગયું. તે મને ખૂબ જ માન આપવા લાગ્યો.

મને જોતાં જ યશવંતરાયે પૂછ્યું હતું : "આવ્યાને કેટલો સમય થયો ?"

"પંદર મિનિટ."

"ક્યાં હતાં ?"

"બહાર વરંડામાંથી સમુદ્ર જોઈ રહ્યો હતો. ખૂબ જ સુંદર દશ્ય છે. તમે નસીબદાર છો કે આવી જગ્યા તમને મળી છે."

એમણે દાદાને પૂછ્યું, "દાદા,જ્યારે આ વરંડામાં ઊભા હતા ત્યારે તારા જોવામાં ન આવ્યા ?" દાદા તોતડાવા લાગ્યો. ત્યારે તેમણે કહ્યું : "મને શા માટે વાત ન કરી ?"

એ નિરુત્તર બની ગયો. મેં જ કહ્યું : "એવું કાંઇ નથી. એણે મને પૂછ્યું હતું, પરંતુ મેં જ જવાબ આપ્યો નહીં કારણ કે એની બોલવાની રીત..." એટલું કહીને હું અટકી ગયો. તેઓ હસીને બોલ્યા : "બતાવી આપ્યું ને કે આ ઘરનો માલિક એ જ છે."

મને થયું કે કેટલાંક વર્ષોથી સાથે રહીને તેઓ દાદાને સારી રીતે ઓળખી ગયા છે, એ ઘટનાને જાણે તેઓ ભૂલી ગયા હોય તેમ એમણે દાદાને કહ્યું : "દાદા, અમારા બન્ને માટે ચા મૂકો." આ વાતથી દાદાને જરા શાંતિ થઈ. એ દોડતો ગયો અને ફળો, બિસ્કિટ તેમજ ચા લઇ આવ્યો અને અમારી સામે જોતો જોતો ચાલ્યો ગયો. ત્યાર પછી હું એમની સાથે વાતે વળગ્યો.

"આ ઘરમાં તમે એકલા જ છો ને ?"

"દાદા અને હું."

"એ કોઇ સંબંધી છે ?"

"સંબંધી શું, કરજદાર છે," કહીને એ હસ્યા અને બોલ્યા. "એવા સવાલ ન પૂછો. હું મારી પાછલી જિંદગીનો જામો ફેંકીને આવ્યો છું. મારા પોતાના કહી શકાય તેવા ઘણા લોકો છે, પરંતુ મારે તેમની કોઇ જરૂર નથી. હું માત્ર મારા માટે જ રહું એ વિચારે અહીં આવ્યો છું. અહીં દસ વર્ષ તો વીતી ગયાં છે. હવે શું ? તંદુરસ્તી સારી હોય તો બીજાની જરૂર પણ શી છે ? સંસારમાં દૂર રહીને એને જોયા કરવો એમાં પણ મજા છે ને !"

"સમય કેમ પસાર કરો છો ? કામ વગર..."

"કામ વગર ? કામ વિના કેમ રહી શકું ?... ત્યાં જુઓ, હું એક અપરિપક્વ કલાકાર છું. મને ચિત્રકલાનું જ્ઞાન છે એમ હું નથી માનતો, પરંતુ એ હકીકત છે કે એ મારા ચિત્તને પાગલપણા માટે એક સારી તક પૂરી પાડે છે. અને બાકી તો પુસ્તકો છે.. ખરીદું છું અથવા પુસ્તકાલયોમાંથી મગાવીને વાંચું છું. સવાર-સાંજ ફરવા જાઉં છું. એનાથી પણ કંટાળો આવી જાય તો પેલી બાજુ બાળકો છે ને... એમનો સ્નેહ મળે છે.

મનને આથી પણ વધુ નવીનતા જોઇતી હોય તો પૂના, મહાબળેશ્વર અથવા ખંડાલા જઈ આવું છું."

"ત્યાં શા માટે ?"

"ચિત્રો દોરવા ને દુનિયા જોવા માટે. સાહિત્યની સૃષ્ટિ સર્જનારા તમે જ મને આવું પૂછવા માંડશો તો...?" એમણે કહ્યું. હું હસ્યો અને મારી ભૂલ સ્વીકારી લીધી. "ચિંતન પણ એક કામ જ છે, એ બધા જાણે છે, પરંતુ એ ચિંતન છે કે નહીં એનો નિર્ણય કોણ કરે ? બીજાની દૃષ્ટિએ ચિંતન કરનારાઓ આળસુ હોઇ શકે છે. જે આળસુ છે તે પણ કહી શકે કે હું ચિંતનમાં સમય પસાર કરું છું."

"હું પ્રશ્ન પૂછીને કંઇ ખોટું તો નથી કરતો ને ?"

"નહીં...નહીં.. તમે મને પ્રશ્નો પૂછી શકો છો, પરંતુ તેના જવાબ આપવા અનિવાર્ય તો નથી ને ! હું જે જવાબો આપું છું તેથી મને સંતોષ થાય છે. કદાચ એમ કહી દઉં કે કશું કામ કરતો નથી તો મારી પાસે એનો ખુલાસો માગવા કોણ આવવાનું છે ? કામ વગર તો હું બેસી પણ શકતો નથી. સમય પસાર કરવો મુશ્કેલ લાગે તો હું એ ઘરમાં બાળકો સાથે બાળક થઇને મારી જાતને ઘડીભર ભૂલી જાઉં છું."

તેઓ બોલ્યે જતા હતા. ત્યાં વચ્ચે છએક વર્ષની એક પારસી છોકરી આવી અને બૂમ મારવા લાગી :"દાદા !" ઘરના દાદાએ જવાબ આપ્યો નહીં. યશવંતરાય મારી સામે જોવા લાગ્યા : "હું એમનો દાદો છું," કહીને એ બહાર દોડ્યા અને બાળકીને ખોળામાં ઉપાડીને લઈ આવ્યા. "આપણને સંસારનું સુખ જોઇતું હોય તો બધાનાં બાળકોને પોતાનાં બાળકો સમજો, બસ."

"સાચી વાત છે. જ્યાં સુધી એ બાળકો રહે છે ત્યાં સુધી. ત્યારબાદ તો ક્યાં તે અને ક્યાં આપણે ?"

"ઠીક છે. એ મોટાં થાય ત્યાં સુધીમાં તો હજારો નવાં બાળકો પેદા થઇ જાય છે. એવું તો નથી કે નવાં બાળકો જન્મતાં નથી."

"બાળકો જ્યારે મોટાં થઇ જાય છે ત્યારે પણ આપણો અને તેમનો પ્રેમ એકસરખો ચાલુ રહે છે ?"

"મોટા થઇ જતાં તેઓ બાળકો નથી રહેતાં; તેમની દુનિયા જ અલગ થઈ જાય છે. તેઓ સ્વતંત્ર બની જાય છે. આપણે તમને પ્યાર કરવાનો નથી. જે પોતાનું જીવન જીવવામાં અસમર્થ છે તેવા કિશોરોને આપણે આપણી કરુણા, સહાનુભૂતિ વગેરે આપી શકીએ છીએ. કરવાનું તો માત્ર એટલું જ છે ને ?"

એમણે એ બાળકીને પગ પર બેસાડી. બાળકીએ ઘોડો માગ્યો. યશવંતરાયે કાગળ-પેન્સિલ લઇ ઘોડાનું ચિત્ર દોર્યું અને તેને આપી દીધું. પછી બાળકી કહેવા લાગી : "આ ઘોડાની વાર્તા સંભળાવો."

"એક ગામમાં એક ઘોડો હતો." તેઓ વાર્તા કહેવા લાગ્યા.

બાળકીએ પૂછ્યું, "એક જ ઘોડો ?"

"નહીં, નહીં. ઘણા બધા ઘોડા હતા. હવે એક પછી એક આવશે જો !" કહીને એમણે તેની નિરાશા દૂર કરી. વાર્તા આગળ ચાલી. હું પણ બાળક બનીને એ સાંભળી રહ્યો. તે દિવસે એમની સાથે વધારે વાતો ન થઇ. જ્યારે હું વિદાય લઈ ઊઠવા માંડયો ત્યારે એમણે મને પૂછ્યું : "ફરી ક્યારે આવવાનું થશે ?"

"આવતા વર્ષે." મેં કહ્યું.

"સારું, જરૂર આવો." તેમણે કહ્યું.

આ છે યશવંતરાય અને મારી વચ્ચેનો પ્રથમ પરિચય !

# ત્રણ

એ નવાઈની વાત હતી કે સ્વજનો સાથેના સંબંધો તોડી નાખનાર યશવંતરાયે દાદા જેવા નોકરને સ્વજનની માફક પોતાની પાસે રાખી સમય પસાર કર્યો હતો. તેને યશવંતરાયની માત્ર સેવા-શુશ્રૂષા કરવાની હતી. બાકીના સમયમાં તો તે જ ઘરનો માલિક હતો. આમાં જરા પણ અતિશયોક્તિ નથી.હિસાબ વગેરે જોયા પછી ખબર પડી કે ઘરની દેખરેખ માટે તેઓ દાદાને દર મહિને ત્રીસ રૂપિયાથી ઓછી રકમ આપતા નહોતા. પાંચ વર્ષમાં આ રકમ ચાલીસ સુધી પહોંચી ગઈ હતી. એનું જમવાનું અને કપડાં જુદાં. કેટલીયે વખતે મેં મારી સગી આંખે જોયું છે કે મનગમતો સિનેમા હોય ત્યારે તે દાદાને પૈસા આપતા અને "મેટિની શો છે, જોઇ આવો" કહીને મોકલી આપતા, પરંતુ આની સામે મને એવો પ્રસંગ ક્યારેય જોવા ન મળ્યો, જે પરથી એમ લાગે કે દાદાનો યશવતંરાય સાથેનો વ્યવહાર  વિશ્વાસપૂર્ણ હોય અથવા તેમના પ્રત્યે એ વફાદાર હોય. ખરેખર તો એમ લાગતું હતું કે એમની સામે દાદા પ્રેમ નહીં, પરંતુ પ્રેમનો ઢોંગ કરે છે. આમ તો દાદાથી વધુ વિશ્વાસપાત્ર ભૈયાને પોતાને ત્યાં નોકરીમાં રાખવામાં યશવંતરાયને કશી મુશ્કેલી ન હતી. એકબે વખત તો દાદાએ તેમની સાથે ઘમંડપૂર્વક વાત પણ કરી હતી. મેં એની ગેરહાજરીમાં એક વાર પૂછ્યું પણ હતું કે તમે આવું શા માટે ચલાવી લો છો ? તેમણે હસીને કહ્યું : "આ પણ એક લેણદેણનો સંબંધ છે."

"તમે પૂર્વજન્મમાં માનો છો ?" મેં પૂછ્યું.

"મારા માટે નથી કશું પૂર્વ કે નથી કાંઇ અપૂર્વ." એમણે જવાબ આપ્યો.

"એટલે ?"

"આ છોકરો અહીં સડક પર પડ્યો હતો. પેલી નીચાણવાળી દુકાનના ચોકમાં પડયો પડયો પીડાથી કણસતો હતો. એક દિવસ જોયું તો તે ત્યાં જ હતો.બીજે દિવસે પણ ત્યાં જ પડયો હતો. ત્યારે દુકાનદાર એને ધમકાવીને તગડી રહ્યો હતો. એ સમયે એની વય ચોવીસેક વર્ષની હશે. સુકાઈને દૂબળો કંગાળ થઈ ગયો હતો. શરીરમાં માત્ર જીવ બાકી રહ્યો હતો. આઠદસ વખત તે ઘસડાતો ઘસડાતો દરિયાકિનારા સુધી જઇ આવ્યો હતો. હું તેને જોયા કરતો હતો.

"મુંબઈ સુધરાઈએ રસ્તે રખડતા ભિખારીઓ માટે કોઇ શૌચાલયો પણ

બનાવ્યાં નથી. એ વારેઘડીએ શૌચ જતો હતો અને કણસતો હતો. હું સમજી ગયો કે એ કોઇ રોગથી પિડાય છે. દુકાનદાર પોતાની દુકાન સામેની ગંદકી સહન ન કરી શક્યો. એણે આ છોકરાને ચાલી જવાનું કહ્યું. એને ધમકાવી જોયો, ગાળો પણ આપી. આખરે તેણે નેતરની એક લાંબી સોટી કાઢી. આ અવાજ બીજે માળે મારા કાનમાં પડયો. સોટીથી ફટકારવાનો અવાજ પણ સંભળાવા લાગ્યો. "અહમદ," મેં ધિક્કારભર્યા અવાજે પેલા પરિચિત દુકાદારને બૂમ મારી. તે સમજી ગયો કે હું ગુસ્સામાં છું. તે ઉપર આવ્યો અને પોતાને પડતી મુશ્કેલીએ સંભળાવવા લાગ્યો, "ક્યાંક હૉસ્પિટલમાં કેમ નથી જતો ? અહીં મારી દુકાન સામે આવો ગંદો માણસ ધામા નાખે તો ચા પીવા માટે જે બેચાર ઘરાકો આવે છે તે પણ નહીં આવે."

"બસ, આ માટે એને મારો છો ?" એનામાં ચાલવાની શક્તિ પણ ક્યાં છે ?"

"મેં પ્રેમપૂર્વક એને કહ્યું તો પણ તે જતો નથી. પોલીસને બોલાવી જોયો,. તો પણ તે ગયો નહીં. હવે હું બીજું કરું શું ?"

"આપણી દશા પણ એક દિવસ આવી નહીં થાય એની શી ખાતરી ?"

'ત્યારે અહમદ તપી ગયો. "તો તમે જ તેને ઉપાડી લાવો અને સાચવો," કહીને તે ઝડપથી ચાલી ગયો. કદાચ એને લાગ્યું હશે કે હું તેની કદર કરતો નથી. નીચે જઈને તેણે પોતાનો ક્રોધ તે રોગી પર ઠાલવતાં કહ્યું : "જોયું ! ઉપર તારા દાદા છે, ત્યાં જા. તને સારી પથારી પર સુવડાવીને તારી સારવાર કરશે." એનો ટોણાભર્યો અવાજ મારા કાને પણ પહોંચતો હતો. હું ઊઠીને નીચે ગયો.જોયું કે દુકાનની સામે તે મુડદા જેવો પડયો હતો. મેં વિચાર્યું, જે ઉપદેશ મેં અહમદને આપ્યો છે તે અનુસાર જ હું વર્તાવ કરું. આડીઅવળી ચર્ચામાં પડયા વગર હું તેને મારા હાથે પકડી, દાદરા ચડાવી ઉપર લઈ આવ્યો અને પથારી પર સુવડાવી દીધો. ત્યારે એ છોકરો કદાચ ડરી ગયો હતો. હું પણ ઘડીભર મૂઢ થઈ ગયો હતો. ત્યારબાદ દુકાનદાર અહમદ ઉપર આવ્યો અને મારી માફી માગવા લાગ્યો. "શેઠજી, આપણે બન્ને એક ટેક્સી બોલાવીએ અને તેને હૉસ્પિટલમાં દાખલ કરાવી દઈએ. અહીં તેની પૂરી સારસંભાળ તમારાથી કેવી રીતે થઇ શકશે ? મેં તમારું અપમાન કર્યું છે તે બદલ મને માફ કરો."

"હું કશું બોલ્યો નહીં. સીધો નીચે ઊતરી ગયો. ત્યાં જ દસેક મકાન દૂર રહેતા ડૉ. દારૂવાલાની હૉસ્પિટલમાં ગયો અને તેમને બોલાવી લાવ્યો. આ અનાથને જોઇને તેમને પણ આશ્ચર્ય થયું. તેમને ખબર પડી કે આ છોકરો સડક પર પડી રહેતો હતો. તેમણે પણ પૂછ્યું : "આને હૉસ્પિટલમાં કેમ દાખલ નથી કરતા ?" મેં કહ્યું : "ના, હું પોતે એની દેખરેખ રાખીશ. મરી જશે તો મામલો પતી જશે અને જો એ જીવી જશે તો સારો થઇ ગયા પછી એના મનપસંદ સ્થળે ચાલી જશે."

"બે મહિના પછી તે માણસ બની શક્યો. તેને ઝાડાની બીમારી હતી. તેનાં ગંદાં કપડાં કાઢીને ફેંકી દેવામાં આવ્યાં. નવાં કપડાં પહેરાવ્યાં. સ્વચ્છ પથારી

પર સુવડાવી તેની સારવાર શરૂ કરી. આ ભયંકર માંદગીમાંથી એટલે કે મૃત્યુના મુખમાંથી બચાવવામાં બે મહિના લાગી ગયા. આ બધું ડૉ. દારૂવાલાની મહેરબાનીથી થઈ શક્યું. એના નસીબમાં જીવતા રહેવાનું લખ્યું હશે તેથી બચી ગયો. તે છોકરાનો ઝાડો મારે જ દિવસના દસ વખત સાફ કરવો પડતો હતો. પહેલા પંદર દિવસ તો ઝાડાની સાથે સાથે બીજા અનેક રોગોએ પણ તેને ઘેરી લીધો હતો. દારૂવાલા મારી મુશ્કેલીઓ સમજીને દિવસમાં બે વખત પોતાની હૉસ્પિટલની નર્સને મારે ત્યાં મોકલતા હતા. 'દાદા' તેનું મૂળ નામ નથી. અહમદના વર્તનથી દુઃખી થઇને જ હું તેને દાદા કહીને બોલાવવા લાગ્યો. એ મરાઠી છોકરો હતો, નામ હતું ગણપત. જ્યારે એ સાજો-સારો થઈ ગયો ત્યારે અહીં જ રોકી લેવાના હેતુથી મેં તેને કામ પર રાખી લીધો. સાંભળ્યું છે કે સતારામાં તેની નાની કે મોટી બહેન કે એવું કોઈ સંબંધી છે. વર્ષમાં એક વખત તે સતારા જઇ આવતો હતો."

ત્યારે મેં આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું : "જો આમ હોય તો તો આ વસ્તુ બદલારૂપે ખરીદાયેલી છે. એણે તો તમારા પ્રત્યે ખૂબ જ વિનયી અને શિષ્ટ વર્તાવ રાખવો જોઇતો હતો."

તે હસ્યા અને બોલ્યા : "બદલો જ છે. એક જીવને બચાવવા જતાં ખર્ચેલા પૈસાની શું બદલારૂપે કે શિક્ષારૂપે ગણતરી કરાય ? પૈસાનો અને તેનો શો સંબંધ ?"

"એ સાચી વાત છે.પરંતુ તે માટે તેનામાં યોગ્ય ગુણો પણ હોવા જોઇએ ને, એનામાં એવી ભાવના તો હોવી જોઇએ ને કે આ માણસે મારો જીવ બચાવ્યો છે."

"એટલે કે પ્રતિક્ષણ પ્રભુભક્તો-સેવકોની માફક મારાં ગુણગાન ગાવાં જોઇએ.. તમે જ મારા આધાર છો, તમે જ મારા મોક્ષ છો ?"

"બીજું કાંઇ નહીં તો આચરણમાં તો એ ભાવના હોવી જોઇએ ને ?"

"મને લાગે છે કે એનો ઉછેર જ એવા વાતાવરણમાં થયો છે. એને સારા સંસ્કાર મળ્યા જ નથી.. તેની માને બે પુત્રીઓ છે અને આ એનો એકમાત્ર છોકરો છે. માએ કદાચ વધુ પડતા લાડકોડથી એને ઉછેર્યો હશે. 'માનો પ્રેમ પોતાનો જ છે' એમ એ શીખ્યો હશે. અહી પણ પ્રારંભથી જ આ ભાવ મારા પર વધતો ગયો છે."

"એટલે ?"

"માની લો કે આને કાઢી મૂકીને બીજો છોકરો રાખી લઉં છું, આ દાદાને બીજે નોકરી પણ મળી શકે છે, પરંતુ નવો માણસ આનાથી પણ ટપી જાય તેવો હોઈ શકે તો પછી આમાં અને તે નવા છોકરામાં શો તફાવત રહેશે ?"

"તમે એમ માનો છો કે કશો તફાવત નહીં પડે ?"

"મને મારા પુત્ર પાસેથી જે મળવું જોઇએ તે નથી મળ્યું."

"તમારે કેટલાં બાળકો છે ?"

"એ બધું ભૂલી જઈને બધું નવેસરથી શરૂ કરવાનું મને ગમે છે. તે એક પ્રકરણ પૂરું થઈ ગયું છે. મારા પોતાનાં બાળકોની માફક સારો હોય કે ખરાબ હોય." આટલું બોલી તે ખિન્ન થઈ ગયા.

જ્યારે હું બીજી વખત યશવંતરાયને ત્યાં ગયો હતો ત્યારે ઘણી બધી વાતો થઈ હતી. એમના વ્યવહાર, રહેણીકરણી વગેરેનો અર્થ જ હું સમજી ન શક્યો. મને થયું કે ઉદારતાનો લાભ લેવામાં દાદા કંઈ પણ બાકી રાખે તેવો નથી. ઉપકારનો બદલો ઉપકારથી તેમ જ ભલાઈનો બદલો ભલાઈથી વાળવાની ભાવના તેનામાં મૂળથી જ ન હતી. તેના સ્વભાવને તેઓ કદાચ સારી રીતે જાણી શકયા ન હતા. જો તેઓ તેના સ્વભાવને એકાદ દિવસ માટે પણ સારી રીતે સમજી જાય તો તેઓ ભારે નિરાશ થયા વગર રહે જ નહિ. આટલા લાંબા સમય પછી, યશવંતરાયની રોજનીશી જોયા-વાંચ્યા પછી, તેમ જ તેમણે દોરેલાં ચિત્રોને જોયાં પછી પણ મને લાગે છે કે એમના વિશે જે અભિપ્રાય બાંધી લીધો છે તે ખોટો છે.

"ઠંડી, પવન તેમ જ વરસાદથી ધ્રૂજતા તરફડતા પોપટના એક બચ્ચાને હું ઉઠાવી લાવ્યો અને તેને પાળવા લાગ્યો. પોપટનું બચ્ચું એક સુંદર પક્ષી છે એ ભાવનાથી હું તેને લાવ્યો હોઈશ. 'ક્યાંક એ મરી જશે તો,' એ વચારે જ હું દુઃખી થઈ જતો હતો. સદ્દભાગ્યે તે બચી ગયો. જીવી ગયો. પહેલાંની માફક સ્વસ્થ, તંદુરસ્ત થઈ ગયો. હું જે કાંઈ બોલતો તેની એ નકલ કરતો. શું પોપટ માણસની ભાષા બોલી શકે છે ? અર્થ ન સમજવા છતાં એ અનુકરણ કરે છે. સાચી વાત તો એ છે કે અનુકરણ કરવું એ જ એનો સ્વભાવ છે. શું એને મારા પ્રત્યે પ્રેમ નથી ? પાંજરામાં રાખું છું તો ચીસ મારે છે, બહાર કાઢું છું તો ચાંચ મારવા માંડે છે. હાથ પર, ખભા પર હુમલો કરી બેસે છે. પોતાના આનંદ માટે પાંખો ફફડાવીને અવાજ કરે છે. જો પકડવા જાઉં તો હાથ કરડવા લાગે છે. હું નારાજ થઈને થોડો સમય ચુપ બેસી રહું તો તે શાંત થઈ જાય છે. ત્યારે મારા ખભા પર આવીને તે બેસી જાય છે અને મારા ગાલ સાથે પોતાની ચાંચ ઘસ્યા કરે છે, ત્યારે હું તેને પકડીને પાંજરામાં મૂકી દઉં છું. આ પોપટમાં ભલાઈ અને બૂરાઈ બન્ને છે. આખરે તો એ પણ પ્રાણી જ છે ને ? જ્યાં સુધી જીવશે ત્યાં સુધી મારી સાથે રહેશે."

ઉપર્યુક્ત વાતો તેમણે દાદા વિશે જ પોતાની રોજનીશીમાં લખી હશે. એ વાતોનો બીજો કોઈ સંદર્ભ સૂઝતો નથી.મનુષ્ય એટલે જ સારા અને નરસાનું મિશ્રણ. માણસ જ્યાં સુધી કુટુંબમાં રહે છે ત્યાં સુધી માણસનો માણસ સાથેનો સંબંધ જળવાઈ રહે છે. પોતાના સ્વાર્થ માટે, કંટાળાથી મુક્તિ મેળવવા માટે તેને બીજાની જરૂર પડે છે. આપણે એકલવાયું જીવન જીવી શકતા નથી. એ જ સાબિત કરે છે કે મનુષ્યનો મનુષ્ય સાથે સંબંધ છે. તદ્દન એકલા રહીને, મનુષ્યના સંપર્કથી વિમુખ રહીને શું કોઈ

રસ્તા પર મરવાનું ઇચ્છે ?

યશવંતરાયના આ પ્રકારના ઉદ્ગાર મને એમણે દોરેલા એક ચિત્રમાં જણાઇ આવે છે. એમ લાગે છે કે તેમણે દાદાના સ્વભાવનું વિશ્લેષણ મારા કરતાં પણ વધુ સારી રીતે કર્યું છે. એમણે દોરેલાં કેટલાંક ચિત્રોમાં માનવ કૃતિઓ પણ છે. જોકે આ ચિત્રોમાં દોરેલા આકાર, અવયવો પ્રમાણની દૃષ્ટિએ સંપૂર્ણ બરાબર નથી. આ ચિત્રોમાં જે રંગો પૂર્યા છે તે પણ તેમની જ પસંદગીના છે. આ વિવિધ રંગો વચ્ચેનો મેળ બહુ બેસતો નથી. એક રંગ અને બીજા રંગ વચ્ચેનો સંબંધ પણ ખૂબ જ ઓછો છે. તેમનાં દોરેલાં ચિત્રોમાં મનુષ્યને બે ભાગમાં વહેંચી દેવામાં આવ્યો છે. ડાબા ભાગમાં એક રંગ તો જમણા ભાગમાં બીજો. એક તરફ કાળો રંગ છે, બીજી બાજુ સફેદ. એક બાજુ લાલ છે તો બીજી બાજુ જાંબલી. એમને કદાચ એ પણ ખબર નહીં હોય કે લાલનો પૂરક રંગ લીલો છે. કાળા અને સફેદ રંગમાં તો મેળ બેસાડી પણ શકાય. એક યુવાન વ્યક્તિનું ચિત્ર તેમણે કાળા અને સફેદ રંગોથી આલેખ્યું છે. તે યુવકે પાયજામો પહેર્યો છે, ધડ ઉઘાડું છે, માથું ખુલ્લું છે, એના જમણા હાથમાં કપ અને રકાબી છે અને ડાબા હાથે કીટલી પકડીને ચા રેડી રહ્યો છે.

તે સીધો, ટટ્ટાર ઊભો છે પરંતુ ચિત્રમાં બન્ને ભાગો જોતાં લાગે છે કે એક કાળા ભાગને જાણે બીજા સફેદ ભાગ સાથે ભેળવી દીધો છે. ચહેરાનો અર્ધો ભાગ એક જાતનો છે તો બીજો ભાગ બીજી જાતનો ! મસ્તકમાં પણ આમ જ છે. પાયજામો પહેરવાથી પગની વિકૃતિ ઢંકાઈ ગઈ છે. મનુષ્યના દેહમાં ડાબા-જમણા ભાગમાં તફાવત તો હોય જ છે. અને બીજે નહીં તો પણ મનુષ્યના ચહેરા પર તો એ દેખાય જ છે. જો તમે કોઈ ફોટાને અધવચ્ચેથી ચીરીને બે ભાગ કરી નાખો તો તેમાં નાનામોટાનો તફાવત અવશ્ય જણાશે. એક ચિત્રના બે અર્ધા ભાગને જોડી દેવામાં આવે તો એક જુદો જ ચહેરો દેખાશે. પરંતુ યશવંતરાયના ચિત્રોમાં આ સ્વાભાવિક તફાવતનું પ્રમાણ સારું એવું વધી ગયું છે. એક ચહેરાના બે ભાગોમાં થોડો સ્વાભાવિક તફાવત હોવા છતાં એક પ્રકારની સમાનતા હોય છે. એક હોઠનો અર્ધો હિસ્સો ટૂંકો કે પાતળો અને બીજો હિસ્સો લાંબો કે જાડો હોઈ શકે છે. ભ્રમરો, આંખો, નાકનાં બે નસકોરાં, ગાલ વગેરેમાં થોડો તફાવત અવશ્ય દેખાશે. શું આપણે એમ માની લેવું કે યશવંતરાયે વ્યંગ્યાત્મક દૃષ્ટિએ આ તફાવત વધારી મૂક્યો હશે ? વાત એમ પણ ન હતી. આ આકૃતિ તો એવી લાગતી હતી કે બે જુદા શરીરોને કાપીને જાણે જોડી દીધાં હોય ! જમણા હાથમાં કપ રકાબી હતાં. પાતળાં હાડકાંવાળો આ નિર્બળ હાથ જોતાં જ એમ લાગે છે કે ચિનાઈ માટીનાં આ વાસણ હાથમાંથી પડીને તૂટી જશે ! ડાબો હાથ, જેમાં ચાની કીટલી છે, તે થોડો માંસલ અને પુષ્ટ છે. કુહાડી પકડનારો એ હાથ છે એટલે મજબૂત છે. એનાં પેટ તથા છાતી બન્ને જોવા જેવાં છે. છાતીનો જેમણો ભાગ ક્ષયરોગીની છાતીની માફક સંકોચાયેલો છે, પરંતુ ડાબો ભાગ તેવો નથી. અલબત્ત, એ કસરત કરનાર

પહેલવાનની છાતી જેવી છાતી લાગે છે ! કેટલું બેહદું લાગે છે આ ધડ ! ધડને અનુરૂપ ચહેરો ઉપરના ભાગમાં છે. જમણો હોઠ નીચે નમેલો છે. જમણા ગાલનાં હાડકાં બહાર દેખાય છે. ભ્રમરો નીચે ઝૂકેલી છે. વાળ તો નહિવત્ છે. એ ભ્રમર અને આંખમાં ચેતન જ નથી—જાણે વિવર્ણ શબની આંખ હોય તેવાં લાગે છે. પરંતુ ચહેરાનો ડાબો ભાગ તેવો નથી. હોઠ તોફાની લાગે છે. હોઠનો છેડો ઉપર તરફ લંબાયેલો છે. ડાબી બાજુનું નસકોરું ફૂલેલું છે. કાલા રંગે રંગાયેલી એ બાજુની આંખો પ્રફુલ્લ દેખાય છે. આંખની કીકી એક બાજુ સરકેલી છે અને મસ્તીનો ભાવ વ્યક્ત કરે છે. એના પર જાડી ભ્રભરો આવેલી છે. આ વિચિત્રતાઓ—ડાબી આંખ નાની, અને જમણી આંખ એનાથી બે ગણી મોટી—જોયા પછી "આ કઈ જાતનો કટાક્ષ છે ?" એમ વિચારીને એ ચિત્ર બાજુએ મૂકી દીધું. યશવંતરાયે પોતે કહ્યું.હતું કે એમણે શરીરના અવયવોની લંબાઈ, પહોળાઈ, સામ્યતા વગેરેનો અભ્યાસ જ કર્યો ન હતો. એમનાં ચિત્રોમાં પણ આ ઉણપ તરી આવતી હતી. આ ચિત્રને બાજુએ મૂકી દીધા પછી મારે એ વિચારવું બંધ કરી દેવું જોઇતું હતું કે તે કોનું ચિત્ર છે ! તેમણે પોતાની રોજનીશીમાં પોપટના બચ્ચાની ઉપમા આપી છે એ પરથી મને દાદાની યાદ આવી. મને લાગ્યું કે કીટલીવાળો આ છોકરો શું દાદા નહીં હોય ? એમણે દાદાની મુખાકૃતિ ચીતરવાના પ્રયાસો કર્યા હશે. કદાચ કીટલીવાળા છોકરાને કહેવામાં આવે કે "આ તારો ફોટો છે" તો તે કદાચ તમારા ચહેરા પર જ કીટલી ઢોળી નાખે ! એમનો હેતુ ચહેરા સામે દર્પણ ધરવાનો નહીં હોય. કોઇને કહેવામાં આવે કે તમારો ચહેરો આટલો બધો કદરૂપો છે, તો તે તેને બિલકુલ સહન નહીં કરે, એ માટે એમણે આવો પ્રયત્ન પણ નહીં કર્યો હોય. આ ચિત્ર માત્ર એમના નોકરનું છે. કીટલી, કપ અને રકાબી તે માણસ રસોઇઓ હોવાનું સૂચવે છે.

આ ચિત્ર દાદાનું છે એ વિચાર આવતાં જ મને કેટલીયે વાતો યાદ આવવા લાગી. કેવી રીતે તેમણે તેને ઉછેર્યો હતો ! થોડું હસવું પણ આવ્યું. જમણો ભાગ જયારે તે અનાથ હતો અને યશવંતરાયને ઘેર આવીને રહેતો હતો તે સમયની દાદાની પ્રામાણિકતાનનો નિર્દેશ કરે છે. આથી જ તે ભાગને તેમણે સફેદ રંગે રંગ્યો હતો. બીજો ભાગ દાદાની સ્વાર્થવૃત્તિ, દુષ્ટતા વગેરેનું પ્રતીક છે. આંખો, હોઠ અને નાક એ બધાં આ જ અર્થને પુષ્ટિ આપે છે. છાતીનો ડાબો ભાગ પહોળો અને સ્નાયુબદ્ધ છે અને જમણો ભાગ એકદમ નિર્બળ છે, જાણે કે તે છાતી જ ન હોય ! વસ્તુતઃ માણસનું કાળજું શરીરની જમણી બાજુએ હોય છે. તેવી રીતે દાદાના ડાબા કાળા ભાગમાં કાળજા જેવી કોઈ વસ્તુ ચોંટેલી હોય તેમ જણાય છે જે બહારની માંસપેશીઓથી ઢંકાઈ રહેલી છે. હૃદય છે, પરંતુ એ નહીં જેવું અથવા તો કહો કે માત્ર નામનું છે. આ વિચાર મનમાં આવ્યો કે તુરત જ તે ચિત્ર મેં બહાર કાઢયું અને બહુ વાર સુધી બેસીને જોયા કર્યું. યશવંતરાયને માનવસ્વભાવનું જ્ઞાન નથી અને એમાં પણ દાદાના સ્વભાવથી તે અપરિચિત રહ્યા હોય એમ ન કહી શકાય. જાણી જોઈને તેમણે એને પાળ્યો-પોષ્યો શા

માટે ? એમણે એક વખત જવાબ આપ્યો હતો : "માણસને માણસ જોઈએ છે." ડાબેરી-જમણેરી, કાળો-સફેદ, શુદ્ધ-અશુદ્ધ-આ શું વાસ્તવિક સત્ય નથી? માનવસ્વભાવ ભલાઈ-બૂરાઈનું એક અદ્‌ભુત મિશ્રણ છે. એમાંથી જો એકાદ પણ અદશ્ય થઈ જાય તો કદાચ માણસ નામની ચીજ જ ન રહે. પોતાની ભલાઈ-બૂરાઈને માપી શકનાર વ્યક્તિને કદાચ આમ જ લાગે છે. જે વ્યક્તિ 'સ્વ'નો લોપ કરી, દુનિયાને સમજવા નીકળી પડી હોય તે સંસારને પરસ્પર વિરોધી કાળા-સફેદ રંગોમાં જ સમજી શકશે.

એમનાં ચિત્રોમાં એક ચિત્ર ઢોરનું પણ છે. આ ઢોર ચરતું બતાવવામાં આવ્યું છે. એની પીઠ પર બેઠેલી એક જંગલી મેનાએ પોતાની ચાંચ વડે એ પીઠ પર એક જખમ કર્યો છે. તે ચિત્ર વિશે મેં તેમને પૂછ્યું હતું.

"આ સામાન્ય જંગલી મેના છે ને? એ પ્રાણીઓનાં શરીર પર ચોંટેલાં જંતુઓનો આહાર કરે છે."

"હા, એ જ છે."

"ક્યાં જોયું હતું આ દશ્ય તમે ?"

"ખંડાલામાં રોજ આ દશ્ય જોવા મળે છે. જ્યારે જ્યારે મન કટાળી જાય છે ત્યારે એકાદ મહિનો ખંડાલા રહી આવું છું."

"ઢોરનો આકાર બરાબર ઊપસી શક્યો નથી."

"શું મેં તમને એમ કહ્યું છે કે હું ચિત્રકાર છું ?"

"તો પણ ચિત્રકલા સાથે તમારો નાતો બંધાઈ ગયો છે."

"એ સાચી વાત કહી. ચિત્ર દોરવાની મને ટેવ પડી ગઈ છે. આદત માટે કોઈ હેતુની જરૂર નથી રહેતી. સમય પસાર થઈ જાય છે એ કામકાજમાં. વિશેષમા કેટલીયે ચિંતાઓથી મુક્તિ પણ મળી જાય છે."

"તે ઢોરમાં તમને શું આકર્ષણ લાગ્યું ? મને તો એમા કશી વિશેષતા જણાતી નથી."

"એ ત્યાં જ રહેવા દો. એમ પણ બની શકે કે જે આકર્ષણ એમાં મને દેખાયું હોય તે તમને ન પણ જણાય ! જ્યારે તમને આકર્ષણ બિલકુલ જણાતું જ ન હોય ત્યારે વિવરણ કરવાનો પણ શો અર્થ ?"

"નહીં, કંઈક ખ્યાલ તો આપો જ. ભૂમિકા વિના ઘણાં ચિત્રોનો અર્થ સમજી શકાતો નથી."

"તમે એમ માનો છો કે મારાં ચિત્રોનો કશો અર્થ છે ?"

"ચોક્કસ છે જ. નહીં તો પછી ચિત્રકામ થાય જ શા માટે ?"

"આ પણ તમે બરાબર કહો છો. આ જીવનમાં કેટલાં કાર્યોનો અર્થ હોય છે ? કામ કર્યા પછી શા માટે કર્યુંનો જવાબ જાણ્યા વિના પણ આપણે રહી શકીએ છીએ ને

? એવા કેટલા પ્રસંગો છે જેનો અર્થ આપણે જાણી શકીએ છીએ ?''

''તે તો બરાબર છે, પરંતુ આ ચિત્રનો અર્થ તમે જ કહી દો.''

''થોડી વાર સુધી એ મારું મોં જોતા રહ્યા અને પછી હસવા લાગ્યા. અને ત્યાર પછી ''આ મારી જીવન સાથે સંબંધ ધરાવતી એક ઉપમા જ છે. એના વિશે કહેવાનો સમય હજુ પાક્યો નથી,'' કહીને તેમણે મારા હાથમાંથી તે ચિત્ર છીનવી લીધું અને અંદર મૂકી દીધું. ત્યાર પછી તો હું એ ચિત્રને મારે ઘરે આવ્યા પછી જ એટલે કે એમની ચિત્રશાળાનો માલિક બન્યા પછી જ ફરી વાર જોઈ શક્યો. જે દિવસે તે ચિત્ર તેમણે મારી પાસેથી છીનવી લીધું હતું, તે સમયે તેઓ પળવાર નાખુશ લાગતા હતા.પરંતુ તે મારા સવાલોથી કંટાળીને કે પોતાના જીવનના કોઈ પ્રસંગની યાદ આવવાથી, તે કહી શક્તો નથી. પરંતુ તે દિવસે તેઓ ઘણો લાંબો વખત મારી સાથે બોલ્યા નહીં. ત્યારે મને લાગ્યું કે તેઓ કદાચ મારી વાતોથી નારાજ થઈ ગયા છે. મેં તેમને એ વાત ટાળવાના હેતુથી ચાલાકીભર્યો સવાલ પૂછયો : ''ચાલો થોડી વાર ચોપાટી કે મલબાર હિલ પર ફરી આવીએ.''

''મેં દાદાને સિનેમા જોવા મોકલી દીધો છે. તેમણે કહ્યું. અને ઉમેર્યું : ''હું અહીં જ બેસીશ. તમે જઇ આવો.''

''હવે જઇશ તે ફરી આવતા વર્ષે જ આવી શકીશ.'' મેં કહ્યું.

''અચ્છા, ઠીક.'' તેઓ બોલ્યા. મને થયું કે કોઈ જૂની સ્મૃતિએ તેમને બેચેન બનાવી દીધા છે. હું નીચે ઊતર્યો. જ્યારે દાદર પરથી નીચે ઊતરતો હતો ત્યારે એક સફેદ કપડાંવાળી સ્ત્રી ઉપર આવી રહી હતી. તેની ઉંમર ચાલીસેક વર્ષની હશે. જરા એક બાજુ ખસીને તેણે મને પૂછયું : ''મિસ્ટર યશવંત છે કે ?'' કદાચ એ સમજી ગઈ હશે કે હું એમની પાસેથી જ આવું છું.

''ઇદ્દાટે (છે).'' મેં કહ્યું.

તે મારી કન્નડ ભાષા સમજી કે નહી તેની પરવા કર્યા વિના, માથું નીચે રાખીને હું ધીરે ધીરે પગ ઉપાડવા લાગ્યો, અને ચોપાટી પહોંચી ગયો. ત્યાં રેતીના ઢગલા પર એકલો બેસી રહ્યો. ત્યારે સાંજના પાંચેક વાગ્યા હશે. રસ્તા પર વાહન-વ્યવહાર જામ થઈ ગયો હતો. ચોપાટીના રેતીના ઢગલાઓ પર આરામપ્રિય લોકોની ભીડ એવી તો વધતી ચાલી કે રેતી જ દેખાતી બંધ થઈ ગઈ. સમુદ્રમાં કદાચ ઓટ આવી હશે. 'બેક-બે'નાં મોજાં સરોવરનાં મોજાંઓની માફક નબળાં બનીને આગળ વધતાં હતાં. તેમાં અમારા ગામના સમુદ્રની સ્વચ્છતા, ચમક કે જુવાળ દેખાતાં ન હતાં. પરંતુ એમ લાગતું હતું કે તે જાણે શહેરના નાળાઓમાંથી વહીને આવતાં ગંદા પાણીનું એક તળાવ છે. ચોપાટીની રેતીના ઢગલા સાફ રહે તો પણ ઘણું ! તે પણ અમારા ગામ જેટલા સ્વચ્છ નથી રહેતા. હજારો લોકો તેના પર થૂંકે છે. એ જાતજાતનો કચરો, કાગળના ટુકડા, એંઠવાડ વગેરે ફેંકવાની જગ્યા બની ગઈ હતી. તો પણ

દરિયાની ભરતીનાં મોજાં દિવસમાં એક-બે વખત બને તેટલો નકામો કચરો વહેવડાવી જતાં હતાં. સ્વચ્છતાનો અર્થ પણ શો છે ? ક્યાંય એવા માણસો નથી જેમાં ગંદવાડ ન હોય; અને એક પણ એવું શરીર નથી જે મેલ વગરનું હોય. પરંતુ ગંદવાડ વારંવાર સાફ કરવો એ જ સ્વચ્છતનાનું લક્ષણ છે.

હું ત્યાં એકલો બેઠો હતો. થોડા સમય પછી તે જલસાગર જનસાગરમાં પલટાવા લાગ્યો. સમુદ્રની ગર્જનાને હરાવી દેનાર વાહનોના અવાજો, તેમ જ નાળિયેરવાળા, ભેળવાળા અને બાળકોના હસવા-રડવાના અવાજોના મિશ્રણનો ઘોંઘાટ સમગ્ર વાતાવરણ પર છવાઇ ગયો હતો. એમાં કશી નવાઈ નથી કે મારા મિત્રે મુંબઈને ગીચ માનવવસતિની ઉપમા આપી હતી. પરંતુ આશ્ચર્ય એ બાબતનું થયું હતું કે તેઓ વાનપ્રસ્થના હેતુથી આ માનવારણ્યમાં કેવી રીતે આવી વસ્યા ! એક દૃષ્ટિએ મુંબઈ તદ્દન જંગલ જ છે. ત્યાં અપાર ગીરદી હોવા છતાં પણ લોકોને એકાકી જીવન ગાળવા માટે પૂરો અવકાશ છે. કોઇ પણ જગ્યાએ જાઓ, લોકો મળશે અને ભીડ રહેવાની જ ! પરંતુ ત્યાં કોઇ પણ વ્યક્તિ સામાન્ય રીતે બીજાને એમ નહીં પૂછે કે તમે કોણ છો ? ક્યાંના રહેવાસી છો ? આ ઘરવાળા લોકો પેલા ઘરવાળાઓને નથી ઓળખતા. બધાં પોતપોતાનાં કામમાં ડૂબેલા રહે છે. જો તમે આમંત્રણથી કોઈને ત્યાં જાઓ તો તમને પ્રેમ મળી શકે છે; અન્યથા નહીં.

તેથી હું સાંજ સુધી પેલા જનસમુદ્રની વચ્ચે પથ્થરની માફક બેસી રહ્યો. જયારે તેનાથી પણ મન કંટાળી ગયું ત્યારે ગ્રાંટરોડ સ્ટેશન તરફ ચાલી નીકળ્યો. વિચારોમાં ડૂબેલો હતો, તેથી રસ્તાના એક છેડે થઈને તે માનવસમુદ્રથી દૂર જવા લાગ્યો. ગામદેવી અને લેબરનમને પસાર કરીને જયારે હું ગ્રાંટરોડ પહોંચ્યો ત્યારે મુસાફરોની ખૂબ જ આવન-જાવનને લીધે મારે ત્યાં જ થોભી જવું પડ્યું. મારે મોટરોની હારોથી બચતાં બચતાં ત્રણત્રણ રસ્તાઓ ઓળંગવાના હતા. ત્યારે જ હું રેલવે સ્ટેશન પહોંચી શકું તેમ હતો.હું તક શોધી રહ્યો હતો કે મોટરોની ભીડ ઓછી થાય અને હું આગળ ડગ ભરું. ત્યાં યશવંતરાયને નજીકના રસ્તા પરથી જતા જોયા. એમની સાથે તે જ સ્ત્રી હતી, જેને હું તેમના મકાનના દાદરા પર મળ્યો હતો. તેનો પોશાક પણ એ જ હતો. તેઓ તો કદાચ મને જોઈ શક્યા નહીં, પરંતુ જે રીતે તેઓ બન્ને એકબીજાનો પડખે ભરાઈને ચાલી રહ્યાં હતાં તેથી મને થોડું આશ્ચર્ય થયું. યશવંતરાયના મુખમાંથી બેત્રણ વાર મને વાનપ્રસ્થ શબ્દ સંભળાયો તે સંપૂર્ણ દૃશ્યનો તે શબ્દ સાથે કોઈ મેળ બેસતો લાગ્યો નહિ. મારા મનમાં શંકા જાગી કે પોતાના ઘરસંસારથી કંટાળીને તે મુંબઈ આવ્યા અને અહીં તેમણે બીજો ઘરસંસાર તો માંડી નથી દીધો ને ! મારો વહેમ સ્વાભાવિક હતો. તે દૃશ્ય ભૂલવાના મેં ખૂબ પ્રયત્નો કર્યા, પરંતુ યશવંતરાયનું ગત જીવન વારંવાર યાદ આવી જતું હતું. જીવનની અંતિમ ક્ષણ સુધી તો તે સ્ત્રીને મેં તેમની સાથે જોઈ ન હતી. એ બન્નેની વચ્ચે જો ઊંડો પ્રેમ હોય તો એમાં કશું નવાઈ પામવા જેવું નથી. મનુષ્યની આ એક સ્વાભાવિક નિર્બળતા છે, આમ વિચારીને મેં મનનું સમાધાન કરી

લીધું. પરંતુ જો તે તેમની ખૂબ નિકટ હોત તો હું તેને છેલ્લી ઘડીએ તેમની સાથે અવશ્ય જોત. કે. ઇ. એમ. હૉસ્પિટલમાં તેઓ જયારે બેભાન પડયા હતા ત્યારે તે તેમની પાસે આવી હશે ? એમ તો કેમ કહી શકું કે તે નહીં આવી હોય ? એમની જીવનયાત્રા પૂરી થયા પછી પણ હું એમને ઘેર ગયો હતો. કોણ જાણે કેમ મારા મનમાં અવારનવાર એ વિચાર આવતો હતો કે દાદાની માફક તે પણ તેમના જીવનનો એક રોગ બની ગઈ હશે. વર્ષો પછી પણ હું મલબાર હિલ પર આવેલા ઘરમાં ગયો હતો. ત્યાં બેચાર કલાક રહ્યો પણ હતો. કદાચ દાદરો ઊતરતી વખતે સફેદ સાડીવાળી તે સ્ત્રી મળી જાય એવો સંભવ મને લાગ્યા કરતો હતો,પરંતુ એ તો ત્યારે અને માત્ર ત્યારે જ દેખાઈ હતી. એમની રોજનીશી વાંચતી વખતે મને એ કુતૂહલ પણ થયું હતું કે તે સ્ત્રી વિશે પણ કદાચ કંઇક વાંચવા મળે.

પોતાની ડાયરીમાં તે જાણી જોઈને વ્યક્તિઓનાં નામ લખતા નહોતા. કોઈ વખત તો એક્સ, વાય, ઝેડ લખી રાખતા હતા, તો ક્યારેક અર્થવગરનાં બનાવટી નામ! આખા લેખમાં ફલાણી વ્યક્તિના નામથી દાદાની છબિ ઉપસે છે એવો વિશ્વાસ મને બેસતો જતો હતો. મૃત્યુ પછી મનુષ્યનું નામ એક શબ્દમાત્ર છે. ફક્ત નામથી કોઈનો પૂરો આકાર આંખો સામે આવી જતો નથી. એમણે વિચાર્યું હશે કે કડવી સ્મૃતિઓના બંડલને પોતાની રોજનીશીમાં શા માટે કોઇ નામ આપવું ? વાચક શા માટે એમ જાણે કે અમુક વ્યક્તિ આટલી ખરાબ છે. આમ વિચારીને જ તેમણે આમ કર્યું હશે. રોજનીશી એક નોંધપોથી છે, વાર્તા નથી, નવલકથા પણ નથી. તે તો એક જાતનો ઇતિહાસ છે. ચરિત્ર છે. એમાં ભીમ ભીમ જ રહે છે અને રામ રામ જ ! જો ગણેશ લખ્યું હોય તો એ ગણેશ જ રહે છે. ''દાદા'' લખ્યું હોત તો મને અને જમશેદ દંપતીને ખબર પડી જાત કે આ કોના વિશે લખ્યું છે. દાદાથી તો અમે પરિચિત હતા જ. પરંતુ રોજનીશી વાંચનારાઓ માટે તો તે માત્ર એક્સ, વાય, ઝેડ છે.

એક દિવસ હું આરામથી બેસીને એમની ડાયરીનાં પાનાં ઊથલાવી રહ્યો હતો ત્યાં એક્સ, વાય, ઝેડને બદલે 'રીમા' નામ આઠદસ જગ્યાએ દેખાયું. આ પણ કોઈ બનાવટી નામ જ હતું. અને 'રીમા' ''કોણ હોઈ શકે ?'' ખંડાલામાં જયારે હતો. એમ લખ્યું છે એટલે થયું કે ત્યાંનો કોઈ માણસ હશે. ધ્યાનપૂર્વક વાંચ્યું તો ''રીમેની માં'' નો પ્રયોગ નજરે પડયો.હસવું આવ્યું. 'રીમેની' પ્રયોગ પર હસવું આવ્યા વિના કેમ રહે ? જો નામ 'રીમા' હોય તો 'રીમાની માં' હોવું જોઇએ ને ! 'રીમેની' તદ્દન વિચિત્ર,લાગે છે. એમને જાણે ધ્વનિનો ખ્યાલ જ નહીં રહ્યો હોય. જેવાં તેમનાં ચિત્રો છે તેવા જ એના શબ્દો પણ છે. મગજને ખૂબ દૂર દૂર સુધી દોડાવવું પડયું. દાદા વિશે યશવંતરાયની સાથે જે ચર્ચા થઇ હતી તે યાદ આવી ગઈ. દુર્ભાગ્યે ચર્ચા મેં જ શરૂ કરી હતી. અનાથ દાદાનું તેમના ઘરે આવવું, ડૉ. દારૂવાળાને બોલાવવો, એમના દ્વારા છોકરાની સારવાર કરાવવી, તેમની મદદ માટે ડૉક્ટર દ્વારા નર્સને મોકલવી– આ બધી વાતો યાદ આવવા લાગી. તે નર્સનું નામ પણ યાદ આવ્યું...તેમણે એ નર્સને

'મેરી' કહીને બોલાવી હતી. 'મેરી' તો ખ્રિસ્તી નામ છે. તે દિવસે જ્યારે બીજા માળેથી નીચે ઊતરી રહ્યો હતો ત્યારે સફેદ સાડીવાળી જે સ્ત્રી દેખાઈ હતી તે જ તે નર્સ હશે. એના કપાળ પર મેં કંકુનો ચાંદલો જોયો ન હતો. એના હાથમાં બંગડીઓ પણ ન હતી હા ! તે મેરી જ હતી. અચ્છા ! તો એટલે જ તેમનો તેની - મેરીની - સાથે પરિચય થઈ ગયો હતો. પછી થયું કે આમાં કશું આશ્ચર્ય જેવું નથી. પછી કલ્પના દોડાવી ત્યારે મનમાં એ સૂઝ્યું કે 'રીમા' આ જ 'મેરી' કે 'મારી'નો ઊલટો પ્રયોગ છે. મેં ફરીથી રોજનીશી વાંચી, 'રીમા' ની જગ્યાએ સ્મૃતિપટ પર જડાયેલી 'મેરી' ને મૂકી. મેરીની માં પણ હશે, તે ખંડાલામાં રહેતી હશે, એમ માનીને હું લેખ વાંચવા લાગ્યો.

"રીમા અહીં આવી હતી તેની જાણ રીમાની માને કેવી રીતે થઈ ? તે પણ મારા ઘરમાં ? દાદાથી કંટાળીને હું એ બતાવી આપવા મુંબઈથી આવ્યો છું કે હું તેના વગર પણ જીવી શકું છું. આ રીતે અહીં આવવું એ કંઈ નવી વાત નથી. વર્ષમાં એકાદ વખત ખંડાલા આવ-જા કરું છું. મારી શોધમાં રીમાએ અહી આવવું જોઈતું નહોતું. પરંતુ તે આવી અને આવતી રહી. અને આ રીતે તેણે મારી સહાનુભૂતિ અથવા નિર્બળતાનો લાભ લેવાનો પ્રયાસ કર્યો. દાદાની સારવાર માટે એનું આવવું પણ મને પસંદ નહોતું, પરંતુ તે આવી અને મેં જેટલી સેવા કરી તેટલી જ એણે કરી. તેણે મારી પ્રશંસા કરતાં કહ્યું હતું : "હું પગાર માટે કામ કરું છું, ત્યારે તમે તેને અસહાય-અનાથ જાણીને પ્યાર કરો છો." કોઇ ગમે તેટલો વિશાળહૃદયી કેમ ન હોય, જો તેને પોતાની પ્રશંસા સાંભળવાની ભૂખ હોય તો સમજી લેવું જોઈએ કે તે જાળમાં ફસાઈ ગયો છે. રીમાએ આ જ કામ તો કર્યું છે, તે સિવાય બીજું કાંઇ ન થઈ શકે. હું તેની પ્રશંસા પર મુગ્ધ થઈ ગયો છું શું ? કહી શકતો નથી. બાળપણમાં હું પ્રશંસકો દ્વારા ખોદાયેલા ખાડાઓમાં હાથી બનીને પડયો છું ત્યાર પછીથી એમ જ સમજતો આવ્યો છું કે બધા ખુશામતી ચોર હોય છે. હવે મારામાં બાળપણની મૂર્ખતા કદાચ પાછી આવી છે. આ વિશે હું મારું પોતાનું વિશ્લેષણ કરી શક્યો નથી.

"પરંતુ રીમાએ મને હરાવવા માટે એનો ઉપયોગ નથી કર્યો. તે જાણી ગઈ છે કે હું ઘરસંસાર છોડીને આવ્યો છું. એ વિષે મેં કોઈને પણ કહ્યું નહોતું, પરંતુ કોણ જાણે કેમ એને કહેવાઈ ગયું. મનની કટુતાને લીધે ? એ માટે કે એણે મને મદદ કરી હતી ? ના, આમાંથી કોઇ પણ કારણ નથી. એક ચોક્કસ પ્રકારના જીવનથી કંટાળીને હું અહીં તો આવી ગયો,પરંતુ સ્ત્રી નામની ચીજથી હજુ પણ વિરક્ત થઇ શકતો નથી. રીમાએ મારી આ નિર્બળતા સહેલાઈથી પારખી લીધી હશે. તે તો માત્ર નર્સ છે — અપરિણીત. માત્ર અપરિણીત હોવાને કારણે કોઇ સ્ત્રી એકલી જીવન વિતાવવા તૈયાર થઈ શકતી નથી. પોતાની જિંદગીને જોઈને તેને થયું હશે કે હું એને સહેલાઈથી મળી શકું તેવી ચીજ છું. એને હું ગમે તેવો લાગ્યો હોઉં પરંતુ તે ખરેખર મારી વાસના સંતોષવા માટે યોગ્ય સ્ત્રી બની રહી.

"ખંડાલામાં અમારા ઘરની સામે લીલા ઘાસથી ભરેલું એક મેદાન છે. ત્યાં

દરરોજ આઠદસ ઢોર ચરવા આવે છે. તેમની આગળપાછળ ડાબીજમણી બાજુ જીવડાં વીણી વીણીને ખાવા માટે મેના હમેશાં તૈયાર હોય છે. ક્યારેક ક્યારેક બગલાઓ પણ આવે છે. એમનામાં કેવી અદ્‌ભુત મૈત્રી છે - તે પક્ષીઓ અને આ ઢોર; તેમનો ખોરાક જંતુ અને આનો ઘાસ. ઢોરને ગમે તેટલી વેદના કેમ ન થતી હોય, તે દૂર કરવા માટે મેના સહજ રીતે તૈયાર થાય છે. અનાદિકાળથી ચાલી આવતી મૈત્રી છે આ !

"એક દિવસ મેં જોયું કે એક મેનાએ - ભૂખને લીધે કે જીવડાંના અભાવે, તે કહી શકતો નથી — એક જાનવરની પીઠ પર જખમ કર્યો છે. એમાંથી લોહી વહી રહ્યું છે. તે જ દૃશ્યનું મેં ચિત્રાંકન કરી લીધું. એમાં મારી ભાવનાઓ નિરૂપી શક્યો છું કે નહીં, એ તો નહીં કહેવાય. રીમા એક જંગલી પક્ષી-એક જંગલી મેના છે એમ કહેતાં તેને અન્યાય થશે. એક બહુ જ સામાન્ય વ્યક્તિ પર ગર્વ લેનાર જો માત્ર આ વાત પર પોતાની વૃદ્ધ માતા અને તેની મુશ્કેલીઓને ભૂલી શકે છે તો આ શું એની અનુકંપા નથી ? મારા પ્રત્યે વ્યક્ત કરેલો ભાવ કે આદર નથી ? આ એક જખમ નથી શું ?"

એમની રોજનીશીમાં આલેખાયેલી આ ચિત્રની કથાએ મારી સામે માનવજીવનની એક મહાન સમસ્યા ઉપસ્થિત કરી. જો સ્ત્રી-પુરુષ વચ્ચેના 'પ્રેમ' નામના અફીણવાળા પરપોટાને સ્પર્શ કરીને ફોડી નાખવામાં આવે તો પછી બાકી શું રહે છે ? યશવંતરાયે અહીં એ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે કે સત્યનું મૂલ્ય કેટલું અલ્પ છે. સ્ત્રી-પુરુષ, જંગલી મેના, શહેરી પશુ વગેરેનો કેવો મેળ જામી ગયો છે ? જ્યાં સુધી જીવાત છે ત્યાં સુધી મૈત્રી છે. જીવાત ન હોય તો માત્ર જખમ રહી જાય છે. આપણે પ્રેમ કરીએ છીએ-શા માટે ? પરોપકાર માટે ? નહીં. ઉદારતા માટે ? નહીં. આપણે પ્રેમ માત્ર સ્વાર્થ માટે કરીએ છીએ. આ ચિત્ર દ્વારા જાણે એમણે આ જ વસ્તુ દર્શાવવાની ઈચ્છા સેવી છે. હકીકતમાં તો લોકો જે હોય તે, જેવા હોય તેવા, પરંતુ આ ચિત્ર દ્વારા તેમણે પોતાનું મૂલ્યાંકન કરવાનો જ પ્રયાસ કર્યો છે.

"રીમાને ખબર પડી ગઈ કે હું ખંડાલામાં છું. તે મારા એકાકી જીવનના કંટાળાને દૂર કરવા જ અહીં આવી છે. એ તો ઠીક છે, પરંતુ તેણે તેની મા 'સીલૂ' વિશે જે કહ્યું તે બધું સત્યથી વેગળું છે. જ્યારે મને આ વાતની ખબર પડી ત્યારથી હું એનાથી કંટાળવા લાગ્યો. "માને પાર્શ્વવાયુનો રોગ છે. તેને સારવાર માટે મુંબઈ લઈ જવાની છે" — આમ કહીને તે મારી પાસેથી પૈસા લઇ ગઈ અને મેં આપ્યા. ત્યારે મને એમ જરા પણ લાગ્યું નહીં કે તે જૂઠું બોલી રહી છે. એ સમયે મારી પાસે પૈસા હતા એટલે મેં આપી દીધા. સીલૂ વૃદ્ધા છે, બચે કે ન બચે, પરંતુ જ્યાં સુધી જીવતી રહે તેટલા દિવસ તો પુત્રીએ માની સેવા કરવી જ જોઈએ. શું હું રીમાના ગુણ નથી જાણતો ? તે કામ કરે છે અને તેના એને પૈસા મળે છે. મફતમાં મળેલા ધનની માફક સંકટકાળે મેં તેમને પૈસા આપ્યા. મદદ શા માટે ? એ તો તેના સ્નેહનું ચૂકવેલું મૂલ્ય હતું !

"તેના જવાના બીજે જ દિવસે તેની જીવંત મા સીલૂ મારે ઘેર આવી. એનું ઘર ખંડાલામાંથી ફક્ત ચાર માઇલ દૂર લોનાવલામાં જ છે. સાઠ વર્ષની એ વૃદ્ધા અત્યારે

પણ યુવાન લાગે છે. મારા ઘરથી એક ફર્લાંગ દૂર આવેલા પારસીના ઘરમાં તે દરરોજ કામ કરવા જાય છે. સવારે આવે છે અને સાંજે પાછી ચાલી જાય છે. કહેવાય છે કે મા અને દીકરી વચ્ચેનો સંબંધ તૂટી ગયો છે.સીલૂ કોણ જાણે ક્યાંથી મારા ઘરનું સરનામું મેળવીને જાણીબૂઝીને મારા ઘરે આવી ગઈ અને પૂછવા લાગી, "મારી પુત્રી ક્યાં છે ?"

"રીમા તમારી જ પુત્રી છે ? કહેતી હતી કે તમે બીમાર પડી ગયાં છો !" મેં કહ્યું.

"ત્યારે તેણે પુત્રી પ્રત્યેની પોતાની નારાજીની આખી વાત કહી સંભળાવી. અનાથ સીલૂ અત્યારે એકલી છે. કહે છે કે તેણે પોતાની પુત્રીને ઘણી મુશ્કેલીથી ઊછેરી છે. ઉધાર માગીને, લોકો પાસે આજીજી કરીને, ચીજવસ્તુઓ માગી માગીને નર્સનું કામ શીખવ્યું. પરંતુ સમય જતાં એ છોકરી પોતાની માને જ ભૂલી ગઈ. જ્યારે પુત્રો આમ કરે છે ત્યારે આ તો પુત્રી છે. જન્મદાતા માને જ વિસરી જવાની ! સાંભળ્યું છે કે હજુ સુધી તેણે માને એક પાઈ પણ આપી નથી. લોનાવલા જઇને પૂછ્યું પણ નથી કે તું જીવે છે કે મરી ગઈ છે ! યૌવન આને જ કહેવાય છે. યુવાનીમાં માણસને પોતાના સિવાય બીજું કોઈ દેખાતું નથી. મસ્તીમાં ડોલતાં ઝાડને શું પોતાનાં મૂળ દેખાય છે ? સીલૂ ચેતવણી આપવા આવી હતી. 'તે મારી પુત્રી છે. એ મને નથી ગણતી તો શું તમને કે બીજા કોઈને ચાહી શકશે ?' આમ કહીને એ ચાલી ગઈ. આમાં નવાઈ જેવું શું છે ? યુવાનીમાં બચપણનું કશું યાદ નથી રહેતું તો પછી વૃદ્ધાવસ્થાની ચિંતાની તો વાત જ શી કરવી ? પોતાની પુત્રીની ફરિયાદ કરતી માને મેં તેના કામ અને આજીવિકા વિશે પૂછયું તો એણે સાફ સાફ કહી દીધું : 'જ્યાં સુધી હાથપગમાં તાકાત છે ત્યાં સુધી મહેનત-મજૂરી કરીશ અને જીવીશ.' ખરેખર ! એ દૃઢ મનની વૃદ્ધા છે. વૃદ્ધાવસ્થામાં પણ તે હાડતોડ કામ કરી રહી છે. એનામાં આટલું કામ કરવાની તાકાત છે કે નહીં તે કહી શકતો નથી, પરંતુ તેના ચહેરા પર એક પ્રકારની દૃઢતા વરતાય છે. તેથી જ તે આવાં કામ કરીને જીવન નિભાવી રહી છે. પુત્રી તો મદદ કરતી નથી. આ રીતે જીવ્યા સિવાય બીજો કોઈ ઉપાય નથી. એની ખરાબ હાલત જોઈને હું જયારે પાંચ રૂપિયા આપવા ગયો તો તેણે કહ્યું કે, 'હું આ માટે નથી આવી. હું માત્ર એ કહેવા આવી છું કે તમે રીમા ઉપર વિશ્વાસ ન મૂકતા'. આટલું કહીને તે ચાલી ગઈ.

"વાત્સલ્ય પણ જો દૂષિત થાય તો કદાચ ઝેર પણ બની જાય છે. રીમાએ ઢોરની પીઠ પર બેઠેલી જીવાતને વીણવા જેવો સંબંધ રાખ્યો. શરીર પર ચાંચ મારીને એક-બે ઘૂંટડા લોહી પણ પી લીધું હોય તો તેમાં શી નવાઈ ? આ જ અનુભવ થયો હતો મને એની પાસેથી ! તે પક્ષીનો પ્રેમ જ એ પ્રકારનો હતો. ખંડાલા છોડીને મુંબઈ જતાં પહેલાં મેં તેને એક પત્ર લખ્યો હતો : 'તમારી મા મારી પાસે આવી હતી. તમારા ગયા પછી બીજે જ દિવસે મેં તેમને તંદુરસ્ત જોયાં. માને ભૂલી જનાર તમારા પ્રત્યે શું કૃતજ્ઞ રહેશે ?' એમ તમારા વિશે કહીને તેઓ ચાલી ગયાં.

"માત્ર આ એક પત્રને કારણે રીમા મારા જીવનના રંગમંચ પરથી ખસી જશે. મારે આમ લખવું જોઈતું હતું કે નહીં તે હું નથી જાણતો."

"તમારી છેતરપિંડી હું જાણી ગયો છું. મારો પ્રેમ આટલો આંધળો છે." આ ભાવ એના સુધી ન પહોંચે એ હેતુથી મેં આ પત્ર લખ્યો હતો. આના જવાબમાં તેનો એક કાગળ મળ્યો : 'મેં તમારા જેવો દગાબાજ જોયો નથી.' પ્રેમને જરા પણ મહત્ત્વ ન આપનાર રીમાને હું તેવો લાગ્યો ! બની શકે કે મારામાં પણ કોઈ પ્રકારની ઊણપ રહી ગઈ હોય. શું હું એની સાથે દગો રમ્યો છું ? જો હા, તો ક્યારે ? પોતાની દગાબાજીને પોતે ઓળખવાનું તો મુશ્કેલ હોય છે ને ?"

# ચાર

રીમાની વાત અહીં પૂરી નથી થઇ.યશવંતરાયે દોરેલાં ઢગલાબંધ ચિત્રોમાં એક બીજું ચિત્ર પણ મળ્યું જે તેને તદ્દન મળતું આવતું હતું. એ જ પ્રમાણે ખંડાલાના પ્રવાસ વિશે લખેલી વાતો પણ છેવટની નહોતી. જ્યારે મેં તેમની રોજનીશીનાં આગળનાં પૃષ્ઠો વાંચ્યાં ત્યારે મને આ વાતની ખબર પડી. તેમાં એમણે એક સરસ ઉપમા આપી હતી જે તેના સ્વભાવ વિશે ઘણું બધું વ્યક્ત કરતી હતી. "રીમા એક આર્કિડના ઝાડ જેવી છે. આર્કિડ લતા-વેલના પ્રકારનો છોડ છે જે બીજી જાતનાં વૃક્ષોનો આધાર લઈને વિકસે છે. વનસ્પતિ નિષ્ણાતોએ જે મહત્ત્વ આર્કિડના ફૂલને આપ્યું છે તે બીજા કોઈ ફૂલને નથી મળ્યું. તેનાં ફૂલ આકારમાં તદ્દન વિચિત્ર હોય છે, એ દીર્ઘજીવી હોય છે અને સાથે સાથે અપૂર્વ સૌંદર્ય ધરાવનાર પણ. એટલે તો એનું મહત્ત્વ છે ને ? તે જે ઝાડ સાથે મળે છે તેની શોભા માટે એક પણ ફૂલ બાકી રહેવા દેતું નથી. આથી આશ્રયદાતા વૃક્ષને એમ માનવાની જરૂર નથી કે લતા એની પ્રેયસી છે. આપણા કવિઓએ પણ પોતાનાં વર્ણનોમાં મલ્લિકા (લતા) અને આમ્રવૃક્ષનો મેળ બેસાડયો છે ને ? ક્યાં મલ્લિકા અને ક્યાં આમ્રવૃક્ષ ? બન્નેનાં મૂળ પણ જુદાં જુદાં ! જ્યારે હું દાપત્યજીવન અંગે વિચારું છું ત્યારે લાગે કે નર-નારી, સ્ત્રી-પુરુષનું જીવન મલ્લિકા-આમ્રવૃક્ષ જેવું જ છે. મલ્લિકા પણ આમ્રવૃક્ષને વીંટળાઈને "તમે જ મારા આધાર છો" - ના ભાવથી ને ઝાડની પણ બહાર પોતાની કૂંપળોને વિકસાવીને ફૂલે-ફાલે છે. આ બાહ્યમૈત્રી દેખાવમાં કેટલી સુંદર છે ! કેવી અનુપમ છે ! જલજાનું મારે આશ્રયે રહેવાનું પણ આવું જ છે ને ! મેં લાંબા સમય સુધી તેનો બોજ મારા પર વહ્યો છે. મને વિશ્વાસ હતો કે માત્ર મારા માટે જ એ જીવે છે. શું એ હકીકત નથી કે તે માત્ર જીવન પૂરું કરવા માટે મેં આપેલા આશ્રયનો લાભ લઈ રહી છે ? પોતાનાં સુખ માટે જીવી રહી છે ? દાંપત્ય પણ એક પ્રકારનો સ્વાર્થ જ છે ને ? આ સમજી લીધા પછી શું આમ્રવૃક્ષ પેલી મલ્લિકા(લતા) ગુમાવવા ઈચ્છશે ? કહેવાય છે કે દાંપત્ય એક પારસ્પરિક સંબંધ છે. આ પણ સાંભળ્યું છે અને સમજવાના પ્રયાસ પણ કર્યા છે, પરંતુ હું એ નથી જાણી શકયો કે આ વાત મારા જીવનમાં સાચી કેમ પુરવાર ન થઈ ?

"રીમા તો સંપૂર્ણતઃ લતાનું બીજ છે. એક વૃક્ષની ડાળીને વીંટળાઈને વિકસિત થનારની માફક આગંતુક બનીને રીમા મારી પાસે આવી. તેનાં સૌંદર્ય અને વિલાસવૃત્તિએ મને કેટલીક પળો માટે સંતોષ પણ આપ્યો. એના સ્વભાવનો પરિચય ન હોવાના

કારણે તે મને છેતરી શકે છે એમ જાણીને એક પત્ર લખી મેં તેનાથી મુક્ત થવાનું ઈચ્છયું હતું.. તેના ઊલટા જવાબથી એમ પણ લાગ્યું કે તે કદાચ સાચું કહે છે. પરંતુ હકીકત હકીકત રહે છે, લતા એ લતા જ છે, પરાશ્રિતા એ પરાશ્રિતા જ છે. જેમ કોઈ વૃક્ષ ઈચ્છા હોવા છતાં પણ લતાથી અલગ થઈ શકતું નથી તેવી રીતે તે પણ મને વળગી ગઈ છે. બાહ્ય દૃષ્ટિએ તે સફળ પણ થઈ છે, પરંતુ આ સાચી સફળતા નથી. દાદાની જેમ તેણે પણ નબળા પ્રયાસ કર્યા. પરંતુ આ ઉપરછલ્લું નાટક હતુ, "વાસ્તવિક જીવન નહીં".

ઉપર્યુક્ત વાતોમાં મારા મિત્રે પોતાના દાંપત્યજીવન વિશે તેમ જ મેં કલ્પેલી 'મેરી' ની સરસ ઉપમા રજૂ કરી છે. આથી તેમણે દોરેલા મેરીના ચિત્રને વારંવાર જોયું. તે એક પેસ્ટલ ચિત્ર હતું—એક મોટા કાગળ પર દોરેલું એક સ્ત્રીનું ચિત્ર. શરીર અને હાથ મુલાયમ અને માંસલ હતા. તેણે શણગાર પણ સજ્યા હતા. પિકાસોના 'ધી વુમન' નામના ચિત્રની જેમ આ ચિત્રમાં માંસપેશીઓ જડ નહોતી દેખાતી. આમ છતાં પણ એ કપડાની નીચે એવું જ શરીર હશે... પરંતુ વાસ્તવમાં મેરી એટલી સ્થૂળ સ્ત્રી નહોતી. તેની આકૃતિ, અંગઉપાંગો સઘળું ભરાવદાર હતું. પરાયા શરીરની ઝંખના અને વિષય-લોલુપતા એ જ એનું મુખ્ય લક્ષણ હોવાને લીધે યશવંતરાયે તેનું આવું ચિત્ર દોર્યું હશે. માત્ર તેના ધડ ઉપર કોઇ સોળ વર્ષની કન્યાનો ચહેરો મૂકેલો હોય તેમ લાગતું હતું. ચિત્રનો ડાબો ભાગ તદ્દન પીળો હતો અને જમણો ભાગ લીલો. બન્નેના રંગોમાં જોઈએ તેવો મેળ નહોતો દેખાતો. મેં પોતે જ સંશોધન કરીને એમ માન્યું હતું કે આ આકૃતિ મેરીની છે. ચિત્રના પાછળના ભાગમાં 'orchid' લખેલું હતું અને ચિત્ર પર 'યશવંત' લખેલું હતું. આ ચિત્ર તેમના મૃત્યુની એક વર્ષ પહેલાનું હતું. કોણ જાણે એમની શી કલ્પના હશે ! જમણી આંખમાં હાસ્ય અને લુચ્ચાઈ ચમકતાં હતાં. ડાબી આંખમાં કીકી પણ નહોતી. એ એક આંખવાળી સ્ત્રી હતી. જો બે આંખોવાળી હોત તો કદાચ અન્ય પ્રત્યે તેનામાં અનુકંપાની લાગણી હોત.

માત્ર એક વર્ષ પહેલાં તેમણે આવું ચિત્ર કેમ દોર્યું ? આ ઘટનાએ એમના જીવનમાં ચોક્કસ કોઈ તોફાન જગાવ્યું હશે. પરંતુ ડાયરીમાં એનો કોઈ સંકેત નહોતો. તેથી આ એક પાસા પર વધુ વિચારો કરીને પણ યશવંતરાયના જીવન વિશે બરાબર જાણી શકાય નહીં.પરંતુ દાંપત્યજીવનની જે ઉપમા તેમણે આપી છે અને તે વિષે જે મંતવ્યો વ્યકત કર્યા છે તેથી હું વિચારમાં પડી ગયો. તેમાં માત્ર મલ્લિકા (લતા) અને આમ્રવૃક્ષની જ ઉપમા નહોતી આપેલી. પરંતુ તેને 'જલજા' નામથી સંબોધન પણ કરવામાં આવ્યું હતું.

એ તો હું સમજી ગયો કે 'રીમા' મેરી છે અને 'સીલ' તેની મા 'લ્યુસી' માટે વપરાયેલો શબ્દ છે. ગણપતિ તેમનો નોકર દાદા છે. 'જલજા' શબ્દને ગમે તે રીતે ઉલટાવીએ તો પણ એમાંથી કશો વધુ સંકેત મળતો નથી. તેઓ પોતાની પત્નીનું નામ ગમે ત્યાં આપી દે તેમ મને લાગ્યું નહીં. પોતાની ભાવસૃષ્ટિને વ્યક્ત કરવા તેમણે

સંકેતો અને સંજ્ઞાઓને જ વધુ મહત્ત્વ આપ્યું છે. જલજા કદાચ તેમની પોતાની પત્નીનું નામ હશે. તો તે પણ સાંકેતિક નામ હશે ? કમલ હશે ? કે પછી પંકજ ? અથવા વનજ ? આવાં આઠદસ નામોની કલ્પના મેં કરી. એમણે જે ચારપાંચ સરનામાઓ પોતાની રોજનીશીમાં લખી રાખ્યાં હતાં, તે સ્થળે જઈને અને લાગતીવળગતી વ્યક્તિઓને મળીને યશવંતરાય વિશે જાણવાનું કુતૂહલ હજુ મારા મનમાં હતું.

મને મુંબઈથી પાછા ફર્યાને બે મહિના થઈ ગયા હતા. બીજાં કામોમાં વ્યસ્ત હોવાના કારણે તથા સ્વભાવગત આળસુ વૃત્તિને લીધે હું મારા મિત્રના બધા આદેશોને લગભગ ભૂલી ગયો હતો. જેવી મને તેમની યાદ આવી કે તે જ સમયે એમનાં સરનામા શોધીને દરેકને મનિઑર્ડરથી પચ્ચીસ-પચ્ચીસ રૂપિયા મોકલી આપ્યા. હવે બાકી રહ્યું હતું સમય મેળવીને તેમને ગામ જવાનું; તેમનું વતન, જે સ્વાદી નજીકનું એક ગામડું હતું, તેના વિશે જાણવાનું. તેઓ જયાં મોટા થયા તે કુમટામાં તેમના સંબંધીઓની માહિતી મેળવવાનું અને તેમને યશવંતરાયના મૃત્યુના સમાચાર આપવાનું. હા, કુમટામાં તો તેમની પત્ની અને પુત્ર પણ હશે.જો પત્ની જીવતી હશે તો મને જે કામ સોંપવામાં આવ્યું છે તે પાર પાડવું વધુ મુશ્કેલ બનશે. પત્નીને પતિના મૃત્યુના સમાચાર આપવા એ કેટલું મુશ્કેલ કામ છે ! આથી હું એમ માનવા લાગ્યો કે યશવંતરાયની પત્ની ‘જલજ’ કે ‘જલજા’ મૃત્યુ પામી હોય તો તેથી વધુ સારું બીજું શું ? આમ હું તેના મૃત્યુને ઈચ્છી રહ્યો હતો. એ પણ વિચાર આવ્યો કે પતિ અને પત્ની વચ્ચે કોઈ ગાઢ સંબંધ તો નથી રહ્યો. પરંતુ બ્રાહ્મણ કર્મકાંડમાં વૈધવ્યભાવ એક ઘણો મોટો રિવાજ છે, જેનું પાલન કરવું ખૂબ જ કપરું છે. આથી તો સોહાગણો પોતાના પતિની પહેલાં જ મરવાનું પસંદ કરે છે ને ?

પંદર દિવસ પસાર થઈ ગયા. આ બાજુ હું બીજો કશો પ્રયત્ન કરી ન શક્યો. મેં જે મનિઑર્ડર મોકલ્યા હતા તેમની રસીદ પણ આવી ગઈ. એક રસીદ સતારા જિલ્લાના મહાબળેશ્વર નામના સ્થળેથી આવી હતી. રકમ મેળવનાર વ્યક્તિનું નામ વિષ્ણુપંત ઘાટે હતું. એમ લાગતું હતું કે બાકીની ત્રણ વ્યક્તિઓ યશવંતરાયના સંબંધી હશે અથવા ભાઈભાંડુઓ. મેં તેમના કાગળની પોટલી ખોલીને કેટલીક રસીદો જોઈ. તે ચારેયને અનેક વખત રૂપિયા મોકલવામાં આવ્યા હતા. એમાંથી ત્રણને સહી કરતાં આવડતી હતી - બેની સહી કન્નડમાં હતી. વિષ્ણુપંત ઘાટેએ મરાઠીમાં સહી કરી હતી. સ્વાદીની નજીક આવેલ બેનકનહલ્લી નામના ગામમાં ચોચ્ચલુમના પાર્વતમ્માની રસીદમાં અંગૂઠાનું નિશાન હતું. તેના સાક્ષીની સહી પણ હતી. એ કોઈ અભણ વૃદ્ધા હશે. એ સ્થળ યશવંતરાયના જન્મસ્થળ સ્વાદીની બહુ નજીકનું હતું. તે વૃદ્ધા તેમની કોઈ સંબંધી હશે, જેને માટે તેઓ દયાભાવથી પૈસા મોકલતા હશે. જો મારે યશવંતરાય વિશે કંઇ જાણવું હોય તો સૌથી પ્રથમ મારે આ વૃદ્ધાને મળવું જોઈએ એમ મેં નક્કી કર્યું.

તેમના અંગૂઠાના નિશાનવાળી ત્રણચાર રસીદો જોઈ. પ્રત્યેક રસીદ પર 'શંભુ ભટ્ટ' નામના માણસની સાક્ષી તરીકે સહી દેખાતી હતી. અંગૂઠાના નિશાન માટે સાક્ષીની જરૂર પડે જ. મેં જે રૂપિયા મોકલ્યા હતા તે તમામની રસીદ પર અંગૂઠાની સાક્ષી શંભુ ભટ્ટની જ હતી. કદાચ પાર્વતમ્માનો કોઈ સંબંધી હોય. મેં આટલે સુધી કલ્પના કરી પરંતુ મેં મનિઑર્ડર કર્યું તેની જે રસીદ મળી તેમાં અંગૂઠાની છાપ જુદી લાગતી હતી. સાક્ષીની લખાવટ એ જ પ્રકારની હતી : "આ અંગૂઠાની છાપ પાર્વતમ્માની છે." પરંતુ અગાઉનાં નિશાન સાથે સરખાવતાં એમ સ્પષ્ટ રીતે જણાતું હતું કે આ અંગૂઠાની છાપ બીજા કોઈની છે. અગાઉનાં નિશાનોમાં રેખાઓ ગોળાકાર છે, જ્યારે આ નિશાનની રેખાઓનો આકાર શંખ જેવો છે. કદાચ ડાબા હાથને બદલે જમણા હાથના અંગૂઠાનો ઉપયોગ તો નહીં કર્યો હોય ? ના, એમ પણ લાગ્યું નહીં. તો પછી આ તો ગોટાળો છે ! મારા મનમાં શંકા નથી. એક મહિનો વધુ ચુપ રહ્યો અને રાહ જોવા લાગ્યો. ફરી પૈસા મોકલ્યા. રસીદ સમયસર આવી ગઈ. એના પર પણ શંભુ ભટ્ટની જ સાક્ષી તરીકેની સહી હતી. વળી પાછો તે નિશાનીનો આકાર શંખ જેવો હતો. એટલે આનો અર્થ એ થયો કે યશવંતરાય પાસેથી પૈસા મેળવનાર વ્યક્તિ બીજી કોઈ હતી. આમ જ થયું ને ? એમ લાગ્યું કે શંભુ ભટ્ટ રહસ્યમય વ્યક્તિ છે. મેં મોકલેલા પૈસા આ વ્યક્તિ પાસે જ પહોંચ્યા છે. હું નવો માણસ છું.એ ઘણે દૂર વસનાર યશવંતરાય સાથ દગો નથી રમ્યો એમ હું કેમ માની લઉં ? મેં નક્કી કર્યું કે જ્યાં સુધી મને પૂરો વિશ્વાસ ન બેસે કે આ જ વ્યક્તિને સાચેસાચ પૈસા મળ્યા છે ત્યાં સુધી પૈસા મોકલવાનું બંધ કરવું. બીજે મહિને મેં ત્યાં પૈસા મોકલ્યા નહીં. બાકીની ત્રણ વ્યક્તિઓને પૈસા મોકલી આપ્યા. પછી સ્વાદી જઇ આવવાનો વિચાર કર્યો. ચોમાસું નજીક હતું. વરસાદના દિવસોમાં પહાડી વિસ્તારોમાં રહેવું સારું નહીં. કેટલાંક સ્થળો સુધી તો બસ જ નથી હોતી. કેડી પર ચાલી જવું પડે છે. આ કામ માટે મારે સાતઆઠ દિવસ તો જોઇએ જ. એમ વિચારીને ચુપ બેસી રહ્યો. આવી રીતે બે મહિના પસાર થઈ ગયા.દરમિયાનમાં મને એક ચેતવણીભર્યો પત્ર મળ્યો, એમાં લખ્યું હતું :

"માનનીયશ્રી,

"યશવંતરાય તરફથી મોકલેલા પચ્ચીસ રૂપિયા મળ્યા હતા. અમે માનીએ છીએ કે તો સાજાસારા છે. તેમણે તમને ઑગસ્ટ - સપ્ટેમ્બરમાં પૈસા મોકલવાનું કહ્યું હશે. તમે કદાચ ભૂલી ગયા લાગો છો તેથી આ પત્ર લખ્યો છે. આ મહિનો તેમ જ ગયા બે મહિનાના મળી કુલ પંચોતેર રૂપિયા મોકલી આપો તો તમારો મોટો ઉપકાર થશે. અથવા તો તમે યશવંતરાયનું સરનામું અમને મોકલી આપો, તો અમે તેમને લખીશું. તે જો તમારે ત્યાં જ રહેતા હોય તો તેમને કહેશો કે તમારી દાદી પાર્વતમ્મા મરતાં પહેલાં ઓછામાં ઓછું એક વખત તમને જોવા

માગે છે.'' પત્રના નીચલા ભાગમાં લખેલું હતું કે ''આ અંગૂઠાની નિશાની પાર્વતમ્માની છે.'' અને એ પણ સાથે લખેલું હતું કે ''આ પત્ર પાર્વતમ્માએ લખાવેલ છે.''

પાર્વતમ્મા યશવંતરાયની દાદી છે તે જાણીને મારું કુતૂહલ વધી ગયું. તે તેમના પિતાની મા ન હોઈ શકે. નાની અથવા તો બીજા કોઈ સંબંધમાં હશે. મૃત્યુ વખતે યશવંતરાયની ઉંમર 65 વર્ષની હતી અને આ વૃદ્ધા ઓછામાં ઓછી 20 વર્ષ મોટી હોવી જોઈએ. જો હું એને મળી શકું તો કેવું સારું ? મને લાગ્યું કે આ કામ મારે બનતી ત્વરાએ હાથ ધરવું જોઈએ.

ત્યારે ઑક્ટોબર માસ પૂરો થવામાં હતો. વરસાદનું જોર ઘણું ઓછું થઇ ગયું હતું.વારંવાર તડકો નીકળતો હતો. આકાશમાં સફેદ વાદળાં હસતાં-મલકાતાં હોય એમ લાગતું હતું.નવરાત્રીના બીજા દિવસે જ સિરસી તરફ જવા માટે નીકળી જવું જોઇએ. ત્યાંથી સ્વાદી જઇ, તે ગામમાં ચોચ્ચલ કુટુંબને ત્યાં જવું જોઇએ. વૃદ્ધાનાં દર્શન પણ થશે અને યશવંતરાયના બાળપણની ઘણી વાતો પણ જાણવા મળશે. આવા વિચારો કરતો રહ્યો. હવે તુરત જ એના પત્રનો જવાબ આપી દેવો જોઈએ. પરંતુ સાથે પૈસા પણ મોકલવા જોઈએ ? મારા મને આ વાત સ્વીકારી નહીં. હકીકતમાં મારા મનમાં એવો સંદેહ જાગવા લાગ્યો કે પાર્વતમ્મા મૃત્યુ પામી છે. શંભુ ભટ્ટે પૈસાની લાલચમાં બીજી કોઈ વૃદ્ધાના અંગૂઠાની નિશાની કરાવી લીધી હશે. મને થયું કે પૈસા મોકલવા ન જોઈએ. મરતાં પહેલાં યશવંતરાયને જોવાની જે ઈચ્છા વૃદ્ધાએ વ્યક્ત કરી હતી તે શું સત્ય છે ? એમને ગામ છોડયાને અનેક વર્ષો વીતી ચૂકયાં છે. આટલાં વર્ષોમાં એક વખત પણ એણે એમને જોયા નહોતા.માત્ર ઔપચારિકતા માટે એમ દર્શાવ્યું હોય કે તે હજુ મૃત્યુ પામી નથી. પૈસા મોકલનાર યશવંતરાય નથી પરંતુ હું છું, એટલે કે એક અજાણ વ્યક્તિ છે. એટલે શંભુ ભટ્ટની હિમ્મત વધી ગઈ હશે. હું એવા નિર્ણય પર પહોંચ્યો કે બીજા કોઈના અંગૂઠાનાં નિશાન લઈને છેતરપિંડી કરવામાં આવી છે.

હું નવરાત્રીના દિવસોની રાહ જોઈ રહ્યો હતો. સિરસીથી વ્યાખ્યાન માટે મિત્રોનું એક આમંત્રણ મને મળ્યું. મેં તુરત જ એ સ્વીકારી લીધું. હું જાણતો હતો કે સ્વાદી ત્યાંથી માત્ર 10-12 માઇલ દૂર છે. સ્વાદી પ્રાચીન ઐતિહાસિક સ્થળ છે. બેનકનહલ્લી ગામ પણ ત્યાંથી બહુ દૂર નથી.જો આ પ્રવાસ નક્કી થઈ જાય તો પહાડી પ્રદેશમાં જંગલો અને પર્વતોના ખોળા ખૂંદવાનો અવસર પણ મળી જાય, જે મારા માટે ખૂબ જ આનંદની બાબત છે.

એવો વિચાર આવ્યો કે નવરાત્રી પછી સફરનો કાર્યક્રમ ઘડી કાઢું. પછી તો નવરાત્રી પૂરી થતાં જ હું સિરસી ઊપડયો. અગાઉનાં વર્ષોની માફક આ વર્ષે પણ ત્યાં મારા વ્યાખ્યાનની વ્યવસ્થા કરવામાં આવી હતી. બેએક દિવસ એક મિત્રના ઘરે

રોકાઈને મેં બે વ્યાખ્યાનો આપ્યાં અને આગળના કાર્યક્રમનો વિચાર કરવા લાગ્યો. સદ્ભાગ્યે વરસાદનું જોર પણ નબળું પડયું હતું. દિવસમાં એકાદ વખત થોડા સમય માટે ઝાપટું પડતું અને ફરી અદશ્ય થઈ જતું. એ વિસ્તારના પર્વતો પર હરિયાળી છવાઈ ગઇ હતી અને તેઓ ખૂબ જ આકર્ષક લાગતા હતા. જે તરફ જુઓ ત્યાં જંગલ જ જંગલ. જયાં ટેકરી ન હતી ત્યાં લીલું ઘાસ છવાયેલું હતું. અહીંતહીં નદીઓ વહી રહી હતી. પાણીનાળાં વહી રહ્યાં હતાં. પાણી એકત્ર થઈને બનેલાં સરોવર ખૂબ જ મનમોહક લાગતાં હતાં. ઝરણામાંથી છલકાતું પાણી વહી રહ્યું હતું. તમે કોઇ પણ દિશામાં જાઓ,વહેતાં પાણીનો કલકલ નાદ તમારી સાથે રહેશે. આવાં દશ્યો મને ખૂબ જ ગમે છે. મારી પસંદગી ધીમે ધીમે ચાલતાં-ચાલતાં અહીંતહીં નજર ફેરવતાં-ફેરવતાં આનંદ માણનારા આળસુ જેવી છે. આ ગિરિપ્રદેશ મારાથી પણ વધુ આળસુઓથી ભરેલો હતો. સમગ્ર માનવજીવન આવું થઇ ગયું છે. લોકોની ચાલ અને ઘાસ ચરતાં પશુઓની ચાલ એક સરખી હતી. અને આ તો વળી ગિરિપ્રદેશની ભેંસો ! વરસાદ આવ્યા પછી ચારે બાજુ ઘાસ જ ઘાસ હોય છે. ગરીબ ખેડૂતોની નબળી ભેંસો જાડી-પાડી થઈને પાણીના ખાડાઓમાં આળોટવા લાગતી અને પાણીનો પ્રવાહ અવરોધતી હતી. આળસુ ભેંસો પોતાની દિનચર્યામાં આપણા જેવી જ જડ હોય છે, પરંતુ તેમનું મન પણ જડ છે શું ? કદાચ ન હોય. એમને પણ સુખ-શાંતિ તો જોઈએ ને ! એમને પાણી કેટલું ગમે છે ! પાણીમાં ઊતરીને માત્ર માથું બહાર રાખી તરતાં રહેતાં આ પશુઓ રસિક કેમ ન હોય ! એમાં પણ જો થોડો તડકો નીકળે તો શું કહેવું ? તેમને આ તળાવ ખૂબ જ સંતોષ આપતાં હશે. ખાવું-પીવું ભૂલીને તેઓ માત્ર પાણીમાં જ આળોટયા કરે છે. આંખ બંધ કરીને આનંદ લૂંટે છે. 'આ જ સુખ છે' 'આ જ સુખ છે' કહેતાં કહેતાં નિર્વિકલ્પ સમાધિથી પણ વિશેષ આનંદ લૂંટે છે.

સિરસી પહોંચ્યા પછી મારી દશા પણ એમના જેવી જ થઈ ગઈ હતી. ખાવા-પીવા અને સૂવામાં જ દિવસો પસાર થવા લાગ્યા. શંભુ ભટ્ટની સાક્ષી સાચી છે કે ખોટી, પાર્વતમ્માનું મૃત્યુ સત્ય છે કે અસત્ય... આ બધા વિશે વિચારવાની ઈચ્છા થઈ નહીં. યશવંતરાયે જે પૈસા મોકલ્યા તે આ લોકોના નામે જ મોકલવામાં આવતા હતા તો પછી હું શા માટે એના પર જાસૂસી કરું, એમ પણ મેં એક વાર વિચાર્યું. એમની પ્રેમપાત્ર એ વૃદ્ધા કેવી હશે ? શા માટે તે એને પૈસા મોકલતા રહ્યા ? તે વૃદ્ધા સાથે શો સંબંધ હશે? આ બધું જાણવાની જિજ્ઞાસા ન હોત તો કદાચ હું ભેંસની માફક બેચાર દિવસ સિરસીમાં જ પડયો રહેત. એક વખત મનમાં એમ પણ થયું કે જો કોઈ સ્વાદીથી સિરસી આવ્યું હોય તો તેની તપાસ કરું અને તેને જ પૂછપરછ કરીને પાછો કેમ ન ચાલી જાઉં ? પરંતુ મન માન્યું નહીં અને હું મારા કાર્યક્રમ અનુસાર નીકળી પડ્યો.

સ્વાદી સુધી બે બળદના ગાડામાં ગયો. મને ખાતરી થઈ ગઈ કે આ ગાડામાં આખી રાત મુસાફરી કરી પીઠનાં હાડકાં-પાંસળાં ભંગાવવા કરતાં તો એ વધુ સારું કે

હું પગે ચાલી નીકળું. ત્યાં પહોંચ્યા પછી પણ પગે તો ચાલવું જ પડયું. બેનકનહલ્લી ગામ ત્યાંથી બે માઈલ દૂર હતું. ત્યાં સુધી લઈ જતા રસ્તા વિશે તો શું કહું ? જંગલોમાં થઇને તે જાય છે. ચોમાસામાં તો આખો રસ્તો કીચડ અને સડેલી ચીજોની દુર્ગંધથી અસહ્ય થઇ પડે છે. એકાદ માઇલ સુધી તો કોઈ માણસનું મોં પણ જોવા મળ્યું નહીં. ત્યાર પછી જે કોઇ મળ્યું તેણે કહ્યું કે "જુઓ, સામે પેલું બેનકનહલ્લી ગામ. નજીકમાં જ છે." ચાલી ચાલીને પગ છોલાઈ ગયા તો પણ ગામ નજરે પડયું નહીં. આવા પહાડી વિસ્તારમાં ગામ શબ્દ ગ્રામધિકારીની ચોપડીમાં જ મળી શકે. એક ઘર પર્વતની ટોક પર છે તો બીજું પર્વતની તળેટીમાં. એક ઘરથી બીજા ઘર વચ્ચેનું અંતર પા માઇલનું છે. ક્યાંક કયાંક તો બે ઘર વચ્ચે અડધા માઇલનું પણ અંતર હોય છે. રસ્તામાં ઢોર ચરાવતો એક વૃદ્ધ દેખાયો. તેણે કહ્યું કે આ જ બેનકનહલ્લી ગામ છે. પરંતુ ત્યાં એક પણ ઘર દેખાતું ન હતું. એની વાતોથી મને આશ્ચર્ય પણ થયું. ઓછામાં ઓછું એનું એક ઘર તો હોવું જોઇએ ને ? પરંતુ પશુ છે, તે છે તો પછી ગામ પણ હશે જ ને ? "ખરેખર આ જ બનેકનહલ્લી છે ? અહીં બ્રાહ્મણોનાં ઘર છે ?" મેં પૂછ્યું તેણે થોડે દૂર આવેલા ગામ તરફ આંગળી ચીંધી અને કહ્યું કે દૂર સામે દેખાતા વાંસના ઝુંડમાં એક બેનકનનું(ગણેશનું) મંદિર છે. ચતુર્થીના દિવસે બાળકો આનંદમાં આવીને કહે છે : "બેનક, બેનક વજદંત પાણીપીઠ !" આ પરથી જ તેનું નામ બેનકનહલ્લી (ગણેશનું ગામ) પડી ગયું છે.

મેં પૂછયું : "શંભુ ભટ્ટનું ઘર જાણો છો ?"

"ચોચ્ચક ઘરવાળા ?" એણે થોડો વખત વિચારીને પૂછયું.

"હા, હા.. એ જ ..."

"ચોચ્ચકનાં ઘર બે છે. ઉપરવાળું ચોચ્ચકનું ઘર અને નીચેનું ચોચ્ચકનું ઘર. તમે કોના વિશે પૂછો છો ? શંભુ હેગ્ગડે કે રામ હેગ્ગડે ?"

"હેગ્ગડે નહીં, શંભુ ભટ્ટજી."

"હા, તેઓ ઉપરના ચોચ્ચક ઘરમાં રહે છે. એમનું ઘર આ પર્વત ઊતરતાં જ મળી જશે. નીચેનું ચોચ્ચક ઘર હજુ થોડું દૂર છે, પરંતુ તમે તો કહો છો, હેગ્ગડે નહીં, ભટ્ટ જોઇએ છે."

"મહાશય , હું ખૂબ થાકી ગયો છું. હેગ્ગડે હોય તો હેગ્ગડે અને ભટ્ટ હોય તો ભટ્ટ ! કોઇપણ ચાલશે ! પહેલાં નજીકમાં કોઇ બ્રાહ્મણનું ઘર બતાવી દો. તમને પુણ્ય મળશે."

"સાહેબ, તમારી પાસે તમાકુ છે ?"

"હું તમાકુ વગેરે ખાતો નથી."

"શું મારે તમારી સાથે ત્યાં સુધી ચાલવું પડશે ? આ પશુઓ તદ્દન બેવકૂફ છે.

ક્યાંક ચાલી જશે તો ?"

ખિસ્સામાંથી બેઆની કાઢીને મેં કહ્યું : "મહાશય, એક ઉપકાર તો કરો. મને નજીકમાં જ કોઈ બ્રાહ્મણનું ઘર બતાવી દો. ત્યાંથી હું શોધતો શોધતો ચોચ્ચક કે સ્નાનગૃહ જ્યાં મારે જવું હશે ત્યાં હું ચાલ્યો જઈશ."

"ખરેખર તમે મને પૈસા આપશો ?" વૃદ્ધે પૂછ્યું.

"હા લો... પહેલાં આ લઈ લો.. ઘરને બદલે સિંહની બોડ ન બતાવી દેતા !"

"તમે તો શહેરવાળા દેખાઓ છો અને સિંહથી આટલા ડરો છો ! સિંહ મનુષ્યને શું નુકસાન કરે છે ?"

તેણે હાથમાં લાકડી લીધી અને મને કહ્યું, "ચાલો, આવો !" તે મારો ભોમિયો હતો. હું એની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પહોળા રસ્તા છોડીને ખૂબ જ સાંકડી કેડી પરથી તે જ્યારે મને વાંસના ઝુંડ પાસે લઈ જતો હતો ત્યારે મને ખરેખર સિંહનો ડર લાગવા માંડયો. રસ્તામાં એક જીર્ણશીર્ણ મંદિર આવ્યું. તેનું છાપરું તૂટેલું હતું. તેથી અંદર બિરજેલા ગણપતી પર દરરોજ વર્ષાના પાણીનો અભિષેક થતો હતો. વૃદ્ધ એ મંદિરની સામે ઘડીભર રોકાઈ ગયો અને ગણેશજીને નમસ્કાર કરી ડુંગરાળ રસ્તા પર ઊતરવા લાગ્યો. એના હાથમાં લાકડી હતી. ચીકણી માટીમાં તેનો ટેકો લેતો લેતો. "આવો આવો" કહેતો તે ટેકરી ઊતરી રહ્યો હતો. મારા પગ કાદવથી ખરડાઈ ચૂકયા હતા. ચારે બાજુ કાદવ જ કાદવ હતો. જે વસ્તુને સ્પર્શ કરો તે ભીની ભીની જ લાગે ! આ બાજુ પગ રાખો તો કાદવમાંથી લપસીને પેલી બાજુ પહોંચી જાય. ઢોળાવ ઘણો ખરાબ હતો. એકબે વખત હું લપસીને પડયો પણ ખરો. કાદવથી પણ ખરડાયો. શંભુ ભટ્ટને ગાળો આપી. પાવર્તમ્માને પણ એકાદબે ચોપડી. આખરે થોડા કાદવથી ભરેલા એક આંગણામાં આવી ઊભો. પેલો વૃદ્ધ મને ઘરના પાછળના ભાગમાં ગમાણ તરફ લઈ ગયો. તેનો અને ગમાણનો સંબંધ તો ઘણો ગાઢ રહ્યો ને ? ત્યાંથી જ એણે બૂમ મારી : "હજૂર, કોઈ પરગામથી આવ્યું છે."

અવાજ સાંભળીને એક મધ્યમ વયનો માણસ ત્યાં આવ્યો. મસ્તકથી પગ સુધી એણે મારું નિરીક્ષણ કર્યું, પરંતુ હું તેની સામે એ રીતે જોઈ શક્યો નહીં. દૂબળો-પાતળો માણસ, મોઢા પર ઘટ્ટ દાઢી અને શરીર પર લંગોટી સિવાય કોઈ કપડાં ન હતાં. એને જોતાં જ એના ઘરે જમવાની મારી ઈચ્છા હતી, તે મરી પરવારી.

એમણે મને ઉપરાઉપરી સંખ્યાબંધ પ્રશ્નો પૂછી નાખ્યા : "તમે કોણ છો ? કોનું કામ છે ? ક્યાંથી આવો છો ?"

"ચોચ્ચકનું ઘર આ જ કે ? આ ગામમાં પાર્વતમ્મા નામની કોઈ વૃદ્ધા છે ને ? એને મળવા માટે આવ્યો છું. થોડું કામ છે."

"ઉપરનું ચોચ્ચક ઘર તો આ જ છે, પણ અહીં પારોતી નામનું કોઇ નથી. શા કામે આવ્યા છો ? બહુ દૂરના છો કે ? એના સંબંધી છો ?" વગેરે સવાલો પૂછી નાખ્યા. ભલો માણસ મારી સામે ઊભાં ઊભાં જ વાતો કરી રહ્યો હતો અને એક પછી એક પ્રશ્નો પૂછી રહ્યો હતો. કાદવથી ભરપૂર મારા અસહ્ય રૂપને જોઈને તે કદાચ મને અંદર લઇ જવા ઇચ્છતો નહોતો.

"તો હું જાઉં," કહીને ચાલવા માંડતો હતો ત્યાં જ સદ્ભાગ્યે થોડે દૂર ઊભેલા, ધોતિયું પહેરેલા એ જ ઘરના લાગતા એક વૃદ્ધ કહ્યું : "બેટા, તારામાં અક્કલ જ નથી. પરગામનો કોઈ માણસ તમારા બારણે આવે અને તમે એને ગમાણની સામે ઊભો રાખીને તમારું પંચાંગ ખોલો છો." આટલું કહીને તે વૃદ્ધે મારી સામે નજર ફેરવી અને કહેવા લાગ્યા : "આવો આવો, ઘરમાં આવો, બિચારો તિમ્મ તમને ઢોરવાળા રસ્તેથી લઈ આવ્યો. તમે કીચડમાં લપસીને પડી ગયા હશો. તિમ્મમાં એટલી જ બુદ્ધિ છે જેટલી જાનવરોમાં હોય છે." આવી રીતે સહાનુભૂતિપૂર્વક વાત કરીને તે મને પોતાના ઘરમાં લઇ ગયા. ઘરનું ચોગાન સાફ અને સ્વચ્છ હતું. તે વૃદ્ધનું નામ હતું શંકર હેગ્ગડે. લંગોટધારી વ્યક્તિ એનો પુત્ર હતો શંભુ હેગ્ગડે. પિતાની ધમકી સાંભળ્યા પછી તે છોકરો ચટાઈ લાવ્યો અને મારા માટે પાણીનો એક લોટો પણ. આવકાર આપતાં બોલ્યો : "આવો, હાથ-મોં ધોઈ લો."

મેં આંગણામાં ઊભાં ઊભાં જ કહ્યું : "ઉપર આવતાં પહેલાં આ કાદવ ધોઈ નાખું. પછી કપડાં બદલવાં છે. સ્નાન કરવું છે. થેલા પર પણ ખૂબ કાદવ લાગી ગયો છે." દ્વિધામાં પડીને હું આગળપાછળ જોવા લાગ્યો. તે વૃદ્ધ મહાશય અંદરથી બે ધોતિયાં લઇ આવ્યા અને પૂછવા લાગ્યા : "બ્રાહ્મણ છો ને ? મેં હકારમાં ડોકું હલાવ્યું." તો પછી સ્નાન કરીને જ આવો." તેમણે કહ્યું. તમારા શરીરને પણ થોડો આરામ મળશે. શંભુ, આ ધોતિયાને સ્નાનઘરમાં મૂકી આવ."

આંગણાથી સ્નાનઘર સુધી પહોંચતાં મારે જાણે કે આખી ગંગા પાર કરવી પડી. આખું ફળિયું જળબંબોળ હતું. એકથી બીજી બાજુ જવા માટે રાખેલાં પાટિયાં,પથ્થરો વગેરે પર પણ પાણી ફરી વળ્યું હતું. ગમે તેમ કરી સ્નાનઘર સુધી પહોંચ્યો. એક પથ્થરના હૉજમાં ઠંડું પાણી હતું. દેગડીમાં ગરમ પાણી ઊકળતું હતું. અંદર અંધારું જ અંધારું હતું. ગિરિ-વિસ્તારોમાં ગરમ પાણીનું સ્નાન સુખદાયી નીવડે છે, એ મેં પહેલેથી સાંભળ્યું હતું. પહેલાં મેં મારાં વસ્ત્રો ધોયાં, ત્યારબાદ થેલો ધોયો. થેલામાં જે કપડાં હતાં તે પર પણ કાદવ ચોંટી ગયો હતો પણ સાફ કર્યો. યજમાને આપેલાં કપડાં પહેરવાની ઈચ્છા ન હતી છતાં પણ નાહ્યા પછી એ કપડાં વિના હું ન ચલાવી શક્યો. ધોતિયાની કિનારી લાલ હતી. પહેલાના વખતમાં લગ્ન, જનોઈ વગેરે પ્રસંગોએ બ્રાહ્મણ લોકો એવાં ધોતિયાં જ પહેરતા હતા. સિરસી, ચલ્લાપુરના લોકો આજે પણ એવાં જ ધોતિયાં પહેરે છે. એક ધોતિયામાં શરીર લપેટીને અને બીજું માથે ઓઢીને હું જ્યારે સ્નાનઘરમાંથી બહાર નીકળ્યો ત્યારે મને મારા જ પર હસવું

આવતું હતું. હું પણ પુરોહિત જેવો લાગતો હોઈશ ને ?

ઘરના યજમાન મારો પહેરવેશ જોઇને કદાચ સવિશેષ આનંદિત થઈ ઊઠયા : "તમે ઉડુપિ તાલુકાના છો ને ? હવે જુઓ આપણા બ્રાહ્મણોના ધોતિયાંની કમાલ ! પેન્ટ, પાયજામો અને શર્ટમાં તમે સારા નહોતા લાગતા. હવે જુઓ તમે કેવા લાગો છો ! ખરાબ ન લગાડશો. તમને જોયા ત્યારે પ્રશ્ન ઊઠયો હતો કોણ જાણે કઈ જાતના તમે છો ? આ કપડાં પરથી સ્પષ્ટપણે જણાઈ આવે છે કે તમે બ્રાહ્મણ છો."

વૃદ્ધની આ વાતો સાંભળીને હું હસી પડયો. તે દિવસે તેણે જ વધારે બોલ્યા કર્યું. એમના પુત્રની ઉંમર ચાલીશથી થોડીક જ ઓછી હશે, પિતાની એક માત્ર આશા સમાન તેમનો એકલ પુત્ર ઝળકી રહ્યો હતો. તેના અને વૃદ્ધના સ્વભાવમાં જમીન-આસમાનનો તફાવત હતો. વૃદ્ધની ઉંમર લગભગ 70 વર્ષની આસપાસ હતી. એમનો ચહેરો ભરાવદાર હતો, માથાના બધા વાળ સફેદ થઈ ગયા હતા. નાનકડી દાઢી અને થોડીક મૂછ, તે પણ સફેદ થઇ ગયેલી. એમના મુખ પર કુળ અને ચારિત્ર્યનું તેજ ઝળકતું હતું. એમની વાણીમાં ખૂબ જ વિવેક અને મધુરતા હતાં. અતિથિ પ્રત્યેનો તેમનો આદરભાવ પણ અનોખો હતો. પહેલાં એ લોકોએ મને જમાડયો. ક્ષમા યાચનાના સ્વરમાં તે વૃદ્ધ કહેવા લાગ્યા : "ગરીબોનું ઘર છે. શાક થોડુંક જ છે. ભૂખ જ મનુષ્યનો સ્વાદ છે, લિજ્જત છે. તમને ભૂખ લાગી હશે એમ માનીને ચા-શરબત આપવાને બદલે ભોજન જ આપી દીધું છે."

ભોજન સારું હતું. એનું કારણ તે વૃદ્ધ મહાશયના શબ્દોમાં મારી ભૂખ જ હોય એમ પણ બને. ભોજનમાં સુકાયેલા ફણસનું મીઠાવાળું શાક, મીઠાના પાણીમાં તૈયાર કરેલી કેરીની કઢી અને પાપડ, વડી, મઠો વગેરે હતાં. જમ્યા પછી અમે બહાર આવ્યા. પાનસોપારીની રકાબી મારી સામે મૂકી દીધી. હું પાનસોપારી મોઢામાં નાખી વાગોળવા લાગ્યો. પછી તે બોલ્યો : "તમારે નીચેના ઘરવાળી પાર્વતીને જોવા જવું છે ને ! ઘણો સમય છે. જરા સૂઈ જાઓ, પહેલાં તમારો થાક દૂર કરી લો. કોઈ કામ માટે આવ્યા છો કે આમ જ ?" એટલું પૂછીને તેમણે ફરી મને સૂવાનો આગ્રહ કર્યો, એક બાજુ થાક અને બીજી બાજુ પેટ ભરીને ભોજન– બન્ને સૂવા માટે મજબૂર કરતાં હતાં. હું આડો પડયો. ગઈ રાત્રે હું ગાડીમાં નહોતો સૂઈ શક્યો તેથી મને ખૂબ જ ગાઢ નિદ્રા આવી હશે. ઊઠીને જોયું તો સૂર્ય પશ્ચિમ દિશાના એક ખૂણા પર સૂઈ રહ્યો હતો. હું કેટલો બધો સમય સૂતો રહ્યો એનું મને આશ્ચર્ય થયું. એટલામાં ઘરના યજમાન આવ્યા. ગરમ પાણીનો એક લોટો પણ આવ્યો. "મોઢું ધોઈ લો." તેમણે મને કહ્યુ અને હું મોઢું ધોવા લાગ્યો. પછી મારી સમક્ષ નાસ્તો આવ્યો. કાંસાના લોટામાં એક કપ કષાય ( ધાણા-જીરાની ભૂકીમાંથી બનાવેલું પીણું ) પણ આપવામાં આવ્યું. એક રકાબીમાં થોડાં નાનાં નાનાં કેળાં હતાં. સાથે તળેલા ફણસની થોડી ચીરો પણ હતી. એમના માટે પણ આ જ નાસ્તો

આવ્યો હતો. મેં કહ્યું : "મારું કામ તો પતી ગયું છે." તે હસ્યા અને બોલ્યા, "મરાઠીમાં એક કહેવત છે, "આદિ પોટોબા, નંતર વિઠોબા" અર્થાત્ પહેલા પેટની પૂજા અને પછી વિઠોબાની, તેથી પહેલાં નાસ્તો કરો." નાસ્તો પણ પતી ગયો.

ત્યારબાદ મેં કહ્યું : "હવે મને પાર્વતમ્માના ઘરનો રસ્તો બતાવશો ? તમારે આવવાની જરૂર નથી. તમે ખૂબ વૃદ્ધ થઈ ગયા છો. તમારા પુત્રને અગર નોકરને મોકલશો તો મારું કામ થઇ જશે." અત્યાર સુધી તો તેમણે પોતાના પુત્રની જેમ મારા હેતુ વિશે બારીકાઈથી પ્રશ્ન પૂછવાનું શરૂ નહોતું કર્યું. માત્ર એટલું પૂછયું હતું કે હું કયા ગામનો છું. મેં જવાબ આપી દીધો હતો. એમણે મારી ભૂખ અને થાક શમ્યા પછી પૂછવાનું વિચાર્યું હશે.પછી હું અચાનક તડકામાં સૂકવેલા કપડાં લેવા ચાલી ગયો. એમણે આપેલાં કપડાં કાઢીને મારાં કપડાં પહેરી લીધાં અને તૈયાર થઈ ગયો. ત્યારે એમણે કહ્યુ, "તમે એનો બીજો અર્થ ન કરતા. તમે તો ઘણા દૂરના ગામના છો. ઉડુપિ તરફના છો ને ? દૂર જ કહેવાય. આ ગામ અને તે ગામ વચ્ચે કોઇ સંબંધ નથી જણાતો. તમારા કોઇ પૂર્વજો આ ગામમાંથી ત્યાં ચાલી ગયા હતા કે શું ? નહીં તો તમારો પાર્વતમ્મા સાથે પરિચય ક્યાંથી હોય ?"

"હું મારા કામ માટે નથી આવ્યો. યશવંતરાયજી નામના મારા એક મિત્રના કામે આવ્યો છું. તે આ તરફના જ છે. તેની અને આ વૃદ્ધા વચ્ચે કદાચ કંઇ સંબંધ છે. એમણે મને કહ્યું છે કે "એની તબિયતની તપાસ કરીને મને લખો." મારા એક કામ માટે સિરસી આવ્યો હતો, તો વિચાર્યું કે આ ગામ પણ જોઉ લઉં, તેથી આવ્યો છું." હું થોડું જૂઠું બોલ્યો. મને ભય હતો કે સાચું બોલવા જઇશ તો મને તે બે અંગૂઠાની નિશાનીની સચ્ચાઈ અંગેની હકીકત જાણવા નહીં મળે. જૂઠું બોલવા પાછળ આ જ કારણ હતું. વૃદ્ધે વિચારીને કહ્યું : "યશવંતરાયજી ?" પછી જરા અટકીને બોલ્યા : "રાયજી-પાયજી કહેવાનો રિવાજ અમારે ત્યાં નથી. અહીં બ્રાહ્મણોને ભટ્ટજી, શાસ્ત્રીજી,હેગ્ગડેજી નામથી બોલાવવામાં આવે છે."

"રાયજી તો મેં મારા તરફથી જોડયું છે."

"તો એમ કહોને કે એનું નામ યશવંત છે. કયાં રહે છે ?"

હું મૂંઝવણમાં પડી ગયો કે શું કહું... મુંબઈમાં રહે છે કે રહેતા હતા ? પછી તેઓ જ બોલ્યા : "અમારા કુટુંબમાં જ યશવંત નામનો એક છોકરો હતો. મારા બાળપણાના સમયની વાત છે. આ કુટુંબમાં શા માટે, અમારા ઘરમાં જ કહો ! એવું નથી કે એક જ નામની બે વ્યક્તિ ન હોય, પરંતુ આ યશવંત તો મરી ગયો હશે. તે મારા કાકાનો દીકરો થાય. ઘણા સમય પહેલાં અમારી મિલકતના ભાગ પડી ગયા હતા. જુઓ અમારા ઘરના પેલી બાજુ વાંસની ઝાડી છે તે જ તેનું ઘર હતું. તે મકાન અત્યારે તો નષ્ટ થઇ ગયું છે અને તેની જગ્યાએ વાંસની ઝાડી ઊગી નીકળી છે. હવે તમે જ વિચારો, કેટલાં વર્ષ થઈ ગયાં હશે ! થયાં હશેને ઘણાં વર્ષ ?"

"આ ગામનાં બીજાં કુટુંબોમાં તે નામની બીજી કોઈ વ્યક્તિ છે કે ?"

"ચોચ્ચક કુટુંબમાં તો કોઈ નથી. ચોચ્ચક કુટુંબ અમારા ઘરનું નામ છે અને એક ચોચ્ચક નીચેના ઢોળાવ પર રહે છે. તે અમારા પૂર્વજોનું નિવાસસ્થાન છે. તે પણ અમારું જ છે. અમારા કુટુંબનો યશવંત અહીંથી ક્યાંક ચાલી ગયો હતો."

"જ્યારે તે ગયા ત્યારે તેમની ઉંમર કેટલી હશે ?"

વૃદ્ધે માથા પર હાથ મૂકી વિચાર્યું અને પોતાના બાળપણાના પ્રસંગોને યાદ કરતાં બોલ્યા : "તેની અને મારી વચ્ચે કાંઇક ચાર પાંચ વર્ષનો તફાવત છે. તે મારાથી નાનો હતો. તેનાં લગ્ન પણ અહીં જ થયાં હતાં. ત્યારે તેની ઉંમર લગભગ વીસ વર્ષની હશે. હા ! એટલા જ હશે. પહેલાં અમારા લોકોનું મોટું કુટુંબ હતું. સંખ્યામાં મોટું નહીં, સમૃદ્ધિની દૃષ્ટિએ મોટું ! અમે ખૂબ સમૃદ્ધ હતા. હવે જુઓ અમારી સંપત્તિનો અર્ધો ભાગ જંગલ બની ગયો છે. યશવંતે દેવું કર્યું હતું અને તે દેવું ભરવા માટે એમણે આ સંપત્તિને ગિરવે મૂકી દીધી અને પોતે ગામ છોડીને ચાલ્યા ગયા. પત્નીના ગામે, અર્થાત્ કુમટા ચાલ્યા ગયા.

"પત્નીનું નામ શું ?"

"કોને યાદ છે ! લગ્ન પછી તે છોકરી રજસ્વાલા થઇ, ત્યારે એ ચાર દિવસ અમારા ઘેર રહી. તે પણ બરાબર યાદ તો નથી. તેના અને મારા પિતા વચ્ચે મોટો ઝઘડો થયો હતો. પિતરાઈ ભાઈઓ વચ્ચેનો સંબંધ આવો જ હોય ! તમે કહો છો કે યશવંત હજુ સુધી જીવતો છે ? નહીં, બની જ ન શકે.એક વખત સાંભળ્યું હતું કે કુમટામાં એણે સોપારીની એક વખાર નાખી છે, તે પણ ઘણા સમય પહેલાં,હું જિંદગીમાં એક વખત કુમટા ગયો છું. ત્યાં મારું શું કામ ? ત્યાં મારું કોઇ સંબંધી પણ નથી. કાંઇ હટાણાનું કામ હોય ત્યારે અમે લોકો કાં તો સિરસી જઇએ છીએ અથવા તો યલ્લાપુર. આ બન્ને સ્થળો અમને નજીક પડે છે. સાંભળેલી વાતોના આધારે કહેવું હોય તો કહી શકાય કે તે કુમટા સ્થિર થયો હતો. ત્યાં જ એણે વેપાર કર્યો,બાળકોને ઉછેર્યાં, ત્યાર પછી વૈરાગ્ય આવવાથી કાશી કે હરદ્વાર જઇને પ્રાણ ત્યજ્યા હતા. તમે જે યશવંતની વાત કરી રહ્યા છો તે બીજું કોણ હોઈ શકે છે ? અને અમારા નજીકના સગાંઓમાં યશવંત નામનું બીજું તો કોઇ છે નહીં. તમારા યશવંતની ઉંમર કેટલી હશે ?"

"એમની વય તમારાથી લગભગ આઠદશ વર્ષ ઓછી હશે."

"તમે એને સારી રીતે ઓળખો છો ?"

"સાધારણ પરિચય છે. મુંબઈમાં એમની ઓળખાણ થઈ. પાર્વતી સાથે એનો શો સંબંધ છે ?"

"દૂર કે નજીકના કોઇ પણ સંબંધે તે તેની નાની અથવા દાદી થાય. હમણાં એની તપાસ કરવા માટે એમણે તમને કહ્યું છે શું ? એટલે તમારું અહીં આવવાનું થયું ? ઠીક છે.

એમણે તમને કહ્યું અને તમે માથે લીધું તેથી તમારે ત્યાં જવું જોઇએ. પરંતુ હવે ખૂબ જ મોડું થઈ ગયું છે. તે પાર્વતીનું ઘર શું, એક ઝૂંપડી છે. ત્યાં જ એક બીજા બ્રાહ્મણનું ઘર છે. આંખે બરાબર જોઇ પણ શકતી નથી. આવી વૃદ્ધાના ઘરે અત્યારે અધારામાં શા માટે જવું ? એક રાત અમારે ત્યાં રોકાઈ શકો છો. સવારે જાઓ તો નહીં ચાલે ?''

આ પ્રશ્નનો શો જવાબ આપું ? મને મારા મિત્રની જન્મભૂમિ મારી આંખો સામે ઢગલો થઈને દેખાવા લાગી. મારા મિત્ર કોઇ બીજા યશવંતરાય નથી, આ જ છે. યશવંતરાયનાં લગ્ન કુમટામાં જ થયાં હતાં. ત્યાં તેમણે ઘર પણ વસાવ્યું હતું. પરંતુ વિરક્ત થઇને કાશી કે હરદ્વાર ચાલી ગયા હતા તે વાત ખોટી છે. એમનું મૃત્યુ બીજી રીતે થયું, જે લોકોને એમની સાથે નહોતું બનતું એમણે જ તેમના મૃત્યુની અફવા ફેલાવીને પોતાનો સ્વાર્થ સાધ્યો હશે, અને તે પણ એમના મૃત્યુ પહેલાં ! વતન છોડીને ચાલ્યા ગયેલા યશવંતરાય વિશે એમના મોટાભાઈએ ફેલાવેલી વાતો પર જો શંકર હેગ્ગડેએ વિશ્વાસ રાખ્યો હોય તો તેમાં નવાઈભર્યું કશું નથી. 40 વર્ષ વીતી ગયાં છે, ત્યારની આ વાત છે. વૃદ્ધ પાર્વતી સાથે જો એમને લોહીની સગાઈ છે, તો આમની પણ સંબંધી થઇ ને ? પરંતુ અહીં તો એમ લાગતું નથી. એમની પત્નીનું ગામ તો એથી પણ દૂર છે. એથી તે પાર્વતી-શંકર હેગ્ગડેની 'પારોતી' એમના બચપણની સાથીદાર હોવી જોઈએ એવો વિચાર મારા મગજમાં ઠસી ગયો.

સાંજ પડી ગઈ હતી. એવા અંધારામાં અર્ધોએક માઇલનો ભયાનક રસ્તો પસાર કરીને એના ઘરે પહોંચવું મને વધારે મુશ્કેલ લાગતું હતું. આખરે હું જેની શોધમાં અહીં આવ્યું છું તે જીવે છે. એના ઠેકાણે બીજી કોઈ વૃદ્ધાના અંગૂઠાની નિશાની નથી કરવામાં આવી તે સત્યની જાણ થઇ. પરંતુ સાક્ષી આપનાર શંભુ ભટ્ટથી હું વધારે પરિચિત ન હતો. એણે મને બરાબર છેતર્યો છે. આ જ વિચાર મારા મનમાં આવ્યો હતો. હું ઘરના યજમાનના પ્રશ્નનો જવાબ આપ્યા વગર દૂર દૂર તરંગોમાં ઊડી રહ્યો હતો અને અન્યમનસ્ક થઈ ગયો હતો. ત્યારે એમણે ફરી પૂછયું : "અત્યારે ત્યાં જઇને શું કરશો ? સવારે જવું જ ઠીક પડશે, બરાબર ને ?'' મેં 'હા' કહી દીધી. મારું મન ગિરિપ્રદેશનાં એ જંગલોની જેમ શૂન્યમનસ્ક થઇ રહ્યું હતું. વાંસની ઝાડી અને વૃક્ષોમાંથી લટકતી જટાઓએ એક લીલા મંડપ જેવું બનાવી દીધું હતું. એ જોઈને જ હું શૂન્યમનસ્ક થઇ જતો હતો.

શંકર હેગ્ગડેએ કહ્યું : "સાંજ પડી ગઈ છે. થોડી વારમાં સંધ્યાપૂજા કરીને આવું છું. તમે બેસો,'' કહીને તે મને છોડીને ચાલ્યા ગયા. તેમના ગયા પછી તુરત જ શંભુ હેગ્ગડે મારી સામે આવીને ઊભા. પાનસોપારીની રકાબી તરફ તેમણે હાથ લંબાવ્યો. "બેસો'' કહેવા છતાં તે ઊભો રહ્યો. ઊભા ઊભા જ એણે પાન ખાધું મેં મશ્કરીમાં જ એને પૂછયું : "તમારે સંધ્યાપૂજા નથી કરવી ?''

"પિતાજી ગયા છે ને !'' એણે જવાબ આપ્યો.

"ઠીક, તો એનો અર્થ એ કે તમે પૂજાની જવાબદારી તમારા પિતાજીને આપી દીધી છે, કેમ ?"

"તમે ?"

મેં હસતાં હસતાં કહ્યું : "મારી સંધ્યાપૂજા અને જપ-તપ વગેરે લગભગ 40 વર્ષ પહેલાં પૂરાં થઈ ગયાં છે."

શંકર હેગ્ગડેજી બે કલાક સુધી પૂજામાંથી પાછા ફર્યા નહીં. અહીં શંભુ હેગ્ગડે ઊભા જ રહ્યા. મારા કહેવા છતાં પણ બેઠા નહીં. તે કશુંક કહેવા માગતા હોય એમ લાગ્યું. બપોરની વાતોને કારણે અને તેમના પિતાની ધમકીને કારણે તે મૂંગાની માફક મને ટીકી ટીકીને જોવા લાગ્યા. એ જ સમયે અંદરથી એક વયોવૃદ્ધ વિધવા દીપક લઈને બહાર આવી, અને મારી પાસે થાંભલાની બાજુમાં દીપક મૂકી દીધો. શંભુએ કહ્યું : "આ મારી ફોઈ છે.બાળપણથી અહીં જ રહે છે. અમારા ઘરમાં એ જ સૌથી મોટી છે, એ જ ઘરનો દીવો છે. એમની સલાહ વગર મારા પિતાજી કશું કામ કરતા નથી. આટલો ભક્તિભાવ છે એમને આમના પ્રત્યે." તે મારાથી થોડે દૂર દીવાલને અઢેલીને બેસી ગઈ.

"સાંભળ્યું છે કે બહુ દૂરના ગામથી આવ્યા છો. એમ પણ ખબર પડી કે તમે અમારી પારોતીને મળવા આવ્યા છો," એમ વૃદ્ધાએ કહ્યું ત્યારે મને આશ્ચર્ય થયું. મને લાગ્યું કે શંભુ હેગ્ગડેએ અમારી બધી વાતો છુપાઈને સાંભળી લીધી હશે અને આ વૃદ્ધાને કહી દીધી હશે. નહીં તો તે આ પ્રશ્ન ન પૂછત. એના મુખમાંથી નીકળેલા ઉદ્‌ગારો "અમારી પારોતી" એ મને આશ્ચર્યમાં ડૂબાડી દીધો. પાર્વતી વિશે શંકર હેગ્ગડે ખાસ આત્મીયતાથી નહોતા બોલ્યા. એમાં ન હતો તિરસ્કારનો ભાવ કે ન હતો કોઈ વિશેષ આદરભાવ. વૃદ્ધાએ જ્યારે આત્મીયતાથી "અમારી" કહ્યું ત્યારે મને લાગ્યું કે જરૂર કોઈ ખાસ બાબત છે.

"હા, મા. એમને જોવા માટે જ આવ્યો છું. બપોરે થોડો વખત સૂઈ ગયો હતો. જાગ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. પછી તમારા નાનાભાઈએ કહ્યું કે હવે કાલે જઈશું."

તે મારી સામે ટીકીટીકીને જોવા લાગી. તેની ઉંમર લગભગ 80-85ની આસપાસ હતી. આંખો ખૂબ નબળી લાગતી હતી. એ જ આંખોથી તે મારી સામે તાકી રહી હતી. ત્યારે એની આંખોમાંથી આંસુનાં બે ટીપાં પડયાં અને એ જોઈને મારું હૃદય ભરાઈ આવ્યું. કઇ જૂની સ્મૃતિએ તેમને રડાવ્યાં હશે ? એમની આંખોમાંથી કોઈ કડવી વેદના સિવાય બીજું કશું જ ન હતું. શું તે યશવંતરાયની વાત સાંભળીને દુઃખી થઈ છે ? કે "અમારી પારોતી" એમના દુઃખનું કારણ છે ? એમને કોઈ પ્રશ્ન પૂછી શક્યો નહીં. સ્વભાવ જાણ્યા વિના પ્રશ્ન પૂછવો ગાંડપણ જ ગણાય ને ? એટલામાં એણે પોતાની શંકા વ્યક્ત કરી.

"તમે યશવંતને જાણો છો ? શું એના મૃત્યુની વાત જુઠ્ઠી છે ?" મને લાગ્યું કે ફોડલા પર લોખંડનો ગરમ સળિયો ચાંપવામાં આવ્યો છે. યશવંતના મૃત્યુની આવી વાતો ખોટી હોય તો પણ એમનું મૃત્યુ તો થઇ ચૂક્યું છે, હું વિચારવા લાગ્યો. યશવંતરાય વિષે જે વાત સાંભળીને તે સંતોષ પામી હતી તે એમ જ રહેવા દઉં કે વાતાવરણ બગાડી નાખું ? મારી વાતોમાં મેં એ જાહેર થવા દીધું ન હતું કે યશવંત મૃત્યુ પામ્યા છે. પરંતુ આ વૃદ્ધાને હું શું કહું ? મારા મોંમાંથી કશું નીકળતું જ ન હતું. ત્યાં એના ચહેરા સામે જોયું તો અશ્રુધારા વહી રહી હતી. હું એ સહન કરી શક્યો નહીં. બોલ્યો : "માજી, લાગે છે કે કોઈ જૂની સ્મૃતિઓ તમને દુ:ખી કરી રહેલ છે !"

"બેટા, તમે મોટા માણસ છો, પરંતુ ઉંમરમાં તો હું જ મોટી છું ને ? મારા પેટે બાળક અવતરવાનું નસીબમાં ન હતું તેથી શું બીજાં બાળકોને પણ હું પોતાનાં ન માની શકું ?"

ત્યાં તો શંભુ વચ્ચે બોલ્યો : "અમારી ફોઈનો સુહાગ લગ્નના આઠ દિવસમાં જ ભૂંસાઈ ગયો હતો. એ જ કહે છે કે ત્યારે હું આઠ વર્ષની હતી પ્રાચીનકાળમાં 'અષ્ટવર્ષ ભવેત્ કન્યા' અર્થાત્ એટલી ઉંમરમાં જ લગ્ન થઈ જતાં હતાં ને ?"

એનો શ્લોક સાંભળીને મને હસવું આવવા લાગ્યું. સંસ્કૃતના 'અષ્ટને' એણે 'એટલી' કરી દીધું હતું. પરંતુ અત્યારે એ બાબત પ્રાસંગિક ન હતી. નીરસ વાતાવરણ દૂર કરવાના હેતુથી મેં કહ્યુ : "તમે ખૂબ જ કષ્ટમય જીવન વિતાવ્યું હશે એની યાદથી અત્યારે દુ:ખી થઈ રહ્યાં છો ? ત્યારે તમારી ઉંમર આઠ વર્ષની હતી, અત્યારે 85 ની છે."

"એ માટે નહીં બેટા, એ તો વિધાતાએ લખેલ લેખ હશે કે મારા સેંથાનો સિંદૂર ભૂંસાઈ ગયો. ઈશ્વરે પૂર્વજન્મના કોણજાણે કયા પાપની આ મને શિક્ષા કરી તે હું નથી જાણતી. હું તો એક બીજી જ બાબતના કારણે દુ:ખી થઈ રહી છું."

"તે શી વાત છે એ ?"

"જ્ઞાતિની ઈર્ષ્યા એક ઝેર છે, જે સાપના ઝેરથી પણ ભયંકર હોય છે."

"એ તો હમેશાં ઝેર જ રહ્યું છે. આજ સુધી એનાથી કોઈનું ભલું થયું છે ?"

"મેં યશવંત વિશે આ વાત કહી. અમારી 'પારોતી'ને પણ એ ઝેર જ નડયું."

"એટલે ?"

"પારોતી અને હું નાની છોકરીઓ હતી. સાથે સાથે રમ્યા કરતી હતી. મારી જેમ જ એનું પણ સિંદૂર ભૂંસાઈ ગયું હતું. તે મારા કુટુંબની નથી. એની સાથે અમારે એવું કોઈ સગપણ પણ નથી. તે એક નિરાધાર છોકરી હતી. અમારા કાકાના ઘરમાં આશ્રય મેળવીને મોટી થઈ. અમારા લોકોમાં ફાટફૂટ હતી. ભાઈઓના અંદરઅંદરના ઝઘડામાં ઘરનું સત્યાનાશ નીકળી ગયું. આ કંઈ કહેવા જેવી વાત

નથી. વાત કહેવી એ મારા પિતાની નિંદા કરવા જેવું છે. યશવંતના પિતાજી મારા પિતાજીના મોટા ભાઈ હતા. એક માના પેટે જન્મેલા, પરંતુ કૌરવો-પાંડવોના જ્ઞાતિદ્વેષથી પણ વધુ ભયંકર આ લોકોની ઈર્ષ્યાવૃત્તિ હતી. એક દિવસ મારા પિતાજીએ ગુસ્સે થઈને ખૂબ જ કડવી વાત કહી દીધી હતી. એમની ભેંસ કદાચ ઘરની પાછળ ઊગેલા ત્રણચાર ભીંડાના છોડ ખાઈ ગઈ હતી. તે છોડ પિતાજીએ જ વાવ્યા હતા અને ઊછેર્યા હતા. એમને ગુસ્સો આવી ગયો. અને આમ થવું સ્વાભાવિક જ હતું, પરંતુ એમણે જે વાત કહી તે કેટલી કડવી હતી. એમણે શાપ આપતાં કહ્યું, "જો ઈશ્વરને આંખો હોય તો તમારું ઘર જમીનદોસ્ત થઈ જાય અને તેના પર વાંસની ઝાડી ઊગી નીકળે" અને તે શાપ સાચો પણ પડયો. પેલી બાજુ જે જગ્યા છે ને વાંસની ઝાડીવાળી ? ત્યાં જ એમનું ઘર માટીમાં મળી ગયું. તે ભાઈનો છોકરો નિરાધાર થઈ ગયો. યશવંતે ગામ જ છોડી દીધું. ત્યાં વાંસની ઝાડી વિસ્તરતી રહી. એટલી વિકસી કે ઘરનું નામનિશાન પણ મટી ગયું.

"તદ્દન નાની, સાવ તુચ્છ વાત હતી. ઘરના ભાગલા તો પહેલાં જ થઈ ગયા હતા. બન્ને પોતપોતાના ઘરમાં આનંદથી રહી શકયા હોત—ઘર વચ્ચે દીવાલ ચણીને પણ તેઓ આરામથી રહી શકયા હોત, પરંતુ એ તો જ્ઞાતિદ્વેષ છે ને ! માણસની જીભનું ઝેર સાપના ઝેર કરતાં પણ ભયંકર છે. સૌ પોતપોતાનું ભાગ્ય લઈને આવે છે. મારા પિતાજીએ જે દિવસ આ વાત કહી તે દિવસથી બન્ને કુટુંબોમાં પરસ્પર ઝઘડાઓ વધતા ગયા. જે માણસ પેલા ઘરમાં પગ મૂકતો હતો તે અહીં આવી શકતો ન હતો. હું પણ યશવંતના ઘરે ગઈ નહીં. મોટાઓના શાપનો ભય હતો ને ! અમારા નાના કાકાનું મૃત્યુ થયું, એમનો પુત્ર એટલે યશવંત ત્યારે જુવાનીમાં પગ મૂકી રહ્યો હતો. એની મા પણ મરી ગઈ. એનાં લગ્નમાં અહીંથી કોઈ ન ગયું. બધું જ માટીમાં ભળી ગયું હતું. તો પણ તે બાપ વગરના છોકરા પ્રત્યેનો મારા પિતાનો ગુસ્સો ઓછો થયો ન હતો. એ માતૃહીન બાળકને મારી પારોતીએ ઊછેરીને મોટો કર્યો. એને ઊછેરવા માટે પાર્વતી એની નોકરાણી બની, એની મા બની. એ બાળક માટે દૂધ જરા ઓછું પડતું તો તે મારી પાસે માગી લેતી. હું ચોરીછૂપીથી આપતી હતી. અમારા ઘરમાં મીઠાઈ કે ખાવાની કોઈ નવી ચીજ બનતી તો હું તેને ચોરીછૂપીથી પાર્વતીના હાથે યશવંતને પહોંચાડતી હતી. એક દિવસ મારા પિતાજીને આ વાતની કોણજાણે ક્યાંથી ખબર પડી. એમણે કહ્યું : 'હવે પછી તું પાર્વતીના ઘરે જઈશ તો તને મારા સોગંદ.' આટલો ક્રોધ શા માટે ? એનો શો અર્થ ? આટઆટલી દુશ્મનાવટ રાખનાર પણ સમય આવ્યે ચાલી ગયા. ત્યારબાદ યશવંતના લગ્ન થયાં. અમારામાંથી કોઈ એમાં ન ગયું. સુંદર વહુ આવી. મેં ઈચ્છયું કે મારો દીકરો સુખી રહે. પરંતુ વડીલોના શાપે એનો કેડો છોડયો નહીં. વાંસના મૂળની જેમ એનાં મૂળ પણ મજબૂત હતાં. તેનાં લગ્ન થયાં પછી તેણે જે કાંઇ મનમાં આવ્યું તે બીજાને આપવા માંડયું. એના હાથ ખાલી થઈ ગયા.

અયોધ્યા છોડીને જેવી રીતે રામ ચાલી ગયા હતા, એવી જ રીતે એ પણ ક્યાંક જઈને મરી ગયો એમ મેં સાંભળ્યું છે. મૃત્યુ જ સૌથી વિશાળ ખોળો છે. મારા પિતાજી પણ મૃત્યુ પામ્યા. હું એમનો સોગંદ, એમના શાપથી બંધાયેલી છું. તો પણ યશવંત મારા જ વંશવેલાનો છે ને ? જેવી રીતે આ શંકર છે તેવી જ રીતે એ પણ મારો નાનો ભાઈ છે. મારું હવે બીજું કોણ છે ? વિનાશને આરે પહોંચેલા ઝાડના ઠૂંઠાની હવે કશી આવશ્યકતા નથી. એ વાત અલગ છે કે મારા મૃત્યુ પછી મારો આ નાનો ભાઈ જે કરવા ધારશે તે કરશે જ. પરંતુ મારા યશવંત જેવા ગુણ આમાં કોઈમાં પણ નથી."

જ્યારે હું આ વાત સાંભળી રહ્યો હતો ત્યારે મને લાગ્યું કે હું કોણજાણે ક્યાં છું. ક્યાં યુગમાં છું અને શું સાંભળી રહ્યો છું ? જ્ઞાતિદ્વેષ વિષે હું જે વાતો સાંભળી રહ્યો હતો તેણે મારું લોહી ગરમ કરી મૂક્યું હતું. જોકે મારા મિત્ર આ બધી વાતો સાંભળવા માટે નથી રહ્યા, તો પણ તે આ બધું કેમ ભૂલી શકયા હશે ? આ ઝેરનો ભોગ બનીને એમણે કિશોરાવસ્થામાંથી યુવાનીમાં અને યુવાનીમાંથી વૃદ્ધાવસ્થા સુધી જીવન કઇ રીતે વિતાવ્યું હશે ? આવા 'દાદા'નું પાલનપોષણ કેવી રીતે કરતા રહ્યા ? મને તે વૃદ્ધાની આ વાત એકદમ સાચી લાગી કે યશવંત જેવા ગુણ કોઈનામાં નથી. એ વખતે મને લાગ્યું કે પાર્વતીની વાત અત્યારે કાઢવી જોઈએ નહીં. વિસ્મૃતિનું જીવન જ સુખી જીવન છે. કડવાશને ભૂલ્યા પછી જ જીવન સહ્ય બને છે. એ શક્તિ ન હોય તો બધી રીતે સંપન્ન હોવા છતાં પણ જીવનમાં કશી કચાશ જેવું લાગે છે. આ વૃદ્ધાના જીવનમાં આરામ નથી રહ્યો-આનંદ નથી રહ્યો, શાપના શિકાર બનેલા યશવંતની યાદે તે કેટલી દુઃખી થઈ ગઈ છે ! એ જ શાપની બનેલી યશવંતની ધાત્રી પાર્વતી. એના વિશે પણ આમ જ કહેવાય ને ! તે જે ઘરમાં રહે છે તે ઘરમાં આ ડોશી જઈ નથી શકતી. એનું ઘર પણ શું રહ્યું છે ? યશવંત ઘર છોડીને ચાલ્યો ગયો. મકાન વાવાઝોડાં-તોફાનમાં પડીને માટીનો ઢગલો બની ગયું. એના પર વાંસની ઝાડી ફેલાઈ ગઇ. એ જ ઝાડી એક કલાક પહેલાં શંકર હેગ્ગડેએ બતાવી હતી. જાણે કે શાપની ભૂમિકા એ જાણતો ન હોય ! એટલે એણે બનાવોને સામાન્ય રીતે વર્ણવ્યા અને નિર્લિપ્ત થઈને યશવંત વિશે વાત કરી. બંધુત્વનો સંબંધ હોવા છતાં પણ એવી રીતે તેના વિશે વાત કરી જાણે કે કશો સંબંધ જ ન હોય. પરંતુ તે વૃદ્ધા તેવી ન હતી. પ્રસવવેદનાથી મુક્ત હોવા છતાં પ્રસવ માટે જ જાણે એનો જન્મ થયો હતો. સંતાનરહિત હોવા છતાં પણ પોતાનું સંતાન માની તેનું પાલન કરનાર સ્ત્રી હતી તે ! લાગે છે કે આવી કામના રાખનાર આ સ્ત્રીએ પાર્વતીના જીવન સાથે એકાત્મતા સાધી લીધી છે. યશવંત ચાલ્યો ગયો છે, પરંતુ આ પાર્વતી હજુ જીવે છે. વડીલોના શાપની સળગતી જ્વાળામાં શેકાતી પડી છે એ.

# પાંચ

રાત વીતી ગઈ હતી. ચારે બાજુ ઉષાનો પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. મોં હજુ તો ધોયું જ હતું, ત્યાં શંકર હેગ્ગડેની વહુએ આવીને જણાવ્યું કે નાસ્તો તૈયાર છે. આથી હેગ્ગડેજીએ શંભુને કહ્યું કે આમને નાસ્તા માટે અંદર લઈ જાઓ.

"અને તમે ?" મેં પૂછયું.

"મેં હજુ સ્નાન નથી કર્યું." સ્નાન અને ભગવાનની પૂજા કર્યા પહેલાં હું કશું જ લેતો નથી. તમે પહેલાં નાસ્તો કરી લો. ત્યારબાદ સ્નાન પતાવી, જ્યાં જવાનું છે ત્યાં જઈ આવો. પાર્વતીને જ મળવું છે ને ? બીજું તો કંઈ કામ નથી ને ? બહુ વૃદ્ધ છે. મારી મોટી બહેનની જેમ તે પણ લાકડાના ટુકડા જેવી રહી ગઈ છે, ઠૂંઠા જેવી ! મરી પણ નથી શકતી અને જીવી પણ નથી શકતી."

"સ્નાન તો હું પાછો આવ્યા પછી જ કરીશ. કેમ કહેવાય કે રસ્તામાં પાછું કાદવથી સ્નાન નહીં થાય ! તમે તો મારી સાથે આવી નહીં શકો. તકલીફ લેશો નહીં. કોઈ નોકરને મારી સાથે મોકલી આપો બસ."

એટલામાં એનો પુત્ર શંભુ બોલ્યો : "પિતાજી, હું એમની સાથે જઈશ."

"ચુપ રહે, તારે કે મારે નથી જવાનું. સુબ્બ જશે. એવું છે કે ઘણા વખતથી અમારી ત્યાંની આવજા બંધ છે. કોઈ વડીલના સોગંદ છે એ માટે. આમ તો અમારી એની સાથે કોઈ દુશ્મનાવટ નથી."

"હા, જાણ્યું. તમારી મોટી બહેને આ બધું કહ્યું હતું."

"અચ્છા, તો જરા જેટલી વાતમાં બહેને તમને આખું પુરાણ સંભળાવી દીધું ! મારી બહેન માટે તો પાર્વતી જાણે સર્વસ્વ બની ગઈ છે. તે ત્યાં જતી નથી તો પણ કોઈ દિવસ એવો નથી જતો કે જયારે એને યાદ કરવાનું ભૂલી ગઈ હોય."

એટલામાં એમના બગીચામાં કામ કરનાર નોકર સુબ્બ આવી પહોંચ્યો. શંકર હેગ્ગડેએ એને આદેશ આપ્યો કે મને ત્યાં લઈ જાય. મેં જોયું કે શંભુના ચહેરા પર જાણે

મૃત્યુછાયા પથરાઈ ગઈ છે. જો તે મારી સાથે આવે તો તેમાં મને કશો હરખ-શોક ન હતો. એના પિતાજી જો સાથે આવત તો વધારે સારું થાત. એને ન આવવાનું કારણ પણ હું જાણી ગયો હતો.

એમના છોકરા સાથે નાસ્તા માટે અંદર ગયો. પાછળ ફરી જોયું તો સુબ્બ મારી રાહ જોઈ રહ્યો હતો. હું એની સાથે પાર્વતમ્માના ઘર તરફ રવાના થઈ ગયો. શંકર હેગ્ગડેએ સુબ્બને કહ્યું : "એમને મેદાનના રસ્તેથી ત્યાં લઇ જા, પાર્વતીદીદી પાસે. બગીચામાંથી જતી વખતે ઘરમાં ગપ્પાં મારવા નહીં બેસી જતો. જ્યાં સુધી તે દાદી સાથે વાતચીત કરીને પાછા ન આવે ત્યાં સુધી તું ઊભો રહેજે." ત્યારબાદ અમે બન્ને નીકળી પડયા.

બગીચો પસાર કરીને અમે મેદાનના કિનારે કિનારે ચાલતા ગયા. સુબ્બ સાથે મારી કંઈ પણ વાતચીત ન થઇ. ખાડાટેકરાવાળા રસ્તા પર અડધો માઈલ ચાલ્યા પછી સામે સોપારીનો એક બગીચો દેખાયો. જોયું તો શંભુ હેગ્ગડે ત્યાં અમારી રાહ જોઈ ઊભો રહ્યો છે. તે ટૂંકા રસ્તેથી દોડતો અમને પકડી પાડવા માટે આવ્યો હશે. અમારી પાસે પહોંચતાં જ એણે કહ્યું : "સુબ્બ, ચારપાંચ કેવડાનાં ફૂલ લઇ આવ. પૂજા માટે જોઈએ છે. તું અહીં અમારી રાહ જોજે. હું આમને દાદીને ઘરે મૂકી આવું છું." આ સાંભળીને મારા આશ્ચર્યની સીમા ન રહી. હું કશું જ કરી શક્તો ન હતો. અમે બન્ને સોપારીના પેલા બગીચામાં ઘૂસી ગયા. ત્યાં શંભુ મને રોકીને કેટલીયે જાતના પ્રશ્નો પૂછવા લાગ્યો.

"તમે કહ્યું ને કે તમે ઉડુપિ તરફના છો. પરંતુ તમારા નામની અમને ખબર નથી. તમે યશવંતકાકાના પરિચિત છો એટલે તમારું નામ જાણવું જરૂરી છે."

મેં મારું નામ કહ્યું. નામ સાંભળતા જ શંભુનો ચહેરો નિસ્તેજ થવા લાગ્યો. કેટલીક ક્ષણો સુધી મારી સામે આંખો ફાડીને તાકયા કર્યું. એનો ચહેરો જોઈને હું સમજી ગયો કે વાત શી છે ? મેં જાણીબૂજીને એને પૂછયું : "હેગ્ગડેજી ! શું આ ગામમાં શંભુ ભટ્ટ નામની કોઈ વ્યક્તિ રહે છે ?"

"શું તમે એની તપાસ માટે આવ્યા છો ?"

"કોની તપાસ ? સમજ્યો નહીં."

ન તે હલ્યો ને હું. બન્ને સ્થિર થઇ ગયા. એણે મારા બન્ને હાથ પકડી લીધા અને કહેવા લાગ્યો : "સ્વામી, મારી આબરૂ તમારા હાથમાં છે. તમે જોઈએ તો મને મારી નાખો. પરંતુ દાદી અને પિતાજીની સામે મને ત્રણ કોડીની કિંમતનો કરી નાખશો નહીં. " મેં કહ્યું : "હું સમજી શકતો નથી કે આખરે

વાત શી છે ? તમે શા માટે આવી વાતો કરી રહ્યા છો ? હું કશું જ જાણતો નથી.''

મારા મનમાં પહેલેથી શંકા પેદા થઈ ગઈ હતી, પરંતુ હું તેને છુપાવવાની કોશિશ કરી રહ્યો હતો. સાક્ષી શંભુ ભટ્ટ આ જ છે. પાર્વતમ્માના નામે મોકલાયેલા પૈસાને હજમ કરનાર મહાપુરુષ આ જ છે. પેલા બુઢ્ઢા ગોવાળે મને શરૂઆતમાં કહી દીધું હતું કે શંભુ ભટ્ટ નામનો કોઈ માણસ આ ગામમાં નથી. પૈસાની લાલચમાં પોતાના પિતાથી છૂપી રીતે ડોશીને ઘરે આવતો-જતો હશે. જ્યારથી યશવંતરાયે પૈસા મોકલવાના બંધ કરી દીધા હતા, ત્યારથી હું જ પૈસા મોકલતો હતો. મને એનાં પરાક્રમોની ખબર નહીં પડે એમ માનીને એણે આખીયે રકમ હજમ કરવાનું શરૂ કરી દીધું હશે. ગ્રામ્ય વિસ્તારની ટપાલની વહેંચણી ને ? જ્યારે હું એ વિચારી રહ્યો હતો કે ટપાલી અને આ મળીને ડોશીને છેતરતા હશે, ત્યારે જોયું તો શંભુ ગભરાટમાં રડી રહ્યો હતો. મારા પગ પર માથું ઢાળીને કરગરવા લાગ્યો : ''મને બચાવો.'' ત્યાર પછી બધી વાતો એમણે પોતે જ કહી દીધી. પહલાં તો તે અને ટપાલી મળીને વૃદ્ધાને કહેતા હતા કે પાંચ જ રૂપિયા આવ્યા છે. બાકીના પૈસા પરસ્પર સરખે હિસ્સે વહેંચી લેતા હતા. જ્યારથી મેં પૈસા મોકલવાનું શરૂ કર્યું ત્યારથી બધા જ રૂપિયા એના જ ખિસ્સામાં જતા હતા. આ જાણીને હું ખૂબ જ દુઃખી થયો. મારા મોંમાંથી અનાયસ 'હાય' શબ્દ નીકળી પડ્યો. હું એ કલ્પના પણ નહોતો કરી શકતો કે વડીલોનો કુટુંબદ્વેષ આટલી હદ સુધી પાર્વતમ્મા પર પ્રહાર કરી શકે છે ધન ! દરિદ્ર ધન ! શંકર હેગ્ગડે ખૂબ જ ઈચ્છવા છતાં પુત્રને એક પૈસો પણ આપી શકતા નહીં હોય. અને આ મોટી ઉંમરનો છે. બાલબચ્ચાંવાળો છે. થોડીક રકમ મેળવવા માટે એણે ખોટો રાહ લઈ લીધો. મેં પણ આ ઘરનું અન્ન ખાધું છે. હવે એણે નિખાલસતાથી બધી વાતો સ્પષ્ટ રીતે મને કરી છે અને મારા પગ પકડી રહ્યો છે, તો મારે શું કરવું જોઇએ ?

મેં એને કહ્યું, ''જાઓ, ઘરે જાઓ. પિતાની આજ્ઞાનું પાલન કરો.''

''મને બચાવી લેશો ને ?'' એણે ફરી વિનંતી કરી.

''હા, વચન આપું છું.''

''દાદીને પણ નહીં કહો ને ?''

''નહીં કહું, જાઓ હવે !'' ખિજાઈને હું બોલ્યો

''તમે નારાજ થઈ ગયા કે ?''

''તમારા પર નહીં.''

સદ્ભાગ્યે 100 વારનાં અંતરે સુબ્બ કેવડાનાં ફૂલ લઈ આવતો દેખાયો. ''ફૂલ લઈને ઘરે જાઓ, ચિંતા ન કરો. બપોરે જમવા માટે આવીશ'' મેં કહ્યું.

"ક્યાંક ત્યાં જ રહી જતા નહીં !"

"ત્યાં ગયા પછી શું થશે તે અત્યારે ન કહી શકાય."

એ એકલીઅટૂલી-આશ્રયવિહીન, નિરાધાર વૃદ્ધા સાથે વાત કરવામાં કોણજાણે કેટલો સમય જશે ? મારી ભૂખ અને પેટ એની સામે તદ્દન તુચ્છ ગણાય. આમ વિચારતાં વિચારતાં મેં સુબ્બ સાથે બાગ વટાવ્યો. સામે એક આલીશાન મકાન હતું. એના આંગણામાં પગ મૂકતાં જ સુબ્બે કહ્યું : "નીચેનું ચોચ્ચલ ઘર આ જ છે. બહુ જ સમૃદ્ધ ઘર છે. થોડુંક જ દૂર છે." તે ઘરના માલિક દીવાનખાનામાં બેઠા હતા.

"અરે, સુબ્બ, કયાં જઇ રહ્યો છે ? આ કોણ છે ?"

એમણે પૂછયું તો પણ હું આગળ ચાલતો રહ્યો. સુબ્બ દોડતાં દોડતાં એને કશું કહીને ફરી મારી સાથે થઈ ગયો. સોએક પગલાં આગળ ચાલ્યા પછી ઘાસની નાનકડી એક ઝૂંપડી દેખાઈ. આંગણામાં તુલસીનો છોડ હતો. ભીની સાડીમાં લપેટાયેલી એક વૃદ્ધા તે તુલસીની પ્રદક્ષિણા કરી રહી હતી. "આ જ છે કે શું ?" મેં ઉત્સાહમાં આવી જઈને પૂછયું.

"જી હા !" સુબ્બે જવાબ આપ્યો. તેણે ત્યાંથી જ બૂમ મારતાં કહ્યું :

"દાદીમાં, ઉપરના ઘરના માલિકે આ સાહેબને તમારી પાસે મોકલ્યા છે."

વૃદ્ધા જપ કરતાં કરતાં તુલસી સામે ઝૂકી, મસ્તક પર માટી ચડાવી ઊભી થઈ અને ત્યાર બાદ મારી સામે જોતાં એમણે કહ્યું : "કોઈ ઊભેલું છે ?"

ધીમા અવાજે સુબ્બે એ જ વાક્યનું પુનરાવર્તન કર્યું. એ એટલા ધીમા અવાજે બોલ્યો કે કદાચ વૃદ્ધા પણ એની વાત સાંભળી ન શકી. તેથી મેં જ કહ્યું. : "માજી, હું બહારગામનો માણસ છું અને તમને મળવા આવ્યો છું. તમારા પ્રત્યે ખૂબ માન ધરાવનાર એક મહાશયે મને તમારી પાસે તમારા ખબરઅંતર પૂછવા મોકલ્યો છે." મને ખબર ન રહી કે હું હાથ જોડીને એમની સામે ઊભો રહ્યો છું. એણે મારી સામે નજર નાખીને કહ્યું : "બેટા, મને શા માટે નમન કરો છો ? ઈશ્વરને કરો." એમ કહીને એણે મને વૃંદાવન બતાવ્યું.

"તમે મોટાં છો. ઉંમરમાં તમારા કરતાં હું નાનો છું." મેં કહ્યું.

વૃદ્ધાએ માથું હલાવી કહ્યું : "ના, ના, એવું નથી. ઈશ્વરને જ નમસ્કાર કરો."

"ઈશ્વરને પણ કરીશ, પરંતુ વડીલોને નમન કરવામાં કોઈ અપરાધ તો નથી ને ? પરંતુ મોટો તો ફક્ત તે જ - ભગવાન જ છે, બેટા !"

તે મારી પાસે આવી અને એકીટશે મારું મોં જોવા લાગી. ત્યારપછી "આ લો" કહી પ્રસાદ આપ્યો અને મેં તે લીધો.

પછી તે મારા ચહેરાને એકીટશે જોઈ રહી અને બોલી : "બેટા ! મારી

ઉંમર તો 70-80 વર્ષની થઈ ગઈ છે. સારી રીતે જોઇ પણ નથી શકતી. તમે કોણ છો ?'' તે ફરી મારી સામે જોવા લાગી. ''ઓળખી શકતી નથી. દેખાવ અને ચહેરાથી પહેલેથી પરિચિત હોત તો ખબર પડી જાત. એવું અનુમાન બાંધ્યું કે અમારો યશવંત તો નથી ? તે ક્યાંથી હોય ? કુમટા છોડયા પછી આવ્યો જ નહીં. પરંતુ તે છોકરો મને હમેશાં યાદ કરતો હશે. તે મને કદી પણ ભૂલી શકશે નહીં. દર મહિને મનિઑર્ડરોથી પાંચ પાંચ રૂપિયા મોકલે છે. લગભગ ત્રણ મહિનાથી કોણજાણે કેમ પૈસા આવવાના બંધ થઈ ગયા છે. ખેર ! જવા દે, પછી મોકલશે.'' છેલ્લું વાક્ય સાંભળીને હું ચોંકી ઊઠયો.

''દાદીમા, તમે ઊભાં રહીને જ વાતો કર્યા કરો છો. ચાલો અંદર જઈએ. તમારા પુત્ર યશવંતે જ મને મોકલ્યો છે. એ જાણવા માટે કે તમે કેમ છો ?''

''સાચે જ ? બેટા ! તમે ખૂબ જ પુણ્યશાળી છો, આવો.'' કહીને તે મને ચોતરા પર લઈ ગઈ, વાળીને સાફ કર્યું અને પછી કહ્યું : ''એક પાટલો પણ હાથમાં નથી આવતો.'' ત્યાં સુધીમાં તો હું નીચે જમીન પર બેસી ગયો હતો.

''મારો દીકરો સાજોસારો છે ને ? મરતાં પહેલાં એક વખત તેને જોઈ લેવાની ખૂબ જ ઈચ્છા છે. તે આવશે ને ! તે કયા વિસ્તારમાં રહે છે, હું ક્યા વિસ્તારમાં રહું છું, કશું જ જાણતી નથી. એની યાદ આવતાં જ હૃદય ભરાઈ આવે છે. આ વૃદ્ધાને તે હજુ સુધી યાદ કરે છે એટલું જ મારા માટે પૂરતું છે, સ્વર્ગ છે. સ્વર્ગ શું છે, તે જાણે છે ? અરે રે ! આ નઘરોળ જીભ પણ પરિચય પૂછયા વગર ''તું તું'' કહી રહી છે.''

''તમે તું જ કહો. તમે મોટાં છો, મારાં દાદી જેવડાં છો. તમારા ''તું'' થી મને ખૂબ જ સારું લાગે છે.

''અત્યારે ક્યાંથી આવો છો ? તારું ગામ કયું છે ? યશવંત તને શું થાય ?''

''તે તો મારા મોટા ભાઈ જેવા છે. આમ કશું સગપણ નથી. માત્ર સ્નેહસંબંધ છે.''

''થોડો વખત બેસીશ ને ?''

''એટલા માટે તો આવ્યો છું - તમને જોવા-જાણવા માટે.''

પાર્વતમ્મા મને ત્યાં જ છોડીને અંદર ચાલી ગઈ. મેં બહાર આવીને સુબ્બને કહ્યું : ''તું જા. હું મોડેથી આવીશ. મારા મોડા આવવાની સૂચના ઘરે આપી દેજે.'' તે ચાલ્યો ગયો. અંદર આવીને હું જ્યાં પહેલાં બેઠો હતો તે જગ્યાએ ફરી બેસી ગયો.

ઘરની અંદરથી ખટ ખટ અવાજ આવ્યો. એમ લાગ્યું કે તે કંઈ બનાવી રહી છે. ત્યાં બેઠાં બેઠાં જ મેં મોટા અવાજે કહ્યું : ''દાદી, મારા માટે કંઇ પણ બનાવશો નહીં.'' એ બિચારીના ઘરમાં શું છે ? ન ભાઈ ન બહેન. જો થોડીઘણી મદદ મળતી પણ હોય તો તે પડોશીઓ તરફથી ! યશવંતજી દર મહિને પચીસ રૂપિયા મોકલતા

હતા, પરંતુ એના હાથમાં માત્ર પાંચ રૂપિયા આવતા હતા. આ જ પાંચ રૂપિયામાં એને ગુજરાન ચલાવવું પડયું. છેલ્લા ત્રણ મહિનાથી તે પણ મળ્યા ન હતા. આ બધું જાણીને હું ખૂબ જ દુ:ખી થયો. દુ:ખની સાથે ડર પણ લાગવા માંડયો. આ વૃદ્ધા સામે યશવંત હજુ જીવે છે એ નાટક કરવું યોગ્ય છે ? મનમાં આ પ્રશ્ન જાગે છે. હું કહ્યા વગર રહી પણ શકતો નથી. એણે કહ્યું હતું ને "તે જ સ્વર્ગ છે." જે છોકરાને પાળીપોષીને તેણે મોટો કર્યો હતો તેના અસ્તિત્વની સ્મૃતિ જ તેના માટે અમૃત બની ગઈ છે. આ જાણતો હોવા છતાં શું મારે એમ કહેવું જોઈએ કે એની પ્રિય વ્યક્તિ ત્રણ મહિના પહેલાં હમેશ માટે વિદાય લઈ ચૂકી છે.

થોડી વારમાં જ પાર્વતમ્મા મારા માટે નાસ્તો તૈયાર કરી લાવી. મને તે જોઈને ગભરાટ થવા લાગ્યો. એક થાળીમાં અગ્નિ પર શેકેલા ચાર પાપડ અને કાંસાની લોટીમાં પીણું લાવીને મારી સામે રાખતાં બોલી :"દૂરથી થાકીને આવ્યા છો. લીલા મગ વાટીને પીણું બનાવ્યું છે. લો, શરમાશો નહીં, લીલા મગ શરીરને ઠંડકઆપે છે."

"પાપડ શેકેલો છે ને ?" મે પૂછયુ.

"પાપડ તો નામમાત્ર છે. નથી અડદના કે નથી ફણસના ! કેસવે નામના એક કંદમાંથી બનાવેલા છે. ઉંમર મોટી થઈ તો શું થયું ? જીભનો સ્વાદ તો નથી ગયો ને ! મીઠુંમરચું હજુ પણ ભાવે છે. ઘણી વાર મારી મૂકાંબા મારા માટે પાપડ મોકલ્યા કરે છે. આ પાપડ એના બનાવેલા છે કે મારા તેની કંઈ ખબર નથી."

હું પાપડ ખાવા લાગ્યો. આજ સુધી મેં કેસવેના પાપડ ખાધા ન હતા. કડક હતા, પરંતુ મીઠા-મરચાના કારણે સ્વાદિષ્ટ લાગતા હતા. મગનું શરબત પીતાં પીતાં મેં કહ્યું. : "દાદીમા હું જયારે નાનો હતો ત્યારે મગને વાટીને ગોળ સાથે ખાધા કરતો હતો. એનાથી પેટ પણ સારું રહેતું હતું અને શરીરને ઠંડક પણ મળતી હતી. તમે હમણાં મૂકાંબાનું નામ લીધું ને ? એ કોણ છે ?"

"મારા જેવી તે પણ એક વૃદ્ધા છે, મારી જેઠાણી થાય, અમારા બન્નેનાં શરીર જુદાં જુદાં છે, પરંતુ જીવ એક જ છે. તમે શંકર હેગ્ગડેના ઘરેથી આવી રહ્યા છો ને ? એમ લાગે છે કે એની બહેનને નથી મળ્યા. એ જ મૂકાંબા છે." કહેતાં કહેતાં એની આંખમાંથી આંસુ વહેવાં લાગ્યાં. "જો બેટા, પ્રત્યેક ઋણાનુબંધ આ પ્રકારનો જ હોય છે. યશવંત અને મારી વચ્ચે પુત્ર અને માતા જેવો સંબંધ છે. મૂકાંબા અને મારી વચ્ચે નાની-મોટી બહેનો જેવો સ્નેહ છે. યશવંતને જોયાને પંદર વર્ષ થયાં કે વીસ તે બરાબર યાદ નથી આવતું. હું ભૂલી ગઈ કે તે ભૂલી ગયો ? મૂકાંબા આટલી નજદીક રહે છે તો પણ અમારા બન્ને વચ્ચે નદી છે, જે પાર કરી શકાતી નથી."

"નદી ?"

"નદી નહીં, સમુદ્ર. જુઓ બેટા, મારા પુત્રના પિતા અને મૂકાંબાના પિતા

વચ્ચે ઝઘડો થયો હતો. સોગંદ અને પ્રતિજ્ઞા સુધી મામલો પહોંચ્યો હતો. હવે એમનાં સંતાનોને, દેખાવ પૂરતું પણ એનું પાલન કરવું જ પડે ને ? તેમણે એને સોગંદ આપ્યા હતા કે જ્યાં હું રહું છું ત્યાં તે ન આવી શકે.''

''હા માજી, મેં બધી વાત સાંભળી છે. એમણે જ મને બધું કહ્યું છે. તમે કરેલો યશવંતનો ઉછેર, ઘરેથી દૂધ ચોરીને તમને આપવું. પિતાને એની જાણ થવી — આ બધી વાતોની ખબર પડી છે. સામેથી વાંસની ઝાડીઓ બતાવીને તે રડી પણ ખરી. જેમને ગુમાવ્યા છે તેમના વિશે તો મા શું કરી શકાય ?''

''તો તને પણ બધી વાતની ખબર છે ! ત્યાર પછી પણ વર્ષમાં ઓછામાં ઓછું એકાદબે વખત ગણપતિના મંદિરમાં પૂજા માટે જતી વખતે મારો અને મૂકાંબાનો મેળાપ થઈ જ જાય છે. ત્યારે અમે એકબીજાનાં દુઃખો રડી લઈએ છીએ, સુખ દુઃખની વાતો કરી લઈએ છીએ. મારી જેમ જ એણે પણ દુઃખ વેઠયાં છે. શું હવે હું પહેલાંની માફક મહેનત કરી શકું તેમ છું ? જ્યાં સુધી કરી શકતી હતી ત્યાં સુધી આ જ ઉપરવાળા ઘરમાં કર્યું. હવે મારાથી કશું જ થઈ શકતું નથી. મારા પ્રત્યે મમતા હોવાના કારણે મૂકાંબા ઘરમાં કાંઈ મિષ્ટાન્ન બને તો શંભુના હાથે થોડુંક મારા માટે પણ મોકલાવી આપે છે. શંભુ પણ તેના પિતાજીથી છુપાવીને મને તે આપી જાય છે. જો પિતાજીને વાત કરે તો તો એનું માથું જ ન વાઢી નાખે ! શા માટે નકામી પંચાત કરવી ? બોલાચાલીનો પ્રસંગ ઊભો કરવો ? આમ વિચારીને ઘરમાં કહ્યા વગર અહીં આવી જાય છે. યશવંત તરફથી જે મનિઑર્ડર આવે છે તેના પર અંગૂઠાનાં નિશાન એ જ લઇ જાય છે. ત્રણ મહિનાથી મનિઑર્ડર પણ નથી આવ્યો. કોણ જાણે શું કારણ હશે ?''

''દાદી, તમને મહિને જે પાંચ રૂપિયા મળતા હતા, તેમાંથી ખર્ચ નીકળતો હતો કે ?''

''મારો દીકરો જે પાંચ રૂપિયા મોકલે છે તે મારા માટે પાંચસો જેટલા છે.''

''એક મહિનામાં ખાવા-પીવા અને કપડાંલત્તા માટે પાંચ રૂપિયા પૂરા થાય કે ?''

''દિવસમાં એક જ વખત જમું છું. એક ખખડધજ બુઢ્ઢીને કેટલું જોઈએ ? વરસમાં બે સાડી. તે પણ હવે તો ફાટી ગઈ છે અને હવે ભીની સાડીથી કામ ચલાવું છું. આ વખત જ્યારે પૈસા આવશે ત્યારે હેગ્ગડે અથવા શંભુના હાથે એક સાડી મંગાવી લઈશ.''

''દાદીમા, યશવંત તમને ખૂબ જ ચાહતો હતો ને ?''

''હા બેટા ! એ તો મારા જીગરનો ટુકડો હતો.''

''તમે જ એને ઉછેર્યો હતો ને ?''

"હું શું ઉછેરવાની હતી ? પરમાત્માએ મારા હાથે એ કામ કરાવ્યું. મારા સૌભાગ્યનો ચાંદલો ભૂંસાઈ ગયો ત્યારે કોઈ મારું આશ્રયદાતા ન રહ્યું. હું નિરાધાર બની. મોટો ભાઈ, મા બધાં એક પછી એક મેલેરિયામાં ચાલી નીકળ્યાં. આ પાપી પેટ ભરવા માટે યશવંત હેગ્ગડેને ત્યાં ગઈ, અને ત્યાં જ રહેવા લાગી. ભગવંત હેગ્ગડે એ જ યશવંતના પિતાજી થાય ! તે બહુ સારા માણસ હતા, પરંતુ ખૂબ જ ઉગ્ર સ્વભાવના હતા. એ તો એનો જન્મજાત સ્વભાવ હતો ! આ યશવંતની મા સાવિત્રી હમેશાં બીમાર રહેતી હતી અને આખરે ત્રણચાર બાળકો મૂકીને ચાલી નીકળી. યશવંત એનું ચોથું સંતાન હતું. જયારે તે જન્મ્યો ત્યારે માની છાતીમાં દૂધ ન હોવાના કારણે એ નબળો અને એકવડીઓ રહી ગયો હતો. માત્ર હાડકાનું માળખું દેખાતું હતું. રાત-દિવસ બસ રડવું એ જ એનું કામ. હું જ એની દેખરેખ રાખવા માટે જીવતી રહી હતી. મને ખાતરી નહોતી કે તે બે વરસ જીવશે. બેનકય્યાએ જ એને બચાવી લીધો. તે જીવતો રહ્યો. મા તો પુત્રને પોતાના પ્રેમથી વંચિત રાખીને સદાને માટે ચાલી ગઈ. મેં તેને માનો પ્રેમ આપ્યો, પરંતુ ત્યાં તો યશવંતના પિતાએ બીજાં લગ્ન કર્યાં. બીજી પત્નીથી કંઈ સંતાન ન થયું. જો થયું હોત તો યશવંતની તકલીફનો પાર જ ન રહેત.

"જો હું એમ કહું કે યશવંતને મેં ઉછેરીને મોટો કર્યો છે તો એ નાના મોંએ મોટી વાત કહેવાય. પરમાત્માએ એને ઉછેરીને મોટો કર્યો છે. એટલામાં શંકર હેગ્ગડેના પિતા અને એમના નાના ભાઈ ભગવંતરાય વચ્ચે ઝઘડો થયો. સોગંદ સુધી વાત પહોંચી. મિલકતના ભાગલા પડ્યા, તો પણ દુશ્મનાવટનો અંત આવ્યો નહીં. મૂકાંબા જયારે ચોરી કરીને દૂધ આપતી હતી તે પણ એ સમયની વાત છે. ખેર ! જવા દે એ વાત !

"આગળ જતાં મારો પુત્ર મોટો થયો. ભગવંતરાયની ઈચ્છા હતી કે એનો પુત્ર ભણે, કાંઈ મોટું કામ કરે. તેથી ઘરમાં શિક્ષક રાખીને તેમણે એને ભણાવ્યો અને છેલ્લે કુમટા મોકલીને અંગ્રેજીનું શિક્ષણ પણ અપાવ્યું. દીકરાનાં લગ્ન પણ ધામધૂમથી કર્યાં. પરી જેવી પત્ની ઘેર આવી. એના ગૃહપ્રવેશનું મુહૂર્ત કદાચ યોગ્ય નહીં હોય તેથી ભગવંતરાયનું અવસાન થયું. અમારી આંખો સામે એકદમ અંધાર છવાઈ ગયો. યશવંત અને એની પત્ની...."

"એનું નામ શું ?"

"કોણ જાણે શું હતું ? મને યાદ નથી આવતું. કદાચ કમલા હશે ! હા. બરાબર, કમલા જ હતું. બેટા, દેખાવમાં તો તે ખૂબ સુંદર હતી, પરંતુ મારા પુત્ર માટે તે યોગ્ય ન હતી. ઈર્ષ્યાવૃત્તિ કેટલી ખરાબ હોય છે ? કેટલાકમાં એ જન્મથી જ હોય છે. ઈર્ષ્યાને તો ફેલાવું જ હતું. એ કુટુંબમાં એક કંગાળ સ્ત્રી પણ હતી. કોણ હતી એ ? જાણો છો ? આ જ પારોતી જે એને ઘેર પેટ ભરવા માટે આવી હતી. હું જ કમલા માટે ઈર્ષ્યાનું કારણ બની. બન્ને વચ્ચે બિલકુલ અણબનાવ રહ્યો. જો

હું કહું કે "હું ચાલી જાઉં છું." તો યશવંત કહેતો "તો હું મરી જઈશ." ઘરમાં આ એક આફત ઊભી થઈ હતી તો ઘરની બહાર શંકરના પિતાનો સર્પડંખ ! સમુદ્રમંથનમાં સૌથી પ્રથમ ઝેર નીકળ્યું હતું ને ? જેમતેમ યશવંત મોટો થયો. પછી લગ્ન કર્યાં. લગ્ન પછી તેના પિતાનુ અવસાન થયું.

"તને એના ગુણોનો ખ્યાલ નહીં હોય. નાનો હતો ત્યારે પણ ખૂબ જ ગુણવાન હતો. એને માલપૂડો આપો, લાડુ આપો કે બીજું કંઇ પણ આપો— તેને એનાથી સંતોષ થતો. અને આ સમયે કોઈ તેની સામે આવીને કહેવા લાગે કે "મારા બેટા, મારા કંચન, મારા માણેક, મારા મોતી, મને પણ એક ટુકડો આપ" તો તે તરત જ આપી દેતો. એના બધા મિત્રો અને ગામના બધા લોકો તેનો આ સ્વભાવ જાણતા હતા. અને આથી તેને ફોસલાવીને, તેની પ્રશંસા કરીને, તેની ખુશામત કરીને, પોતાની મુશ્કેલીઓની વાતો કરીને લોકો એની પાસેથી કંઈ ને કંઈ પડાવી જ જતા હતા. અને તે આપતો જતો હતો. જયાં સુધી તેનું ઘર ડૂબ્યું નહીં ત્યાં સુધી તે આપતો જ રહ્યો. હવે તેના ઘરમાં જે સ્ત્રી આવી હતી તે પણ એવી જ હતી. ઘરમાં બાકી રહ્યું તે બધું તેણે પિયર રવાના કરી દીધું.

"આ ગામમાં એના પર દેવું પણ ખૂબ જ થઈ ગયું હતું. આવક પ્રમાણમાં સારી હતી. પરંતુ દેવું ચૂકવવામાં બધું જ ખલાસ થઈ ગયું. આ સંજોગોમાં જ કાંઈ કરજ બાકી રહી ગયું તેની વસૂલાત માટે લેણદારો એની છાતી પર આવી બેઠા. આખરે બધું જ ગિરવે મૂકીને તેને આ ગામ છોડી દેવું પડ્યું. મેં ઘરના આ નીચેના ભાગને ન વેચવાની સલાહ આપી. તેથી તેણે વેચ્યું નહીં. બાકીનું બધું પડોશી રામ હેગ્ગડેએ ખરીદી લીધું. ખરીદી લીધું કે કરજ પેટે પચાવી પાડયું તે બરાબર યાદ નથી આવતું. પરંતુ મારા દીકરાએ ઘર આપતી વખતે આ શરત મૂકી હતી કે જયાં સુધી પાર્વતી જીવશે ત્યાં સુધી ઘરનો નીચલો ભાગ એના હસ્તક જ રહેશે. મને છોડીને જવાની એની બિલકુલ ઈચ્છા ન હતી. હું ચાલી જાત તો એનાં મનમાં કોણ જાણે શું થાત ?

"લાખ વાતની એક વાત - એની સાથે રહેવાનું મારા નસીબમાં જ નહોતું લખ્યું. તે કુમટા ચાલ્યો ગયો. અહીં તો તેણે બધું જ ગુમાવી દીધું હતું. પરંતુ ત્યાં તે થોડું કમાવા લાગ્યો. ગમે તેમ ઘર વસાવ્યું અને જીવતો રહ્યો. વર્ષે બે વર્ષે અહીં આવીને મને ખાધાખોરાકી તેમ જ કપડાં આપી જતો અને રડીને કહેતો, 'મા, તમે જ મારા માટે દેવ છો, સંસાર છો, મારી પત્નીનો સ્વભાવ તો તમે જાણો જ છો ને ? તે મારી પૂર્વજન્મની દુશ્મન છે અને એ સમયનું કોઈ વેર વાળવા માટે એ અહીં જન્મીને મારી પત્ની બની છે.'

"જોકે એનાથી ચાર સંતાનો થયાં હતાં. મને લાગ્યું હતું કે હવે તેને સુખ મળશે. પરંતુ એ સદ્‌ભાગ્ય પણ એને સાંપડયું નહીં. મા અને સંતાનો બધાં એક-સરખાં

નીકળ્યાં. અહીં પચ્ચીસ વર્ષ રહ્યો અને ત્યાં પણ પચ્ચીસ વર્ષ જ રહ્યો. પછી ઓચિંતો તે એક દિવસ ઘર છોડીને પાંડવોની માફક વનવાસ માટે નીકળી પડયો. જતાં પહેલાં એક વખત તે અહીં પણ આવ્યો હતો. પોતાની બધી કથની કહી સંભળાવી. કઇ વાત તે જાણો છો ? તે પહેલાની જૂની જ વાત, નવી કોઇ નહીં : 'હવે મને ઘરસંસાર કે કશું નથી જોઈતું. સુખ બહુ જ ભોગવી લીધું. બીજે ક્યાંક જઇને ચિંતામુક્ત બનીને જીવીશ' કહીને જ્યારે તે ચુપ રહ્યો ત્યારે મેં તેને કહ્યું, 'બેટા, તું મારી સાથે તો રહી શકે ને ?'

"મા, હું પોતે તમને લઈ જાત, તમારી સંભાળ રાખત, મારે એમ પણ કરવું હતું; પરંતુ શું તમે મને તમારી સાથે રાખશો ? ના, ના, હું દૂર અને અલગ જ રહીશ. હું રહું કે ન રહું પરંતુ હું મનુષ્ય નામને લાયક બન્યો હોઉં તો તમારે લીધે જ.' એટલું કહીને તે ચાલ્યો જ ગયો. બેટા, પછી તો કોઈ દિવસ પાછો આવ્યો નથી. આજ સુધી ક્યારે ય તે પુણ્યાત્મા દેખાયો નથી."

જાણે કે ઊભરાતા દુ:ખને અટકાવી તે થોડી વાર ચુપ રહી અને પછી કહેવા લાગી : "બેટા, તે ગમે ત્યાં રહે તો પણ શું મને ભૂલી શકે છે ? શું હુ તેને ભૂલી શકું છું ? અમે શરીરથી ભલે અલગ હોઈએ, પરંતુ એકબીજાની યાદ અમારા દિલમાં સદા માટે રહેશે. કોઇ દિવસ એવો નથી જતો જયારે એની છબિ મારી આંખો સામે ન આવતી હોય."

થોડી વાર પછી તેણે યશવંતના છોકરાંઓની રમતોનું વર્ણન કર્યું. અનેક જાતજાતની વાતો કરી. તે આ બધું કહી રહી હતી. પરંતુ એક વિચાર મને ખૂબ જ બેચેન બનાવી રહ્યો હતો કે એને કેવી રીતે જણાવવું કે તેનો દીકરો ત્રણ મહિના પહેલાં જ હમેશને માટે આ દુનિયામાંથી વિદાય લઇ ચૂક્યો છે. મેં વાતનો ક્રમ જાળવી રાખતાં કહ્યું : "તમે ઉછેરેલા પુત્ર સાથેનો મારો પરિચય ચારપાંચ વર્ષ જેટલો જ છે. દર વર્ષે બે વખત હું મુંબઇ જતો હતો અને તેમને અચૂક મળતો હતો.

"છેલ્લી વખતે તેમણે મારી સમક્ષ એક ઈચ્છા વ્યક્ત કરી હતી. તેમણે મને થોડા પૈસા આપ્યા છે અને કહ્યું છે કે દર મહિને તમને પચીસ રૂપિયા મોકલાવવા."

"એની પાસે પૈસા વધી ગયા છે કે ?"

"નહીં મા. જે પૈસા તમને આપવા માટે મોકલ્યા છે તે તમને જ મળવા જોઈએ ને ?"

"મેં તેના વિશે જે કહ્યું છે તે લખો. અને કહો કે મેં આમ લખવાનું કહ્યું છે."

"તે હવે આ દુનિયામાં નથી, મા."

"એટલે ?"

"શું બધા જ સો વર્ષ જીવે છે ?"

"મારો દીકરો !"

"તેના મૃત્યુને ત્રણ મહિન. થઈ ગયા છે."

અમારી વાતચીત ત્યાં અટકી ગઇ. હું પણ કશું જ બોલી શક્યો નહીં. તે પણ કશું ન બોલી. ક્ષણભર માટે અમારા બંનેના કંઠ રૂંધાઈ ગયા.તે શું શું નહીં કહે અને મારે શું શું સાંભળવું નહીં પડે, એનું દુઃખ મને થયા કરતું હતું. મિત્રની યાદ આવવાથી મારી આંખમાંથી અશ્રુધારા વહી રહી હતી. તેમણે જોયું, મારી સામે ખાસ ધ્યાન આપીને જોયું. તે મને કંઇક કહેવા માગતી હતી. પછી થોડા સમય બાદ તે બોલી : "બેટા, તારી ઉંમર કેટલી છે, કહે જોઉં."

"પચાસ વર્ષ."

"તો હું ઉંમરમાં તારા કરતાં પણ ત્રીસ વર્ષ મોટી છું. તેં જ કહ્યું ને કે હું મોટી છું. હા, ઉંમરમાં તો હું જ તારાથી મોટી છું ને ?"

"ઉંમરમાં, અનુભવમાં, બધી બાબતમાં,માજી."

"તો સાંભળો. આ જીવન પાણીનો પરપોટો છે. શું તે સ્થિર રહી શકે ? તું રડે છે શા માટે ? તારો મિત્ર આ દુનિયામાં નથી રહ્યો માટે ? કોણ નથી મરતું ? પાંડવ મર્યા, કૌરવ મર્યા, કહો કોણ બાકી રહ્યું છે ? આ શરીર તો એક ગંદું ફાટેલું પહેરણ છે. શું પહેરણ ફાટી નથી જતું ? ફાટેલું કપડું પહેરીને શું આત્મા જીવતો રહે ? યશવંતનું પહેરણ ફાટી ગયું. કાલે મારી આ ચામડી અને આ હાડકાનું પિંજર પણ નાશ પામશે. પછી કાલે તારી પણ એ જ દશા થશે."

"સાચી વાત છે."

"સાચી,જો માનો તો માનવી જ જોઈએ. જે એને અસત્ય માને છે તે માણસ નથી. યશવંત મર્યો નથી અને મરશે પણ નહીં. તે અત્યારે પણ મારી આંખો સામે છે, નાશ પામ્યાં છે માત્ર એનાં કપડાં. ઈશ્વરે મારા દીકરાને પોતાની પાસે બોલાવી લીધો છે. તેને એની આવશ્યકતા હતી. હું વૃદ્ધા જો કહું કે, "હું પણ આવું છું," તો તે જ ભગવાન મને કહેશે, "થોભી જાઓ. રાહ જુઓ, જયારે બોલાવું ત્યારે આવજો." જો એ બોલાવે તો ઠીક છે. જો ન બોલાવે તો આપણે આ વ્યથાઓ સહન કરવાની હોય જ છે. તે બોલાવી લે એથી રડવું જોઈએ નહીં."

"હા, માજી ! આવી દૃષ્ટિ બધા પાસે હોય ત્યારેને ? તે ખૂબ જ મુશ્કેલ છે, મા !"

"એવી દૃષ્ટિ હોવી જોઈએ. તો મારો પુત્ર અવસાન પામ્યો છે ?"

"હા, ત્રણ મહિના પહેલાં મુંબઈમાં એનું મૃત્યુ થયું છે. હું એ વખતે ત્યાં ગયો હતો. તાર આવ્યો હતો. મારા મિત્ર હતા એટલે ગયો.પરંતુ એમને જીવતાં ન મળી

શક્યો. માત્ર શબ જોવા મળ્યું."

"એ માટે તો ભાગ્ય જોઈએ."

"હા,માજી હા, બધી વસ્તુઓ માટે ભાગ્ય જોઈએ. હું તો તમને આપવા માટે બહુ જ થોડી રકમ લાવ્યો છું. એમણે આપેલી રકમ આપવી જ જોઈએ ને ? એનું ઋણ મારે ચૂકવવું જોઈએ."

"હું પૈસા લઈને શું કરીશ બેટા ? પાંચદશ આપી દે તો લઈશ."

"અને હું રાખીને પણ શું કરું ? હું પણ કમાઉં છું. તો પછી એમની રકમ મારી પાસે ન રહેવી જોઈએ. મા, હું નથી એમના કુળનો કે નથી એમના ગોત્રનો ! મરતી વખતે થોડા હજાર રૂપિયાની મૂડીની મને સોંપણી કરતાં તેમણે મને એક પત્રમાં લખ્યું છે કે આ પૈસા એ જ કામોમાં ખર્ચવા જેને હું યોગ્ય માનું. તે કામોનો નિર્દેશ કરી ગયા હોત તો મને કોઈ પણ પ્રકારની ચિંતા ન રહેત. હવે હું દ્વિધામાં પડી ગયો છું કે શું કરું ?"

"સાચું કહો છો ?"

"માજી, તમારી પાસે શું આટલે દૂરથી જૂઠું બોલવા આવ્યો છું ?"

"મને એક વિચાર આવે છે."

"કહો, શું છે ?"

"એણે મને જો પચીસ રૂપિયા આપવાના કહ્યા હોય તો મારા માટે તો પાંચ પણ પૂરતા છે. એટલે કે દર મહિને વીસ રૂપિયાની બચત થાય છે ને ?"

"હા, બરાબર."

"તો તેનાથી એ દીકરાના નામે એક કામ કરાવી શકાય."

"કહો, માજી શું ?"

"અમારા ગણેશ ભગવાનનું ધ્યાન રાખનાર કોઈ નથી. આ વિસ્તારમાં એ એક જ મંદિર છે. પહેલાં તો અહીં સેંકડો બ્રાહ્મણોનાં ઘર હતાં, હવે તો દશ પણ નથી રહ્યાં.બધા અહીંથી ક્યાંક ચાલ્યા ગયા. કેમ ? જાણો છો ? તેમણે ગણેશની ભાળ રાખવાનું છોડી દીધું હતું. પરમાત્માએ પોતાનું અભયદાન આપ્યું નહીં. નહીં તો શું ગણેશનું મંદિર આવી હાલતમાં હોત ? તેની ચારે બાજુ ઊગી નીકળેલાં ઝાડ-ઝાંખરાં પણ સાફ કર્યાં નથી. મંદિરનું છાપરું અને તેની દીવાલો પડી જાય તો પણ ગામવાળાને તેની જરાયે પડી નથી. હવે એમને ગણપતિ ગમતા નથી. આપણે માત્ર નામના બ્રાહ્મણ છીએ. શું આપણામાં બ્રાહ્મણત્વ બાકી રહ્યું છે ? ભગવાન વગરનું બ્રાહ્મણત્વ રહ્યું તો પે શું અને ન રહ્યું તો પણ શું ?"

"માજી, જો તમે નારાજ ન થાઓ તો એક વાત પૂછું : શું ઈશ્વર છે ? મારામાં

તો હમેશાં એ શંકા જાગે છે.''

''તમે પણ મારા યશવંતની જાતના છો.''

''એટલે ?''

''યશવંતે પણ મને ઘણી વખત આ જ કહ્યું છે. તેથી તો તેને આટલું દુઃખ વેઠવું પડયું. પરમાત્મા પરથી તેનો વિશ્વાસ જ ઊઠી ગયો હતો. ઊઠી ગયો હતો એટલે બિલકુલ રહ્યો જ ન હતો.''

''તમે શું કહો છો ? બરાબર સમજાતું નથી.''

''એમ છે બેટા કે જેમને શ્રદ્ધા છે કે ઇશ્વર છે તો તેમના માટે ઈશ્વરનું અસ્તિત્વ છે. પરંતુ એના પર વિશ્વાસ મૂકવાનો અર્થ એ નથી કે તેને વિનંતી કર્યા કરવી જોઈએ કે, 'મને આ આપો, મને તે આપો. જો આપશો તો તમે બહુ સારા અને નહીં આપો તો ખરાબ.' પરમાત્મા પર વિશ્વાસ મૂકનારા આમ કહેતા નથી. ગણેશના મંદિરમાં જ ઈશ્વર છે અને બીજે ક્યાંય નથી એમ કહેવું એ પણ બરાબર નથી. વિદ્વાનોનું કહેવું છે કે ભગવાન સર્વત્ર છે. આ દૃષ્ટિથી જોતાં સંસારની પ્રત્યેક વસ્તુ પરમાત્મા છે. જીવમાત્રમાં ઈશ્વર છે. આ જીવ, પેલો જીવ, આ પ્રાણી તે પ્રાણી – એવો ભેદભાવ ન રાખવો જોઈએ. આપણામાં અને બીજા જીવોમાં પણ ઈશ્વર છે એમ વિશ્વાસ રાખીને આગળ વધીએ. આગળ તો તેમાં પરમાત્માના અસ્તિત્વની સાર્થકતા છે. માત્ર મોએથી 'પરમાત્મા છે' એમ કહેવાનો કશો અર્થ નથી.''

''સાચી વાત છે. હવે જે પૈસા મારી સાથે લાવ્યો છું તે તમને સોંપીને શંકર હેગ્ગડેને ત્યાં જવાની રજા માગું છું. એમને કહ્યું હતું કે જમવાના સમય પહેલાં પાછો આવી જઇશ. ઠીક તો રજા આપો.''

''એક કોળિયો ભાત ખાતા જાઓ. ઘેર આવેલા મહેમાનને જમાડવા એ મારી ફરજ છે અને જમવું એ તમારી.''

''નહીં માજી,'' કહીને હું પૈસા ગણવા લાગ્યો.

''હું તારા પૈસાને અડીશ પણ નહીં.''

''મારા નહીં....તમારા પુત્રના છે. જો તમે નહીં લો તો કહો, તમારા પુત્રના સંતોષ માટે બીજું શું કરું ?''

''તું જીદ કરે છે.''

''તમારી જીદની માફક જ.''

''પહેલાં જમી લે, ત્યાર પછી વાત કરીશ.''

''વૃદ્ધાના હાથે બનાવેલ પ્રીતિભોજન કરવામાં બે કલાકનો સમય નીકળી ગયો. તેમને તો સંતોષ થયો, પરંતુ તેમણે પણ જમી લીધું છે કે નહીં તે જાણ્યા વિના મેં

તેમને કહી દીધું : “હવે તમે તમારી વાત કહેશો ?”

“હું, તું અને બધા થોડા સમય માટે રહીને ચાલી જનાર છીએ. પરંતુ મનુષ્ય-જન્મ તેવો નથી. તમારા પિતાજી હતા, તેમના પણ પિતાજી હતા. આવી રીતે મનુષ્ય-પરંપરા આગળ ચાલતી રહે છે. તમારાં સંતાનો પણ આગળ વધશે. હું નહીં રહું, તમે પણ નહીં રહો. આમ છતાં જેના પર આપણે વિશ્વાસ મૂકીએ છીએ તે જીવંત રહે છે. તો જુઓ, બેનકય્યા અમારો ભગવાન છે અને અમને એમનામાં વિશ્વાસ છે. યશવંતના પિતા અને દાદાને પણ એના પર વિશ્વાસ હતો. એમનું ઘર તો બરબાદ થઈ ગયું છે તો પણ કુળ તો બચી ગયું છે ને ? એમના કુળદેવ પણ એ જ છે. હું માનું છું કે આપણે તેને ભૂલવા જોઈએ નહીં.”

એમની ગોળગોળ વાતોમાં મને તેમની એક સુષુપ્ત આકાંક્ષાના દર્શન થયાં એટલે મેં વધુ પિષ્ટપેષણ કર્યું નહીં. તુરત જ મેં નિર્ણય લઈ લીધો કે મારા મિત્રની સ્મૃતિને જીવંત રાખવા અને તેમની ધાત્રી માતાની આકાંક્ષા પૂરી કરવાથી વધુ મહત્ત્વનું બીજું કોઈ કામ નથી. મેં કહ્યું, “માજી, હવે તમે કશું પણ આગળ ન બોલતા. હું તમારી ઈચ્છા સમજી ગયો છું. તમારા યશવંતના પૈસા તમારા નથી એમ બિલકુલ માનશો જ નહીં. પચ્ચીસ રૂપિયાની તો વાત જ કયાં છે ? હવે કોઈ પ્રશ્ન જ નથી રહ્યો. જો તમારા પાલિત પુત્રના નામે ગણેશના મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવે તો તે યોગ્ય થશે ને ?”

મારી આ વાત સાંભળીને તે ચુપ થઈ ગઈ. મને લાગ્યું કે મારી વાત પર હજુ તેને વિશ્વાસ બેસતો નથી. મેં તેને ખાતરી આપતાં કહ્યું, “જ્યાં સુધી એ કામની પૂરી વ્યવસ્થા નહીં કરું, ત્યાં સુધી આ ગામ છોડીને જઈશ નહીં. દરરોજ તમને મળતો રહીશ. તમે જરા પણ ચિતા નહી કરો. તમારા પુત્રના પુણ્યપ્રતાપે ગણેશનું મંદિર પહેલાં જેવું જ બની જશે. અચ્છા, તો હવે જઈને જમી લો.”

“આજે ભોજન કેવી રેતી કરું ? તેના બદલે મારા પુત્રના નામે પ્રભુના જાપ જપીશ,” આટલું કહીને તેમણે મારી પાસેથી વિદાય લીધી. મેં શંકર હેગ્ગડેના ઘરનો રસ્તો પકડયો. મારા મનમાં બે જીર્ણ મંદિરો ઊભાં થયાં – એક પથ્થર અને માટીમાંથી બનેલું ગણેશનું મંદિર અને બીજું હાડમાંસનું બનેલું મંદિર જેની અધિષ્ઠાત્રી દેવી છે પાર્વતમ્મા. હું આ સંતોષની લાગણીથી છલકાતો ચાલી રહ્યો હતો, ત્યારે મને અચાનક મારા મિત્રે દોરેલા એક ચિત્રની યાદ આવી ગઈ. જ્યારે પહેલી વખતે તે મારી નજરે પડયું હતું ત્યારે કોઈ ખાસ પ્રતિભાવ મારા મનમાં જન્મ્યો ન હતો. મેં એવું અનુમાન કર્યું હતું કે આ ચિત્રમાં એમણે ખંડાલાના એકાદ દૃષ્યને રેખાંકિત કર્યું છે. આ ચિત્રના વિષય-વસ્તુમાં પણ કશી વિશેષતા ન હતી. એક તદ્દન સામાન્ય દૂબળી ગાય એક ગોચરમાં ઊભી છે. એની પાસે એક વાછરડું છે, જેનો તે ગાય સાથે કોઈ સંબંધ હોય

તેમ જણાતું ન હતું. તે પેલી ગાયનું વાછરડું ન હતું, પરંતુ ભેંસનું હતું. અને છતાં તે ગાયના આંચળ ચૂસી રહ્યું હતું. ગાય તેના શરીરને પંપાળી રહી હતી. મેં વિચાર્યું કે વાછરડાનો રંગ કાળો છે આથી તે ગાયનું નહીં, પરંતુ ભેંસનું બચ્ચું છે. જે પાર્વતમ્માને જોઈ હતી તે યાદ આવતાં મને બીજી જ કલ્પના આવી ગઈ. વાસ્તવમાં તો તે ચિત્ર યશવંતજીનું આત્મકથન હતું. પાર્વતમ્મા જ છે તે ગાય છે અને ભેંસનું વાછરડું એ યશવંત છે. મને લાગ્યું કે પાર્વતમ્માએ પોતાની કૂખે જન્મેલા પુત્ર કરતાં પણ વધારે મમતા યશવંત પર રાખી હતી તેથી તેમણે કૃતજ્ઞતાપૂર્વક આ પ્રકારનું ચિત્ર દોર્યું છે. મારી આ ધારણા સાચી છે કે ખોટી તે ચોક્કસ રીતે કહી શકતો નથી, પરંતુ મને તે સત્યની વધુ નજીક હોય એમ લાગે છે. પ્રાણી-સંગ્રહાલયોમાં કૂતરીઓ વાઘના બચ્ચાને દૂધ પીવડાવીને ઉછેરે છે. સ્ત્રી જાતમાં માતૃભાવ એક અદ્‌ભુત વસ્તુ છે. તે ભાવને વ્યક્ત કરવાનો પ્રસંગ ન સાંપડે તો નારીજીવન વેરાન બની જાય છે. પાર્વતમ્મા નિઃસંતાન અભાગી નારી છે. યશવંતજીની મા જ્યારે જીવતી હતી ત્યારે તેની તબિયત હમેશાં ખરાબ રહેતી હતી. આથી પાર્વતમ્માને તેની મા બનવું પડયું હતું. તે જાણે સાચી મા બની ગઈ. યશવંતજી એ ઉપકાર કદી ન ભૂલ્યા. જો ધારે તો બીજાની માફક તેમને પણ ભૂલી શકયા હોત, પરંતુ તેઓ ભૂલ્યા નહીં એ તેમની મહાનતા સૂચવે છે.

ગામ પાછા ફર્યા બાદ યશવંતરાયે દોરેલા તે ચિત્રને હું વારંવાર જોઈ લઉં છું ત્યારે યશવંતની મહાનતા ભૂલી શકાતી નથી, તેમના જીવનમાં કટુતા રેડનાર પત્ની અને પુત્રો પ્રત્યે મને આદરભાવ થવા લાગ્યો. મેં યશવંતજીનો પક્ષ લીધો છે. તેમની વાત કંઈક જુદી પણ હોઈ શકે છે કેમ ખબર પડે ? તે જાણવાના પ્રયાસો કરવા જોઈએ. પ્રારંભિક જિજ્ઞાસાનું સમાધાન તો પાર્વતમ્માએ કરી જ દીધું છે. કુમટાનું તેમનાં સગાંસંબંધીઓ વિશે શંકર હેગ્ગડે કરતાં પણ તેમની પાસે વધુ માહિતી છે. હું ધારતો જ હતો કે યશવંતજીની પત્નીનું નામ ‘જલજા’ છે. આ અંગે દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો હતો. હવે પાર્વતમ્માએ ખુલાસો કરી દીધો – જલજા એટલે કમલા. કમલા એટલે યશવંતજીની પત્ની.

# ૭

હું એમ વિચારીને આવ્યો હતો કે કલાક બે કલાક પાર્વતમ્મા સાથે વાતો કરીને ગામ પાછો ફરીશ, પરંતુ મન બેનકનહલ્લીમાં ત્રણ દિવસ રોકાવું પડ્યું. જોકે તેનાથી લાભ જ થયો, નુકસાન નહીં. માનવ સ્વભાવને વધુ નજીકથી પિછાનવાની તક મળી. તે તક તો સારી હતી જ પરંતુ તેનો અર્થ એમ નથી થતો કે દરેક મનુષ્યનો સ્વભાવ સારો જ હોય છે. શંકર હેગ્ગડેના ઘરે પાછો ફર્યો ત્યારે તેમના મનના સમાધાનની તૈયારી કરવા લાગ્યો. "આટલો વખત શી વાતો કર્યા કરી ?" તેમના આ પ્રશ્નનો સંતોષકારક જવાબ આપીને તેમને ખુશ કરવાના હતા. પાછા ફરતાં ખૂબ જ મોડું થઈ ગયું હતું તે એક ભૂલ. અને તેમના ઘરે જમ્યો પણ નહીં તે બીજી ભૂલ. વળી એક સ્થળે યશવંતરાયના મૃત્યુના સમાચાર આપી ચૂક્યો હતો તે અહીં કહ્યા વગર કેમ રહી શકું ? તેથી તેમના પ્રશ્નનો ખૂબ જ સાવધાનીપૂર્વક જવાબ આપતાં કહ્યું : "કોઈ ખાસ બાબત ન હતી, પરંતુ તે દાદીમાને મળ્યા પછી મારા મનમાં એમના પ્રતિ આદર અને શ્રદ્ધાના ભાવ જાગી ઊઠયા-જેમ મોટીબહેનને મળવાથી જાગે તેમ. તેમની સાથે વાતો કરવા લાગ્યો. યશવંતરાયના બચપણ અંગે જાણવાની ઈચ્છા થઈ તેથી તેમને તેના વિશે અનેક પ્રશ્નો પૂછતો રહ્યો, એટલે જ મોડું થઈ ગયું. વળી તે તો જૂના જમાનાની સ્ત્રી ને ? વાતોને ખૂબ લંબાવી લંબાવીને કહેતી હતી. આમ તો વાતોમાં મને રસ પડે છે, ત્યારે ટેવને લીધે હું પણ લાંબા લાંબા વાક્ય બોલવા માંડું છું."

"સાચી વાત છે," તેમણે કહ્યું "બધું જાણે છે. 'જાણે છે' નો અર્થ શો ? એ જ કે એણે જ યશવંતને ઉછેર્યો છે. અમે તો ભાઈઓ છીએ તો પણ તેમના અને મારા પિતાના સંબંધ સારા ન હતા. અમારા બન્ને વચ્ચે બારમો ચંદ્રમા હતો."

"તમારી મોટી બહેને બધી વાત કરી છે."

"હવે કેમ છે યશવંત ?" હેગ્ગડેજીએ પૂછ્યું. ક્યાં છે ? કુશળ તો છે ને ? એની તબિયત કેમ છે ? ઘર છોડ્યા બાદ કમાઈને પૈસા બચાવ્યા છે કે નહીં ?"

"એમને પૈસાનો લોભ ન હતો."

"એટલે જ સ્તો એણે બધું ગુમાવી દીધું. જો ગુમાવ્યું ન હોત તો શું એને અહીંથી જવું પડત ? જે હોય તે, તેમની તબિયત તો સારી છે ને ?"

"હવે તબિયતને કંઈજ થવાનું નથી."

"એટલે ?"

"મૃત્યુ પામેલાને બીમારી આવે છે શું ?"

"શું યશવંત મૃત્યુ પામ્યો છે ? કાલે તો તમે પૂછવા છતાં કશું કહ્યું નહિ ?"

"શું તે કહેવા જેવા સમાચાર હતા ?"

"અમને સૂતક લાગે ને ? તે મૃત્યુ પામ્યો ? ક્યાં ? કેવી રીતે ?"

આ કહેતી વખતે એમ ન લાગ્યું કે મરતી વખતે પૂર્વજો પ્રત્યે તેમના મનમાં કોઈ દ્વેષ રહ્યો હોય. તેઓ ઊઠયા અને ઝડપથી અંદર જઈને "અક્ક, અક્ક" (મોટીબહેન, મોટીબહેન), બૂમો મારવા માંડયા અને જોરથી કહેવા લાગ્યા : "આપણો યશવંત મૃત્યુ પામ્યો છે."

હું સાંભળી રહ્યો હતો. બહુ વાર સુધી તે બહાર ન આવ્યા. પછી પાછા આવીને મોટીબહેન મૂકાંબાની સાથે મારી પાસે આવીને બેઠા. મોટીબહેન મૂકાંબિકા કહેવા લાગી : "ગઈ કાલે ખરાબ લાગ્યું હશે એટલે આ સમાચાર નહીં આપ્યા હોય. કાલે મેં તમને જે વાત કહી સંભળાવી તેનાથી તમે કેટલાક બધા દુ:ખી થયા ? અમે સગાં છીએ, તમે મિત્ર ! તમારામાં અને અમારામાં બસ આટલો જ તફાવત છે. પાર્વતીને આ સમાચાર આપ્યા છે શું ? ન આપ્યા હોત તો સારું થાત. એ એમનો ઉછેરેલો પુત્ર હતો."

"કહ્યા વગર કેમ રહી શકું ? જેમને કહેવું જરૂરી છે તેમને તો કહેવું જોઈએ ને ?"

"હવે તો કહી દીધું ને ? કેવું કામ કર્યું તમે ? હું જાણું છું હવે તે ચાર દિવસ પણ નહીં જીવે." કહીને તે તરત જ ત્યાંથી ચાલી ગઈ, એના ચહેરા પર મૃત્યુછાયા છવાઈ ગઈ હતી.

"ક્યાં જાય છે ? ક્યાં જાય છે ?" કહેતાં કહેતાં જ્યારે નાના ભાઈએ પ્રશ્ન પૂછ્યો ત્યારે "તમને આટલું પણ સમજાતું નથી ? આ સમયે કોણ છે એમનું ? કોણ બચ્યું છે ? આજ સુધી તો પિતાજીના સોગંદ પ્રમાણે ચાલતી રહી, હવે હું વધુ પાપનો બોજ મારા શિરે લાદવા માગતી નથી. બહુ થયું." એમ કહીને તે ચાલી નીકળી. લાચાર થઈને તેનો નાનો ભાઈ હેગ્ગડે તેને ત્યાં પહોંચાડી આવ્યો. તે રાત્રે તે ઘરે પાછી ફરી નહીં. હું અહીં બેઠો બેઠો જ ખરખારાનું—દિલાસાનું સહજ અનુમાન કરી શક્તો હતો.

અત્યાર સુધી જે શંભુ મને મોં બતાવવા નહોતો માગતો તેને ફોઈ અને પિતાજીના ચાલ્યા ગયા પછી પણ બહાર આવ્યો નહીં. મેં જ એના નામની બૂમ મારી. એની પત્નીએ કહ્યું હશે એટલે તે મારી પાસે આવ્યો. "ચાલો હું તો કંટાળી ગયો છું. ગણેશના મંદિર સુધી જઈ આવીએ" મેં કહ્યું.

"સૂતકના સમાચાર સાંભળ્યા ને ?"

"સૂતક મારા માટે નથી, તમારા માટે છે. તમે દૂર જ ઊભા રહેજો." કહીને મેં તેને સાથે લીધો. જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે ગયો. શંભુ મસ્તક નીચું રાખીને મારી પાછળ પાછળ ચાલતો હતો—વાઘના ડરથી પાછળ પાછળ ચાલી આવતા ઢોરની જેમ. આખો દિવસ તડકો ખૂબ પડયો હતો. આથી તે સાંજની જેમ રસ્તો કષ્ટદાયક ન હતો. અમે સાથે સાથે આગળ ચાલવા લાગ્યા. મંદિર પાસે પહોંચ્યા પછી તે દૂર જ ઊભો રહ્યો. મેં મંદિરની પ્રદક્ષિણા કરી પછી સામે આવીને ઊભો. ડોકાઈને અંદર જોયું તો મંદિરના ગર્ભગૃહની સામેના મંડપ પર છાણનો મોટો ઢગલો પડયો હતો. ગણપતિની આ દશા જોઈને કોઈ પણ દુઃખી થઈ જાય એ સ્વાભાવિક હતું. તેની છાયામાં જીવતી પાર્વતમ્માનો જીવ આ દુઃખદ પરિસ્થિતિથી સુકાતો હતો. હું તેની સહેલાઈથી કલ્પના કરી શકું છું. આ મંદિરને આખેઆખું તોડીને ફરીથી તદ્દન નવું બનાવવામાં આવે તો પણ બે–ત્રણ હજાર રૂપિયાથી વધુ ખર્ચ ન થાય. કાર્ય થવું જ જોઈએ. મારા માટે નહીં મારા મિત્ર માટે પણ નહીં, પરંતુ પાર્વતમ્માની ભક્તિની ભેટરૂપે. જો મંદિરનો જીર્ણોદ્ધાર જોઈને તે મરશે તો એટલું સત્કાર્ય થશે. જાણે કે યશવંતે જ તે વૃદ્ધાનું શ્રાદ્ધ કર્યું હોય.

ત્યાંથી પાછા ફરીને મેં તેને પૂછ્યું : "કેમ મહાશય, સાંભળ્યું છે કે તમારા ગામમાં આ જ એક મંદિર છે. શું અહીં આઠદસ બ્રાહ્મણો પણ નથી ? વર્ષમાં ઓછામાં ઓછું એકાદ વખત તો તમે અહીં આવતા હશો ?"

"એટલે ? ગણશેના મંદિરમાં આવ્યા વગર કેમ રહેવાય ? એ તો અમારા કુળદેવ છે."

"તો શું તમારું કુળ જાનવરોનું છે ?"

"એટલે ?"

"જુઓ ત્યાં છાણના ઢગલાના ઢગલા પડ્યા છે. જરા આ મંદિરની દશા તો જુઓ."

"શું કરીએ ? સરકાર તરફથી કઇ ગ્રાંટ મળતી નથી અને ગામવાળા પોતે કશું કરવા માગતા નથી. અમે એકલા તે શું કરી શકીએ ?"

હું થોડી વાર સુધી તેના મોં સામે તાકીને જોતો રહ્યો. હું જેમ જેમ તેના મોં સામે એકીટશે જોતો રહ્યો તેમ તેમ તેનું દર્દ પણ વધવા માંડયું.

"તમે મારા પિતાજીને કશું જ ન કહેતા." તે વિનંતી કરવા લાગ્યો.

"હું તો તમને વચન આપી ચૂક્યો છું. તમે પાર્વતમ્માના પૈસા પચાવી પાડયા તેથી તમારું ભલું નહીં થાય. તે ઈચ્છે છે કે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવે. તો

હવે પેલો ટપાલી જે પૈસા મારી ગયો તેની વાત જવા દો, "કહીને મેં તેને ચેતવણી આપી," જો તમે તમારું અને તમારા બાળકોનું હિત ઇચ્છતા હો તો જેટલા તમે પચાવી પાડ્યા તેનો હિસાબ કરીને આપી દો."

"હા ! કરી આપીશ."

"તેમાં તમારું પણ કલ્યાણ છે. આ મંદિર કાંઈ એટલું બધું મોટું પણ નથી. તમારા ગામવાળા પૈસા આપે કે ન આપે, તમારા કાકા યશવંતરાયની થોડી મૂડી પડી છે, તેમાં જેટલા પૈસા ખૂટશે તે હું મારા તરફથી ઉમેરીશ. તમે અને તમારા પિતાજી એક વર્ષમાં તેનો જીર્ણોદ્ધાર કરી નાખો. પૈસાની જવાબદારી મારી ! આવતી ગણેશચતુર્થીને હવે દસ મહિના બાકી છે. ત્યાં સુધી આ કામ પૂરું થઈ જવું જોઈએ. પાર્વતમ્માના કહેવા મુજબ પૂજા અને ભોજનની વ્યવસ્થા કરવાની છે." હું તેની સાથે વિસ્તારપૂર્વક આ વાતો કરતો રહ્યો. તેનું મન પણ હળવું થવા લાગ્યું. તેને લાગ્યું કે પાપના પ્રાયશ્ચિત્તનો આ ઉત્તમ અવસર છે. ત્યાંથી ઘેર પાછા ફરીને હેગ્ગડેજી સાથે પણ તે જ વાતની ચર્ચા કરી. તે જરા કંજૂસ લાગતા હતા. આમ છતાં તેમણે મારી વાત માની લીધી. "કાલે તમે અહીં જ છો ને ?" તેમણે કહ્યું, "ગામવાળાઓને પણ બોલાવી લઈશું અને નીચેના ઘરવાળાઓને પણ. બધું તમારી સામે જ નકકી કરી લેશું."

"લોકો આવે કે ન આવે, આ કામની બધી જવાબદારી તમારા પર જ છે. પૈસા ઓછા પડશે તો હું આપીશ."

"એમ જ થશે." તેમણે તુરત જ જવાબ આપ્યો.

હું તો દૂરની વ્યક્તિ રહી—તે પણ અપરિચિત. કાલે મંદિરનું કામ પૂરું થઈ ગયા બાદ હું પૈસા આપવામાં આનાકાની કરવાં માંડું તો શું થાય ? આવા વિચાર તેમના મનમાં આવ્યા હશે. મારા વિશે એમના મનમાં બીજી જાતજાતની શંકાઓ પણ જન્મી હશે. તેથી મેં કહ્યું : "જેવો હું મારે ગામ પહોંચીશ કે તમારા નામે બસો-ત્રણસો રૂપિયા મોકલાવી આપીશ."

તે રાત્રે ઘનિષ્ટ મિત્રોની જેમ અમે જૂની વાતોની ચર્ચા કરતા રહ્યા. પોતાની મોટીબહેનનું પાર્વતમ્માના ઘરે જવું તેમને યોગ્ય નહોતું લાગ્યું. પૂર્વજોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું તે યોગ્ય છે કે અયોગ્ય એ જ ચિંતામાં તેઓ પડ્યા હતા. ધીરજ રાખવાનું કહેતાં મેં ઉમેર્યું : "આપણા પૂર્વજોએ જે સારી પ્રથાઓ ઘડી છે તે આપણે અપનાવવી જોઈએ પરંતુ તેમના અર્થહીન નિયમોનું પાલન કરવાની વાત ગળે ઊતરતી નથી. આખરે એમાં છે શું ? બાળકોની ભૂલોનું મૂક અનુમોદન કરનાર ધૃતરાષ્ટ્રની શી દશા થઈ ? તે તો મહાન હતા ને ? આવી રીતે સોગંદ લેતાં કેટલાંયે કુટુંબોને મેં જોયાં છે. પરમાત્માનું નામ લઈને સોગંદ ખાનારા પણ ઓછા

નથી હોતાં. પરંતુ અયોગ્ય સોગંદથી પરમાત્માને સંતોષ થાય છે શું ? જો થતો હોય તો પછી એવા પ્રભુની આવશ્યકતા શી છે ?"

એ રાત મેં શાંતિથી વિતાવી. હું સ્વપ્રભૂમિમાં વિહાર કરી રહ્યો હતો. પાર્વતી અને મૂકાંબિકાની વાતચીત સાંભળતો હતો અને ખૂબ પ્રસન્ન હતો.

બીજે દિવસે ચા અને નાસ્તો પતાવ્યા બાદ શંકર હેગ્ગડેને આગ્રહપૂર્વક સાથે લઈ ગયો. નીચેના ચોચ્ચલ ઘરના રામ હેગ્ગડેને ત્યાં પહોંચ્યો. શંકર હેગ્ગડેએ તેને મારો પરિચય આપ્યો. વાતચીતમાં યશવંતરાયનો ઉલ્લેખ પણ થયો. પાર્વતમ્માની વાત તો નીકળી ન હતી. રામ હેગ્ગડેએ વાતચીત દરમિયાન મારા મિત્રના અનેક ગુણો અને દુર્ગુણોનું વર્ણન કર્યું :

"જયારે હું સાવ નાનો હતો ત્યારે યશવંત હેગ્ગડેને જોયો હતો. અમારીબન્નેની ઉંમર લગભગ સરખી હતી. મારા પિતાજીએ તો એમને પૈસા ધીર્યા હતા. તે કરજની ચૂકવણી પેટે તો આ ઘર અમને મળ્યું છે. અમારું પહેલું ઘર નીચેના મેદાનમાં હતું. સાંભળ્યું છે કે તે મારા પિતા પાસેથી જયારેત્યારે પૈસા ઉધાર માગતો. પિતા આપ્યા કરતા. તે યુવાનીમાં કદમ માંડી રહ્યો હતો. જાતજાતને ભાતભાતના રખડું માણસોને પૈસા આપીને ભેગા કરતો હતો અને દરબાર ભરતો હતો. અમારા ગામના કેટલાક માણસો તો એના પૈસા પર મોટા થયા છે. મારા પિતાજી તેને સમજાવતા પણ હતા. "ભાઈ, આવી રીતે પાગલની માફક પૈસા ઉડાવો નહીં." જો તેમણે ઈચ્છયું હોત તો પોતાની મુઠ્ઠી બંધ રાખી શક્યો હોત. ગામમાં મારા પિતાજી જ એક એવા હતા, જેમની પાસે સારી એવી રકમ હતી. કદાચ આ જગ્યા પર પ્રથમથી જ તેમની દૃષ્ટિ પડી હશે, તેથી છૂટથી પૈસા આપતા જ રહ્યા. જયારે પૈસા હોય ત્યારે બુદ્ધિ ઠેકાણે ક્યાંથી હોય ! યશવંતે વ્યાજ ઉપર પૈસા લીધા હતા અને વગર વ્યાજે બીજા વચ્ચે વહેંચી દીધા. જો કોઈ તેમને કહેતું કે તમે તો કર્ણ છો ! તમારા જેવો દધિચિ કોઈ નહીં ! તો તે આનંદથી ગજગજ ઊછળી પડતો. પરંતુ એકદંરે તે સારો માણસ હતો. ખરાબ ન હતો. કેમ શંકર હેગ્ગડેજી ?"

"સાચું છે. છોડો એ વાતને, હવે વાત એમ છે કે આમની પાસે યશવંતની થોડી રકમ છે. ત ઉપરાંત પણ તે થોડા પૈસા આપીને યશવંતના નામે ગણેશના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માગે છે."

રામ હેગ્ગડેની આંખોમાં તેજ આવ્યું. ચહેરા પર મોટાઈનું ગૌરવ ઝળકતું હતું. ગળું ફુલાવીને વટથી કહ્યું : "હા, બરાબર છે. તે કામ બાકી જ રહી ગયું છે, આજ સુધી તો તે થઈ જવું જોઈતું હતું. પરંતુ જે કામ કરાવવું છે તે સારી રીતે થાય એટલે બસ ! પછી ભલે પાંચ હજાર લાગે કે દશ હજાર ! કામ સારું જ થવું જોઈએ."

મેં હસીને કહ્યું : "આટલા નાના મંદિર માટે થઈને પાંચ-દશ હજારની શી જરૂર ?"

"શા માટે નહીં ? આજે બજારમાં વસ્તુઓના ભાવ શું છે ? હવે જ્યારે કામ કરવું જ છે તો સારામાં સારી રીતે કેમ ન કરવું ? પૂરતા પૈસા મળી જાય તો તાંબાનો ચંદરવો પણ બનાવી શકાય. એવું ન થવું જોઈએ કે દર મહિને સમારકામની જરૂર પડે."

"તમે ગામવાળા સાથે મળી ઉદાર દિલથી દાન આપીને આ કામ પૂરું કરો તો તેનો યશ તમને બધાને જ મળશે. યશવંતના ભાગનો ફાળો હું આપીશ." જ્યારે મેં આમ કહ્યું ત્યારે રામ હેગ્ગડેનો શ્વાસ જાણે રૂંધાઈ ગયો. વાતનો પ્રવાહ તેમણે તુરત જ બદલી નાખ્યો. "શંકર હેગ્ગડેજી ! સિરસીના મુન્સીફની અદાલતમાં તિમ્મ હેગ્ગડેનો કેસ ચાલતો હતો તેનું શું થયું ?" હું સમજી ગયો કે મારે હવે અહીંથી ઊઠી જવું જોઈએ. ત્યાંથી ઊઠયો અને પાર્વતમ્માના ઘરે ચાલ્યો ગયો.

ત્યાં બન્ને ડોસીઓ દીવાલને અઢેલીને બેઠી હતી અને પરસ્પર જાણે શી શી વાતો કરતી હતી. જ્યારે મેં તેમની સામે ગણપતિના મંદિરની વાત કાઢી ત્યારે એમનામાં ઉત્સાહ જણાવા લાગ્યો. પાર્વતમ્માએ કહ્યું : "બેટા, જો આ કામ તારા હાથે થઈ જાય તો ગણેશની રોજ સવારે એક વખત પૂજા કરું અને નિરાંતે મરું."

"તું પણ અને હું પણ..." મૂકાંબાએ કહ્યું.

"ગણેશ જ બધું કરશે. શા માટે ચિંતા કરો છો, પાર્વતમ્મા." કહીને મેં તેમને આશ્વાસન આપ્યું.

"બેટા, તું અહીં કેમ આવ્યો ? બેનકય્યાની પ્રેરણાથી જ ને ? મારા પુત્રના મૃત્યુના સમાચાર તને અહીં જ લાવ્યા. એટલે જ આ મૂકાંબા બધાં બંધનો તોડીને અહીં ચાલી આવી. મૂકાંબાના અહીં આવવાથી મને કેટલો બધો આનંદ થયો છે. યશવંતને મરવું હતું ને આ જ ઘડી મારે જોવાની હતી ને ?" કહીને તે થોડી વખત ચુપ રહી. પછી કહેવા લાગી : "તેની યાદ આવતાં જ દિલ ઊભરાવા માંડે છે બેટા ! પરંતુ મૃત્યુ પામેલા માટે શોક ન કરવો જોઈએ. તમને આમ કહીને હું પોતે જ દુ:ખી થવા લાગું તે પણ ખોટું કહેવાય. યશવંત મારી યાદમાં ચાલી નીકળ્યો. હવે હું છું અને મૂકાંબા પણ છે. એકબીજાને જોયાને કેટલા દિવસ થઈ ગયા હતા ? શું પહેલાં તેં કોઈ દિવસ આવી હતી ? જેવી તેણે મને નાનપણમાં જોઈ હશે તેવી જ તેને આજે પણ દેખાઈ હોઈશ. સાચી યાદ કદી ભૂલી શકાય છે ?" પછી તે બન્નેએ માતાવિહોણા યશવંત વિશે અનેક વાતો કહી. એમના પિતા ભગવંતરાયનાં લગ્ન કરવાં, ઓરમાન માનું ઘેર આવ્યા પછી રજસ્વલા થવું છતાં યે સંતાનહીન રહેવું, સાવકા પુત્ર સાથે પ્રેમ કરવાને બદલે તેના પ્રત્યે દ્વેષ રાખવો, તેને લીધે યશવંતનું સ્વચ્છંદી જીવન જીવવું, નવી માના મોંએથી

ગાળો ખાવી, યશવંત માટે અનેક કષ્ટો સહન કરીને પાર્વતમ્મા દ્વારા સુખ પામવું... વગેરે દશબાર ઘટનાઓનું વર્ણન પાર્વતમ્માએ કર્યું. પાર્વતમ્માને યશવંતના બાલ્યાવસ્થાની વાત યાદ આવી. તે હસીને કહેવા લાગી, "બાળલીલા હમેશાં સુંદર હોય છે. ભલેને કોઈનું પણ બાળક હોય, તેની રમત સરસ હોય છે. તેમાં વક્રતા નથી આવતી. યશવંતની મા હમેશાં બીમાર રહેતી હતી. તેથી રોજ હું જ તેને ખોળામાં લઈને ચૂમતી હતી. તેની સાથે રમતી પણ હતી. તેને ખવડાવવું-પિવડાવવું, સુવડાવવું, વાર્તા કહેવી, તેની સાથે રમવું તે મારું રોજનું કામ હતું. તે ઉપરાંત ઘરનું કામકાજ પણ કરતી. ઝાડુ કાઢવું, લીપવું, ખાંડવું, રસોઈ કરવી આ બધી જવાબદારી મારા શિરે હતી. ત્યારે હું ખૂબ જ સશક્ત હતી. ઘરમાં વધારે માણસો પણ નહોતાં. હું તો નાનપણમાં જ મારો સુહાગ ગુમાવી ચૂકી હતી. આ છોકરો કદાચ ત્રણ વર્ષની ઉમ્મરમાં જ મને પૂછવા લાગ્યો હતો : "પારમ્મા! મારા પિતાજી તમને સારી સાડી કેમ નથી અપાવતા ? તમે હમેશાં સફેદ સાડી જ પહેર્યા કરો છો. તેને નથી કિનારી કે નથી પાલવ. સોનાનો એક ટુકડો પણ તમારી પાસે નથી. મારી પેલી મા પાસે ખૂબ સોનું છે. ઘણી સાડીઓ છે." હું હસીને જવાબ આપતી : "તારા પિતાજીએ તેની સાથે લગ્ન કર્યાં છે. તે આ ઘરમાં સોનાનાં ખૂબ ઘરેણાં પહેરીને આવી હતી. તને જણ્યા પછી બીમાર પડી ગઈ હતી તેથી હવે વધુ આરામ કરે છે. બસ એટલું જ. એ સિવાય..."

"જણવું એટલે શું પારમ્મા ?" એણે પૂછ્યું હતું. સાંભળીને હસવું રોકી ન શકી. હું ખડખડાટ હસી પડી. "હું જાણું છું. પરમ દિવસે ગાયે કાળા વાછરડાને જણ્યો ને ? તેવી જ રીતે..."

"હા, બેટા."

"તમે મને જન્મ આપ્યો છે ને ?"

"નહીં બેટા, તેણે. જયારથી તું જન્મ્યો છે ત્યારથી તે બીમાર જ રહે છે. બિચારી ! તું તેને હેરાન નહીં કરતો. એની પાસે જિદ નહીં કરતો."

"સારું, પરંતુ પિતાજી તમને સારી સાડી, સારી બંગડી, સોનું વગેરે કેમ નથી આપતાં. તમે તો આટલું બધું કામ કરો છો."

"મને સોનું શા માટે આપે બેટા ? મારી પાસે તો ખૂબ સોનું છે."

"ક્યાં છે ?"

"છે ! તું નથી જાણતો, હું જાણું છું."

"તમે જુઠ્ઠું બોલો છો."

"નહીં, યશુ !" કહીને મેં એને ઊંચકીને તેના ગાલોને ચુંબન કરતાં કહ્યું, 'આ છે મારું સોનું.' તેનાથી તેને કેટલો સંતોષ થયો ! શું કહું ! આવી રીતે તેને ચુપ કરવો પડ્યો હતો.

"તે મોટો થયો. તેની મા લાંબુ જીવી ન શકી. હેગ્ગડેજીએ તરત જ બીજાં લગ્ન કરી લીધાં. પહેલી વખત જ્યારે વહુ સાસરે આવી ત્યારે તે સાવ ઢબ્બુ જેવી લાગતી હતી યશુ તો મને જ ચોંટી રહેતો હતો. આ જોઈને તેને કોણ જાણે શું થવા માંડયું. તે મને ઘૃણાની નજરે જોવા લાગી. તેને પણ તે ધિક્કારની દૃષ્ટિએ જોતી.

"એક દિવસ તેમણે કોઈ બહાનું શોધી કાઢયું અને નારાજ થઈને કહેવા લાગી : 'આ રાંડના આવવાથી તો મારું ઘર લૂંટાઈ ગયું.' આ વાત મેં મારા કાને ધરી નહીં. ત્યારે મારું કોઈ જ ન હતું. — ન કોઈ ખવડાવનારને કે ન કોઈ વાત કરનાર ! પરંતુ હું પણ રિસાઈ ગઈ અને ઘરની બહાર ચાલી નીકળી. ગણેશના મંદિરમાં ચાલી ગઈ. ત્યારે આ છોકરો કોણ જાણે ક્યાં હતો. મને ન જોઈને તે રડવા, ચીસો પાડવા લાગ્યો. એને તો રોકવો જોઈએ ને ? પરંતુ તે તેને પણ ધિક્કારતી હતી. પેલા મંદિર પાસે આવીને તે જોર જોરથી પારમ્મા, પારમ્મા, એમ બૂમો પાડવા લાગ્યો. હું તેની બૂમો સાંભળીને તેની પાસે દોડી આવી. એને તેડીને હું મંદિરમાં લઈ ગઈ. 'તારી ઓરમાન માએ કહ્યું કે, મેં તેનો હાર ચોરી લીધો છે. આથી મને દુઃખ થયું અને હું ચાલી આવી. હવે તો જંગલમાં જવું હોય તો જંગલમાં ને પહાડ પર જવું હોય તો પહાડ પર — ગમે ત્યાં જાઉં છું. અને ત્યાં જ જઈને મરીશ.' એવું મેં તો કહી દીધું. પરંતુ એમ ન વિચાર્યું કે એની તેની પર શી અસર થશે ? તેણે પકડીને મને મારી અને ગણેશ આગળ આળોટીને રડવા લાગ્યો. મારાથી તેનું દુઃખ જોવાયું નહીં. હું એવો નિર્ણય કરીને આવી હતી કે હવે એ ઘરમાં પગ મૂકીશ નહીં. પરંતુ તે મને ઘરે લઈ ગયો. તેને શાંત પાડવો એ જ મારા માટે એક કામ બની ગયું.

"કદાચ અમારી વાતો ઊંચા અવાજે થઈ રહી હતી. ઢોર હાંકવા ગયેલી મૂકાંબિકાએ અમારો અવાજ સાંભળી લીધો. તે પણ અમારી પાસે આવીને બેસી ગઈ. મેં તેની આગળ મારું દુઃખ રોયું. સાંજ સુધી અમે બધાં ત્યાં જ રહ્યાં. પછી સ્વાદી ગયાં. ભગવંતરાય ચમચમ કરતા જોડા પહેરીને સામેથી આવતા હતા. રિવાજ અનુસાર જોડા પહેરીને જ મંદિર સામે ઊભા રહ્યા. તેની નજર અમારા પર પડી ત્યાં આ યશુ બોલી ઊઠયો : 'બાપુજી, પારમ્મા કહે છે કે હું મરી જઈશ. ભાગી જઈશ. નાની માને મારી નાખો.' મેં તેના મોં પર હાથ મૂકી દીધો. મૂકાંબિકા પર તેમને ખૂબ વિશ્વાસ હતો. તેણે તેમને બધી વાત કહી સંભળાવી. ત્યારે તેમણે પ્રેમભર્યા સ્વરે કહ્યું, 'પારુ ! એ વાત સાચી કે તે મારી પત્ની છે. પરંતુ હવે ઘરનો ધણી હું જ છું. ચાલો, ઘરે ચાલો.' તે અમને ઘરે લઈ ગયા અને પત્નીને બોલાવીને ધમકાવવા લાગ્યા : 'જુઓ આ પાર્વતી એની મૃત્યુ પામેલી માની જગ્યાએ તેની રક્ષક બનીને રહી છે. આ ઘરને પોતાનું સમજીને ચલાવનાર બીજું કોઈ આવ્યું નથી. છતાં પણ તમે જો ફરી વાર આમ કર્યું છે તો જાણી લો કે કોને આ ઘરમાંથી જવું પડશે'

"તે દિવસથી સાવિત્રીનાં ક્રોધ, ગરમી, દ્વેષ-જે કાંઇ હોય તે મર્યાદિત

બની ગયાં. તે સામે કંઈ પણ બોલતી નહીં.પરંતુ જે કોઈ ઘરે આવતાં-જતાં તેની સાથે દ્વેષપૂર્ણ વાતો કરીને પોતાનો ગુસ્સો ઠાલવતી. યશુ જ્યારે મોટો થયો, સમજુ બન્યો ત્યારે તેની પરવા જ નહોતો કરતો. મારે જ ક્યારેક તેની બેદરકારી, ઉદ્ધતાઈ નાથવા પડતાં હતાં- ગમે તેમ તો પણ તે તારી નાનીમા છે. આથી તારા પિતાજી દુઃખી થશે. પરંતુ યશુને તેના પિતાજી ખરેખર ચાહતા હતા. તેનામાં પોતાના પુત્ર પ્રત્યે અપાર વહાલ હતું.રત્ન સાથે પ્યાર કર્યા વગર રહી શકાય કે ? બાળક પણ એને યોગ્ય જ હતો ને !"

દરેક ઘટનાને જ્યારે હું યાદ કરું છું ત્યારે મૂકાંબા ઘણાં સ્વરૂપે દેખાય છે. ક્યારેક બોધ આપતી, ક્યારેક સલાહ આપતી, ક્યારેક ગમાણની પાછળ તો ક્યારેક મંદિરની પાછળ અથવા સોપારીના બાગમાં વૃક્ષોની પાછળ છુપાઈને યુક્તિઓ બતાવતી, સાંત્વના આપતી. આવા કેટલાયે પ્રસંગોની રજૂઆતથી હું ખૂબ ખુશ થયો. મને લાગ્યું કે યશવંત બાળપણથી જ કંટકોના મંડપમાં ઘેરાયેલા રહ્યા. જેણે પોતે જીવનમાં કષ્ટ વેઠયાં હોય તે બીજાનાં સુખ-દુઃખો સહેલાઈથી સમજી લે. તેથી પ્રૌઢ થયા પછી તે અન્ય પ્રત્યે ઉદાર બનતા ગયા.ઘરની મિલકત મળ્યા પછી તેનો હાથ વધારે છૂટો થયો.પગ ચાદરથી પણ લાંબા થઈ ગયા. જે ઉદાર અને સખાવતી હોય છે તેમને દુન્યવી લોકો હમેશાં છેતરવાની કોશિશ કરતા હોય છે. ચોર, ડાકુ વગેરે પોતાના સ્વાર્થ માટે આવા માણસની સહાનુભૂતિનો પોતાના સાધન તરીકે ઉપયોગ કરે તો પણ નવાઈ નહીં. રામ હેગ્ગડે પણ પોતાના પિતાજીનાં કામકાજ વિશે શંકાસ્પદ નજરે જોતા હતા. અને આવા લોકો તો પ્રત્યેક યુગમાં થયા જ કરે છે. પાત્ર-અપાત્રની પરીક્ષા તો દાનીએ પોતે જ કરવી જોઈએ.

પાત્ર-અપાત્ર વિશે યશવંતરાય શું વિચારતા હતા તે હું પહેલાં જ કહી ચૂકયો છું. એમની નોંધપોથીમાં આવો સંઘર્ષ અવારનવાર ઉપસ્થિત થતો દેખાય છે. જ્યારે તે જાણી જતા કે ફલાણી વ્યક્તિ અપાત્ર છે તો પણ તેમના મનનો સંઘર્ષ—હું સાચો છું કે પોતે સાચો છે—ચાલુ જ રહેતો હતો. સૂક્ષ્મદર્શીઓ માટે જીવન અંતિમ ક્ષણ સુધી કદાચ કાંટાની પથારી બની રહે છે.

બેનકનહલ્લીમાં હું ત્રણ દિવસ રહ્યો. આ ત્રણ દિવસમાં મેં ગામ જોયું, શંકર હેગ્ગડે પાસેથી કામ કઢાવવાના ઉપાયો વિચાર્યા, ગણેશ મંદિરનું નિરીક્ષણ કર્યું તેમ જ પાર્વતમ્મા અને મૂકાંબિકાનાં ગતજીવનનું પુરાણ સાંભળ્યું. ગામ છોડતા પહેલાં હું તે અભાગણી પાસે ગયો, "મા, આવતા મહિનાથી તો દશ રૂપિયા જ મોકલીશ. પરંતુ આ ત્રણ મહિનાના પૈસા લઈ લો." એમ કહીને મેં તેમને એ રકમ આપી દીધી.

"હું આટલા બધા પૈસા કયાં રાખું ? રામને આપી દેજે."

"રામને આપી દઉં ?"

"હા,એમાં શું થયું ? તે પડોશી છે. મારે જે કાંઈ ચીજ જોઈએ છે તે લાવી આપે છે."

"એ તો ઠીક છે. છતાં પણ..."

મારી વાત સમજી જતાં તેણે કહ્યું : "શું રામ પૈસા ઉડાવી નાખશે ? તો પણ શું ? તે પણ મારા માટે તો પુત્ર સમાન છે. આ વાડામાં બીજું છે પણ કોણ ? અને વળી પૈસા તો ખર્ચવા માટે જ છે ને ? એ વાપરે કે હું વાપરું, એમાં શું થયું ?"

હું હસ્યો. કહ્યું : "તો તો માજી, હું જ ઉડાવી નાખીશ.પૈસાને હજમ કરવાની મારામાં ખૂબ તાકાત છે. હજાર રૂપિયા પણ એક દિવસમાં ઉડાવી દઈશ." આ સાંભળીને તે પણ ખૂબ હસી, અને કહ્યુ : "આવી દાનતબુદ્ધિ હોત તો અહીં સુધી આવત ખરા કે ? એમ લાગે છે કે તમારા મસ્તક પર યશવંતનો હાથ છે. જુઓ બેટા, પૈસા વિશે આવી વાતો નહીં કરવી જોઈએ. એ તો લક્ષ્મી છે ને ? લક્ષ્મીદેવી પ્રત્યે મારો દીકરો ઢીલો રહ્યો તેથી તો તેને આટલાં કષ્ટ વેઠવાં પડયાં."

મેં ફરીને હસીને કહ્યું : "દાદીમા, આખરે તમારું વેદાન્ત આટલું આગળ વધી ગયું ? જયારે તમે ઊઠીને 'પૈસો પરમેશ્વરછે,' 'સંપત્તિ લક્ષ્મી છે' એમ કહેવા લાગ્યા છો તો સામાન્ય લોકોમાં આવી દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થતાં વાર નહિ લાગે."

"નહીં બેટા, પૈસા તો લક્ષ્મી છે, લક્ષ્મી દેવી છે, પૈસાથી સદ્‌ગુણો પણ આવે છે અને દુર્ગુણો પણ. ભર્તૃહરિ અથવા બીજા કોઈ ઋષિ કહ્યું છે ને કે જે ધન દાન અથવા વપરાશ માટે ઉપયોગી ન હોય તો તે નાશ કરે છે.લક્ષ્મી સારી રહે તો દેવી. પોતાની મર્યાદામાં રહી તો દેવી. નહીં તો પિચાશણ."

એ વૃદ્ધાના માનવસ્વભાવના અભ્યાસથી પ્રસન્ન થઈને મેં બીજા વર્ષે આવવાનું વચન આપ્યું અને શંકર હેગ્ગડેના ઘરનો રસ્તો લીધો. બીજે દિવસે શંભુ સ્વાદી સુધી મને મૂકવા આવ્યો હતો. તે જ દિવસે હું સિરસીના મારા એક મિત્રના ઘરે પહોંચી ગયો. વિચારવા લાગ્યો કે સીધો મારે ગામ જઉં કે મારા મિત્રના ગામ કુમટા તરફ જાઉં ? આખરે નક્કી કર્યું કે એક ઘૂંટડામાં બધું પી જવું યોગ્ય નથી. આથી પહેલાં મારે ગામ જવું એ વધુ સારું છે, અને મારે ગામ પાછો ફર્યો.

# સાત

હું નથી મહમૂદ ગીઝની કે નથી પાર્વતમ્માના ભક્તિપરિવારનો સભ્ય ! બેનકય્યાના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની વાત કરીને મારે ગામ પાછો ફર્યો છું ત્યારથી અવારનવાર શંકર હેગ્ગડેને પૈસા મોકલતો રહું છું, જેથી કાર્ય પૂરું થઈ શકે, પરંતુ મનમાં વારંવાર શંકા ઊઠતી હતી કે એના પર વિશ્વાસ મૂકી શકાય કે નહીં ! પૈસા માટે એ અવારનવાર પત્ર લખતો હતો. એનો પુત્ર શંભુ ભટ્ટ હવે પત્રમાં ભટ્ટની જગ્યાએ 'હેગ્ગડે' લખીને માહિતી આપતો રહેતો કે મંદિરનું કામ કેટલું આગળ વધ્યું છે. પત્તાંના નવા ખેલાડીની માફક મારી પાસે રહેલાં તમામ પત્તાં મેં હેગ્ગડેને બતાવી દીધાં હતાં. આ મેં યોગ્ય કર્યું કે અયોગ્ય એ અંગે મારા મનમાં જાત જાતની શંકાઓ ઉદ્ભવી રહી હતી. મને વારંવાર સંદેહ થતો હતો કે યશવંતરાયની થાપણનો હું જે રીતે ઉપયોગ કરી રહ્યો છું તે મને સોંપાયેલી જવાબદારીને અનુરૂપ છે કે નહીં !

જે કામ બેનકનહલ્લીવાળાઓએ કરવું જોઈએ તેની જવાબદારી મારાં મિત્રવતી મેં મારા માથે લઈ લીધી હતી. આ માત્ર એટલા માટે કે એની ધાત્રી માતાને સંતોષ થાય. બેનકય્યા પ્રતિ જેટલો વિશ્વાસ યશવંતરાયને હતો તેટલો જ મને પણ હતો— અર્થાત્ આ પ્રકારની પૂજા-ભક્તિમાં અમારા બન્નેની શ્રદ્ધા નહિવત્ હતી. જો તેઓ જીવતા હોત તો આ મંદિરનો ઉદ્ધાર કરાવવા તૈયાર થાત કે નહીં તેની મને ખબર નથી. અલબત્ત, કોઈ સ્થાપત્ય રચના હોય તો તેનો ઉદ્ધાર કરવામાં મને વિશેષ રસ પડે. આ બેનકય્યા(ગજાનન) તો માત્ર ગોળ ગોળ ગણપતિ છે. મારા માટે સંતોષની બાબત એક જ હતી કે જો પાર્વતમ્માએ પોતાની આ ઈચ્છા યશવંતરાય સમક્ષ વ્યક્ત કરી હોત તો તેમણે તેનો અક્ષરશઃ સ્વીકાર કર્યો હોત એનો મને પૂરો વિશ્વાસ હતો. એના મનને સાંત્વના આપવાથી વધુ સારું કામ બીજું કશું ન હોઈ શકે.

હું સહેજ પણ ચાલાક હોત તો મારાં તમામ પત્તાં છુપાવીને રાખત અને ચાર દિવસ ત્યાં રહીને શંકર હેગ્ગડેને આગળ કરત. "ગામના મુખી તમે જ છો. મંદિરને આ પ્રમાણે ખંડેર થતું જોઈ રહેવું એ શું તમારા માટે શોભાસ્પદ છે ?" એમ કહીને જરા ઠપકો આપત. ત્યારબાદ એની પ્રશંસા કરીને, એને પ્રોત્સાહિત કરીને, "તમારું નામ અજરઅમર બની જશે," એમ કહીને ખર્ચનો બોજ નિવારી શક્યો હોત. હવે તો જ્યાં સુધી મંદિર બંધાઈને પૂરું ન થાય ત્યાં સુધી મારે અવારનવાર એ ગામ જવું પડશે. આટલું બધું કરવા છતાં એમ લાગે છે કે એ ગામમાં ભક્તો ઓછા છે અને ધનના

લાલચુ લોકો વધારે છે. નહીં તો શું મંદિર ખંડેરની જેમ પડી રહે ? રામ હેગ્ગડે સિવાય બીજા ત્રણચાર આગેવાનો પણ હશેને ? હું વધારે પડતો ઉત્સાહ બતાવી રહ્યો છું. પાછળથી તેઓ મારા વિશે શંકાઓ પણ વ્યક્ત કરતા હશે. 'આ આટલે દૂરથી આવીને આપણા ગામમાં બેનકય્યાનું મંદિર બંધાવી રહ્યા છે, એમાં જરૂર કાંઇ ને કાંઈ રહસ્ય છે જ.' 'રહસ્ય' 'કાંઇ ને કાંઇ' આ શબ્દનો અર્થ થાય છે દશેક લોકોનો ફાળો હજમ કરી જવો તે ! ખેર, મારા મિત્રના કારણે હું ક્યાંક ખોટી જગ્યાએ ભટકાઈ ગયો હોઉં તો પણ કાંઈ વાંધો નહીં. અજાણ્યા ગામ સામે આમ શંકાની દૃષ્ટિએ જોવું એ યોગ્ય નથી. હું માનવા લાગ્યો કે રમતનાં પાનાં ખુલ્લાં કરીને મેં યોગ્ય જ કર્યું છે.

પાછાં ફરતાં હું જ્યારે ગામ પહોંચ્યો ત્યારે ઠંડીની મોસમ ચાલુ થઈ ગઈ હતી. ત્યાર પછી ઉનાળો આવ્યો. શંકર હેગ્ગડેના બિલ પણ દર મહિને આવ્યાં કરતાં હતાં.શંભુ હેગ્ગડે કાર્યની પ્રગતિનો ખ્યાલ આપતો રહેતો હતો. "વરસાદ થંભ્યો ને અમે બીજે જ દિવસે જૂના મંદિરનું છાપરું પડાવી નાખ્યું. આ છતની લાકડાની સામગ્રી કંઈ પણ કામ માટે યોગ્ય નથી રહી. દીવાલો તદ્દન ખખડી ગઈ છે એટલે એને નીચે સુધી તોડી નખાવવી પડી. જમીન પથ્થરની હોવી જોઇએ."

વળી એક વખત લખ્યું હતું, "પિતાજીએ લક્કડકામ માટે આંગણાના કેટલાંક ઝાડ કપાવી નાખ્યાં છે,પરંતુ અમારે ત્યાં લાકડું વહેરનાર નથી મળતા. અરે ! સુતાર પણ નથી. કુમટા કે સિરસીથી તેમને બોલાવવા પડશે. તેઓ બમણા પૈસા પણ માગી શકે."

મેં તેમને જવાબ પણ લખી નાખ્યો હતો, "એમ જ કરજો. વિશ્વાસપાત્ર હોય તેમને બોલાવી લો. પરંતુ નાની રકમ આપીને પાછળથી તકલીફ વહોરી લેશો નહીં." એ પછી ફરી એક પત્ર આવ્યો કે, "પથ્થરનું કામ શરૂ થઈ ગયું છે. દીવાલો ચણવાનું કામ ઝડપભેર ચાલી રહ્યું છે. સુતારો પણ આવી ગયા છે. ઉનાળો પૂરો થતાં પહેલાં તો મંદિરનું છાપરું તોડી પડાશે." વગેરે વગેરે...

આ આશાભર્યા પત્ર પછી જે પત્ર મળ્યો તેમાં લખ્યું હતું, "રામ હેગ્ગડેનું કહેવું છે કે જે કામ હાથમાં લઈએ તે સારું થવું જોઈએ. મંદિરના ગર્ભગૃહની સામેનો મંડપ થોડો મોટો હોવો જોઈએ, જેથી વધુ લોકો માટે બેસવાની જગ્યા થઈ શકે. તેઓ તો એમ પણ કહે છે કે ગર્ભગૃહન દીવાલોને થોડી ઊંચી કરાવીને એ ઉપર તાંબાની ચાદર મઢાવવી જોઈએ. કરેલું કામ ટકાઉ તો થવું જ જોઈએ."

ત્યાંથી મંદિરનું માપ મગાવી મેં નકશાઓ તૈયાર કરાવી મોકલી આપ્યા હતા. હવે ફરી નવા નકશા તૈયાર કરીને મોકલ્યા, જેથી મંદિરના ગર્ભગૃહની દીવાલો ઊંચી થઈ શકે. "અત્યાર સુધી તો તમારો બેનકય્યા ઘાસના છજામાં ભીંજાતો રહ્યો. મંદિર પર માટીનાં નળિયાંનું છાપરું પણ ન હતું." મેં જવાબમાં લખ્યું, ' મેંગ્લોરમાં તો

માટીનાં નળિયાંનું છાપરું પૂરતું ગણાય છે. તમારા રામ હેગ્ગડેજી ઉદાર બનીને તાંબાની ચાદરો મગાવી આપે તો ખુશીથી મઢાવજો." આ સંબંધમાં શંભુનો જવાબ આવ્યો, "મહાશયે પચાસ રૂપિયા આપવાનું વચન આપ્યું હતું તે પૈસા આપવા પણ હવે તે તૈયાર નથી એમ મને લાગે છે. એના બદલે પાર્વતમ્માના કાન ભંભેરી મારી વિરુદ્ધ સાચીખોટી વાતો પહોંચાડે છે."

આ પણ એક આનંદની વાત હતી. શંકર હેગ્ગડે અને પાર્વતમ્મા પાસેથી એમણે સાંભળ્યું હશે કે યશવંતરાયની અમુક રકમ મારી પાસે પડી છે અને એમ હોય તો પછી નેતાગીરી કરવામાંથી પાછી પાની શા માટે કરવી ? એક દિવસે તેમણે પાર્વતમ્માને એમ પણ કહ્યું હોવાનું જાણવા મળ્યું કે "તમે તો સાવ બુદ્ધુ છો. તમારા ખર્ચ માટે ઓછામાં ઓછા મહિને પચાસ રૂપિયા તો માગવા હતા ? એ પણ જવા દીધા ? અત્યાર સુધી તમારા પ્રત્યે ખૂબ જ માનપૂર્વક વર્ત્યો છું અને હવે તમે મને જ મોટાઈ બતાવવા માંડી ? પેલો જે યશવંતનો પ્રતિનિધિ બનીને (એટલે કે હું) આવ્યો હતો એ તો યશવંતના કુટુંબનો પણ નથી. છતાં એના પ્રત્યે આટલું ખેંચાણ ? જો હું એની જગ્યાએ હોત તો તમામ દોલત તમારા ચરણોમાં ધરી દેત. પરંતુ જવા દો ! તમે આવું કર્યું નહીં. તમે તો મંદિર બંધાવવાની વાત કરી. ઠીક છે. એ પણ સારું કર્યું કારણ કે એ થવું જોઈતું હતું. મને પણ એમાં ઓછો રસ નથી. મંદિર છે ને મંદિર ! બેનકય્યા કોઈ જેવાતેવા દેવ થોડા છે ? એના મંદિર પર તાંબાની છાજલી હોવી જોઈએ. એક-બે હજાર રૂપિયા વધુ ખર્ચ થઈ જાય તો પણ તેમાં શું થઈ ગયું ? એના બાપની મિલકત તો નથી ને ? યશવંતના પૈસા છે. એણે આપવા જોઈએ. યશવંત તો આ ગામમાં મોટો થયો હતો. એ હોત તો જરૂર આપત.

"જુઓ, મેં સાંભળ્યું છે કે યશવંત કુમટા છોડતી વખતે બે લાખ રૂપિયા લઈ ગયો હતો. પોતાની પત્ની તેમ જ પુત્ર પરના ગુસ્સાના કારણે તેમને એક પાઈ પણ આપી ન હતી. મુંબઈમાં રાજકુમારની માફક દરબારો ભરીને એશઆરામ કરતો રહ્યો અને એક દિવસે મૃત્યુ પામ્યો. તમને એ કેટલા રૂપિયા મોકલતો હતો ? મહિને પાંચ રૂપિયા, બસ ! પરમ દિવસે તમારે ત્યાં જે માણસ આવ્યો હતો તેના હાથમાં પચાસ હજારથી ઓછા નથી આવ્યા. કદાચ એક લાખ પણ હોય. આ બધો ભેદ કોણ ખોલી શકે ?" આ રીતે રામ હેગ્ગડે એ વૃદ્ધાના કાન ભંભેરતો રહ્યો. આ બધી વાતો મને શંભુના પત્ર દ્વારા જાણવા મળી. મને થયું કે શંભુ પોતે આટલી બધી જૂઠી વાતો ઘડી કાઢીને ન લખી શકે. રામ હેગ્ગડેએ આમ કહ્યું જ હશે.

દરમિયાન શિયાળાની ઋતુના પ્રારંભમાં જ મને શંભુનો એક લાંબો કાગળ મળ્યો. એમાં એણે પાર્વતમ્માની પરેશાનીઓનું વર્ણન કર્યું હતું, "તમે છાપરા વિશે જે કાંઈ લખ્યું છે તે મેં દાદીને વાંચી સંભળાવ્યું. તેમને તમારી વાત યોગ્ય લાગી છે. પરંતુ પડોશી રામ હેગ્ગડેના મેણાટોણાંથી એ તંગ આવી ગઈ છે. અવારનવાર મને કહે છે કે

રામ હેગ્ગડે એને વારંવાર આમ સંભળાવ્યા કરે છે : 'આટલા દિવસો સુધી જ્યારે તમારી પાસે કાંઈ ન હતું ત્યારે અમે જ તમારા ભરણપોષણની વ્યવસ્થા કરતા હતા. હવે પાંચ રૂપિયા મળતાં તમે પોતાની જાતને સ્વતંત્ર ગણાવવા માંડયા ? હવે તમને અમારી શી ગરજ છે ? હું કહું છું કે પેલા માણસને પત્ર લખીને યશવંતની મિલકતમાંથી તમારા માટે ઓછામાં ઓછા પચાસ રૂપિયા મગાવો. તમે એ પણ માનતા નથી. જો બીમાર પડ્યા તો તમારું ધ્યાન કોણ રાખશે ? શું તમારી પાસે કાંઈ માલમિલકત છે ? કંઈ પૈસોટકો છે ? દસબાર વર્ષની હતી ત્યારથી અમારી ચાકરી કરી પોતાનું ભરણપોષણ કરતી રહી, અને એમ ને એમ વૃદ્ધ થઈ ગઈ. અમે તો તમારા પર દયા લાવીને તમને સાચવ્યાં.. તમે શું એમ સમજો છો કે આ રીતે હવે પછી પણ અમે તમારું લાલન-પાલન કરતા રહીશું !' આમ કહી કહીને વારંવાર એમને સતાવ્યા કરે છે."

હું ગભરાઈ ગયો. 'પૈસો પરમેશ્વર છે,' 'ધન લક્ષ્મી છે' એમ માનનારી પાર્વતમ્માને હવે ધનને રાક્ષસ અને શ્રીને શેતાન ગણીને કઠણાઈથી જીવવું પડતું હશે ને ? એમને સાધન બનાવીને કોઈ બીજી વ્યક્તિનાં નાણાં મારી પાસેથી પડાવી લેવાની એક યોજના આ લોકોએ ઘડી કાઢી હતી. બેનકય્યાનું મંદિર તો એક બહાનું માત્ર હતું. પાર્વતમ્માને વૃદ્ધાવસ્થામાં દુઃખી કરવાથી તેમને કંઈ ને કંઈ લાભ તો થશે જ તેવી બદદાનત તેમના મનમાં વસી ગઈ હતી. પાર્વતમ્મા પર તેમનું દબાણ રોજ-બ-રોજ વધતું ગયું અને પાર્વતમ્માની પરેશાનીમાં પણ દિન-પ્રતિદિન વધારો થતો ગયો. જો હું દર મહિને પચ્ચીસ રૂપિયા મોકલવા માંડું તો પણ એ શંભુ અથવા ટપાલીના ખિસ્સામાં ન જતાં રામ હેગ્ગડેના ખિસ્સામાં જવાના. ધન તો તાજા નમક જેવું છે. એને જરા જીભ પર મૂક્યું હોય તો સ્વાદિષ્ટ લાગે. વધુ ખવાઈ જાય તો પેટમાં બળતરા શરૂ થાય ! મહિને દસ રૂપિયાના હિસાબે હું પાર્વતમ્માને પૈસા આપી આવ્યો હતો. આથી તેમને બળતરા વધી. 'એના પાલિત પુત્રની સંપત્તિ છે.' આ શબ્દો જ રાક્ષસી તૃષાને છિપાવવાનું જોરદાર સાધન બની ગયું. હું ચિંતિત એટલા માટે હતો કે મારા અવિવેકથી પાર્વતમ્માની વૃદ્ધાવસ્થાની શાંતિમાં ખલેલ પડી ગઈ હતી. એમને તો હવે એકાદબે વર્ષની જિંદગી પસાર કરવાની છે. શું હવે એ જગ્યા છોડીને બીજે જઈ શકે ખરી ? તાત્કાલિક વ્યવસ્થા માટે શંકર હેગ્ગડેને પત્ર લખવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. મેં લખી નાખ્યું, "આપની મોટી બહેનના બીજા પ્રાણની જેમ જીવી રહેલી પાર્વતમ્માને તમારે પોતાને ત્યાં રાખીને એનું ભરણપોષણ કરો. એમાં જે કાંઈ ખર્ચ થશે તે આપવા માટે હું તૈયાર છું."

એમ જણાય છે કે તેમણે તેમની મોટી બહેન સાથે વિચાર-વિનિમય કર્યો હશે. શંભુએ એના પત્રમાં લખ્યું હતું કે તેણે તેની ફોઈને આ વાત કરી છે. આ બધાં કામોમાં મધ્યસ્થીની માફક દોડધામ તો શંભુને જ કરવી પડતી હશે. મારો પ્રસ્તાવ શંકર હેગ્ગડેએ સ્વીકારી લીધો. પરંતુ એની મોટી બહેનમાં પાર્વતમ્માને સાથે રાખવાનો ઉમંગ ખૂબ જ

વધી ગયો. સાંભળ્યું છે કે આ વાતને એણે રાજદૂતની માફક તેની બહેનપણીને પહોંચાડી અને હર્ષપૂર્વક ઘરે આવી જવાનું આમંત્રણ આપી આવી. પરંતુ એને પણ પાર્વતમ્માના આવવા વિશે થોડોક સંદેહ હતો. રામ હેગ્ગડે ગમે તેટલા લાલચુ, લોભી અને ધૂર્ત હોય તો પણ એણે પાર્વતમ્માને આટલા દિવસ સુધી આશ્રય તો આપ્યો હતો. તો આવા પાડોશીને છોડીને પાર્વતમ્મા ચાલી આવે તેમાં તેને શંકા હતી. આ ઉપરાંત જૂની દુશ્મનાવટનો પ્રશ્ન પણ હતો. શંકર હેગ્ગડેના પિતાના મનમાં તો એની પુત્રી પાર્વતમ્મા સાથે વાત કરે એ પર પણ ભારે ગુસ્સો હતો. આવી પરિસ્થિતિમાં પાર્વતમ્મા એના ઘરે જઈ રહેવા માંડે તો સ્વર્ગસ્થનું પ્રેત શું કહે ? શું આવી લાગણી પાર્વતમ્માના મનમાં નહીં જન્મે ? મૂકાંબિકાના મનમાં અવારનવાર આ શંકા જાગતી હતી. એ ક્યારેક કયારેક પાર્વતમ્માના ઘરે જતી હતી. એ જ પ્રમાણે પાર્વતમ્મા પણ ક્યારેક એના ઘરે જવામાં સંકોચ પામતી નહોતી.મૂકાંબિકાએ વિચાર્યું કે જો પાર્વતમ્માને જઈને કહું કે, 'અમારે ત્યાં આવીને રહો.' તો શું એ નહીં માને ?

શંભુના પત્રથી મને જાણવા મળ્યું કે મૂકાંબિકાના આ પ્રયાસો નિષ્ફળ ગયા છે. મૂકાંબિકાની બન્ને શંકાઓ વચ્ચે પાર્વતમ્મા તરફડતી રહી. સાંભળ્યું કે પાર્વતમ્માના જવાબે મૂકાંબિકાને તદ્દન નિરાશ કરી દીધી - "મૂકાંબુ, હું શું કોઈનું સાંભળ્યા વગર અત્યાર સુધી જીવતી રહી છું ? જયારે હું ઉપરવાળા ઘરમાં હતી ત્યારે શું કોઈ મને કશું કહેતું ન હતું ? યશવંતની સાવકીમાએ તો ન કહેવા જેવું પણ કહ્યું હતું. મને કશું પણ ન કહેનાર જો કોઈ હોય તો તે યશવંતીની સગી મા હતી. એ સિવાય તો ભલે રામ હેગ્ગડે હોય કે એનો બાપ. સૌ કોઈએ મને સાચુંખોટું સંભળાવ્યું જ છે. શું એને ખબર ન હતી કે હવે મારું કોઈ નથી અને હું તો પેટ ભરવા આવી છું. સવારથી રાત સુધી તનતોડ કામ કરાવતા હતા અને ઉપરથી ગાળોનો વરસાદ વરસાવતા હતા. મને થયું કે મારું જીવન જ ગાળો સાંભળવા માટે છે. હવે તો હું આંખે બરાબર જોઈ પણ શકતી નથી. મહેનત પણ કરી શકતી નથી. કહેવું હોય તે કહે. જેને હું મારાં બાળકો જેવા ગણું છું તેઓ જ મને ગાળો આપે છે ને ? મરી જઈશ તો પછી જરૂર કહેશે, 'અ ર ર ર ! પાર્વતી મરી ગઈ. અમે આટઆટલી ગાળો આપતા હતા છતાં પણ એણે એક શબ્દ પણ ક્યારે ય ઉચ્ચાર્યો નહીં,' ગાળો દેવી એ પણ એક જન્મજાત ગુણ છે.

શંભુના પત્રથી જાણવા મળતું હતું કે રામ હેગ્ગડે તરફની તકલીફો વધતી જતી હતી. વધુમાં એમને ખબર પડી ગઈ હતી કે મૂકાંબુ પાર્વતમ્માને પોતાને ઘરે લઈ જવા આવી હતી એ જ દિવસે હેગ્ગડેએ 'અ હો હો ! પાર્વતીને મારું કહેવું વધારે પડતું લાગ્યું ને ? મેં તો તમારી ભલાઈ માટે કહ્યું તો તમે ગામેગામ એ વાત ફેલાવી દીધી. ફેલાવો, હજુ વધુ ફેલાવો ! તમે આ વૃદ્ધાવસ્થામાં શંકર હેગ્ગડેના ઘેર જાન જેવું સરઘસ કાઢીને જાઓ અને આરામથી રહો ! એમાં અમારું શું બગડવાનું છે ?' એમ કહીને બ્રહ્માસ્ત્ર પણ છોડયું. તે દિવસે પાર્વતમ્મા આખી રાત તડપતી રહી. હું એની સ્થિતિનું ખૂબ જ સારી

રીતે અનુમાન કરી શકું છું. સાંભળ્યું છે કે બીજા દિવસે સવારે જ રામ હેગ્ગડેએ પોતાની પત્ની દ્વારા એક શુભ સંદેશ પણ મોકલાવી આપ્યો, “જાઓ, મહામાતા જાઓ ! સોગંદવાળા ઘરમાં જાઓ અને ત્યાં જ પ્રાણ છોડજો. આવતી કાલે તમારી હત્યા થઈ જાય તો પણ શ્રાદ્ધ કરનારાઓને નિઃસહાય બનાવી જાઓ. આખા ગામને સતાવજો, પણ હવે અમારા ઘરની સીડી ચડવાની કોઈ જરૂર નથી,” એમ કહીને એમણે સંબંધોનો અંત લાવી દીધો. પરંતુ બિચારી પાર્વતમ્મા શિવની માફક આ ઝેરને પી ગઈ. કશો વિરોધ ન કર્યો. શંભુએ વધુમાં લખ્યું હતું, “જો આમ જ થતું રહેશે તો મને લાગે છે કે દાદીમા ચિંતામાં બળી બળીને ભૂખી રહીને અશક્ત બનતી જશે અને તો પછી એને આવતી વર્ષાઋતુ જોવી પણ મુશ્કેલ બની જશે.” આ વાંચીને મને ડર લાગવા માંડયો. બેનકય્યાના મંદિરનો ઉદ્ધાર કોના માટે ? મેં યશવંતરાયના નામે જે જવાબદારી સ્વીકારી છે તે કોની શાંતિ માટે ? હું ગભરાટ અનુભવવા લાગ્યો.

આપણે ભણેલાગણેલા માણસો ગ્રામ્યજીવનની શાંતિ અંગે મોટી મોટી વાતો કરીએ છીએ. પરંતુ આવા ખરાબ માણસો આપણા ગામડાઓમાં શું ઓછા છે ? જો કોઈ બાબતની પરવા કર્યા વગર હું એ ડોસીને પૈસા મોકલ્યા કરતો હોત તો વધુ સારું થાત. ન શંભુ પર કશી શંકા આવત કે ન પાર્વતમ્માના કષ્ટમાં વૃદ્ધિ થાત. હવે જ્યારે મેં જ આ બધું ખોદીને ઊભું કર્યું છે ત્યારે બસો માઇલ દૂરથી જ્ઞાની પંડિતની માફક ઉપદેશ લખી મોકલવો એ સામા પક્ષને વધુ કષ્ટમાં મૂકવા જેવું છે. એકબે દિવસ મારું મન સંતાપથી શેકાયા કર્યું. શંભુને મંદિર બાબતમાં બેચાર વાતો લખી નાખી. બીજું કશું લખ્યું નહીં. મને થયું કે એનાં દુઃખો વધારવા માટે અહીંથી ઉપદેશ લખી મોકલવાને બદલે ચાર-પાંચ દિવસ સારી રીતે વિચારીને પાર્વતમ્માના ગામે જઈ આવું અને તેના રહેવા-કરવાનો પ્રબંધ જાતે જ કરી આવું.

દરમિયાનમાં મેં મારા પર થોડી વધુ આફતના બોજ વહોરી લીધો હતો. યશવંતરાય બીજા ત્રણ જણને નિયમિત પૈસા મોકલતા હતા. મેં એ લોકોને પત્ર દ્વારા રાયજીના મૃત્યુના સમાચાર આપતાં વિનંતી કરી કે, ‘એમના વિશે આપ જે કાંઇ જાણતા હો તે મને લખી મોકલો. આપનો મોટો ઉપકાર થશે.’ થોડા જ દિવસમાં વિષ્ણુપંત ઘાટેનો જવાબ આવી પણ ગયો. એમ જણાતું હતું કે એમને યશવંતજી પ્રત્યે ખૂબ જ માન છે. મારા મિત્ર વર્ષમાં એક વખત મહાબળેશ્વર જતા હતા અને અમુક સમય ત્યાં પસાર કરતા હતા. ઘાટેજી હવે ત્યાં નથી રહેતા, પરંતુ પૂનામાં પોતાની પુત્રીને ત્યાં રહે છે. ત્યાં તેમને પોતાનાં લેખનકાર્ય અને અભ્યાસ માટે અનેક સગવડો મળી રહે છે. એમણે ખૂબ જ વિનયપૂર્વક લખ્યું હતું : “મારી તબિયત સારી નથી રહેતી. દમનું દર્દ કાયમી બની ગયું છે. હું અધ્યયન અને લેખનમાં સમય પસાર કરનારો માણસ છું. યશવંતજીની સહાયતા અને પ્રેરણાથી જ આ કાર્યમાં મગ્ન થઈ શક્યો છું. તમે કોણ અને

હું કોણ ? છતાં પણ તમે એમના દ્વારા અપાતી સહાય ચાલુ રાખી રહ્યા છો એ માટે હું આપનો અત્યંત ઋણી છું. જો ક્યારેય પૂના આવવાનું થાય તો અમારા ઘરે ચોક્કસ આવજો. યશવંતજી વિશે હું જે કાંઇ પણ જાણું છું તે કહીશ." એમના આ પત્રથી મને લાગ્યું કે એમના મન પર એવી છાપ પડી છે કે હું મારી પોતાની મિલકતમાંથી તેમને કંઈક મોકલતો રહું છું. આથી મેં તેમને ફરી પત્ર લખ્યો : "એવું નથી. હું એમની સૂચના મુજબ એમના નાણાંમાંથી તમને પૈસા મોકલું છું." સાથે એ પણ લખ્યું, જ્યારે પૂના આવવાનું થશે ત્યારે જરૂર મળીશ". ત્યારબાદ મારા મનમાં એક કુતૂહલ પેદા થયું હતું તે સંતોષવા પૂછયું, "તમે લખ્યું છે કે લેખનકાર્ય કરું છું તો કયા પ્રકારનું લેખનકાર્ય કરો છો તે જણાવવા મહેરબાની કરશો."

લગભગ એકાદ માસ પછી અથવા તેથી પણ વધુ સમય પછી એમનો એક પત્ર મળ્યો, જેમાં લખ્યું હતું, "પ્રત્યુત્તર વાળવામાં વિલંબ થવાનું કારણ, મારી બીમારીનું હતું." પોતાના લેખનકાર્ય અંગે એમણે લખ્યું હતું : "ધર્મશાસ્ત્ર વિષય પર લખી રહ્યો છું." ત્યારબાદ એ પત્રવ્યવહાર મેં આગળ વધાર્યો નહીં.

બીજા બે અશનાર્થીઓમાં એક હતા કુમટા નજીક રહેનાર હોન્નગ્છે મંજય્યાજી. એક વખત હું હોન્નગ્છે ગામ પણ ગયો હતો. એ કુમટાથી ત્રણ-ચાર માઇલના અંતરે છે. ત્યાં અડધી રાત્રે દસબાર શ્રોતાઓ વચ્ચે એક ભાષણ કર્યું હતું. મનમાં થયું, એક વધુ વખત કુમટા જવું પડશે, ત્યારે આ મંજય્યાજીને પણ મળી લઈશ.

મેં એમને કેટલાંયે પોસ્ટકાર્ડ લખેલાં. ચારપાંચ મહિના સુધી તો તેમના તરફથી કશો જવાબ ન મળ્યો. પરંતુ મનિઑર્ડરના કુપનો પર તેમના હસ્તાક્ષર હતા. એ અક્ષરો ધ્રૂજતા હાથે લખાયેલા હોય તેવા લાગતા હતા. આથી મારે પ્રત્યુત્તર ન મળવાની ફરિયાદ કરવી જોઈએ નહીં. તેઓ વૃદ્ધ જણાય છે. આથી ત્યાં જઈને મારે જરૂરી વાતચીત કરવી જોઈએ.

બીજો અશનાર્થી તો કુમટા ગામની નજીક જ હતો. લાંબા સમય પછી તેનો એક પત્ર મળ્યો હતો. તેમણે પણ યશવંતરાયના ઉપકારો યાદ કર્યા હતા. વધુમાં તેમણે લખ્યું હતું કે યશવંતજીના મૃત્યુના સમાચાર સાંભળી તેની માતાએ ત્રણ દિવસ સુધી અન્નજળને સ્પર્શ સુધ્ધાં કર્યો ન હતો. ત્યારબાદ મેં પુછાવ્યું હતું કે તમે કોણ છો ? તમારા માતુશ્રીનું નામ શું ? એમનો જવાબ તેમણે આપ્યો ન હતો. પછી ફરી ફરી એ જ પ્રશ્નો પૂછવાની ઈચ્છા ન થઈ, એટલે ચુપ રહ્યો. આ વ્યક્તિનું નામ ધારેશ્વર શીન(શ્રીનિવાસ) હતું. ધારેશ્વર નામ તો મારું સાંભળેલું હતું. એ ગામ પણ મેં જોયું હતું, પરંતુ એ હવે કોઈ કોડકણી નામના ગામે જઈ વસ્યો હતો. કુમટા જઈશ ત્યારે જરૂર પડશે તો એને મળીશ.

આ બાજુ શંભુ હેગ્ગડેના વધુ ત્રણ પત્રો આવ્યા, એણે ભારપૂર્વક લખ્યું હતું : "તમે દાદી વિશે કશું પણ લખ્યું નથી. તે હજુ ત્યાં જ છે. રામ હેગ્ગડેના કારણે તે દિન-પ્રતિદિન વધુ ને વધુ દુઃખી થઈ રહેલ છે. અમે તેને અમારા ઘેર બોલાવી હતી, પરંતુ તે આવતી જ નથી. આ દ્વિધામાં જ એ અત્યંત કૃશ થઈ ગઈ છે. મને શંકા છે કે આવતી ચતુર્થી સુધી એટલે કે બેનકય્યાની મૂર્તિની સ્થાપના થાય ત્યાં સુધી જીવશે કે કેમ ? દેવસ્થાનને અલગ કરી નાખ્યું છે. મૂર્તિની સ્થાપના થયા પહેલાં પૂજા થઈ શકે નહીં. અત્યાર સુધી તમે દાદીની ઈચ્છા સંતોષવા માટે જાતજાતના બોધ આપતા રહ્યા. જો એ વહેલી મૃત્યુ પામશે તો તો પછી ભગવાન જેવડો ધણી ! ન અહીંના રહીશું ન ત્યાંના. બેનકય્યા જ આપણી રક્ષા કરો" આ રીતે પત્ર પૂરો કરી અંતમાં લખ્યું હતું : "મંદિરની દીવાલોનું કામ ચાલી રહ્યું છે. ટૂંક સમયમાં જ વાંસ-વળા ચડાવાશે. નળિયાં હજુ આવ્યાં નથી."

આ બધી વાત યાદ કરું છું તો કયારેક ક્યારેક મને હસવું આવે છે. મેં તૈયાર કરેલા નકશા અનુસાર બનેલા બેનકય્યાના મંદિરની તસવીર મારી આંખો સામે સ્પષ્ટ રીતે ઊપસી આવે છે. જૂના મંદિરની જગ્યાએ નવા મંદિરનો એક એક ભાગ મારી આંખોમાં જાણે ચમકે છે. છાપરાનું કામ પૂરું થઈ ગયું છે. દીવાલોનું લીંપામણ પણ સમાપ્ત થઈ ગયું છે. પાર્વતમ્માની માનતા અનુસાર પ્રાતઃકાળની પૂજા વખતે હજારો શ્રીફળ મંદિર પર પડેલાં છે. ક્યારેક ક્યારેક એમ પણ લાગે છે કે મંદિર અર્ધે રસ્તે અટકી ગયું છે અને બેનકય્યા તડકામાં શેકાય છે. રામ હેગ્ગડેનો શાપ સાચો ઠર્યો છે. પાર્વતમ્મા મરીને પ્રેત થઈ ગઈ છે અને બેનકય્યાના મંદિર સુધી પ્રેતની માફક ચીસો મારતી ફરે છે એ સાંભળીને હું ડરી જાઉં છું, પરંતુ આ તો બધાં સ્વપ્નો છે. બસ આટલો જ ફેર છે....જયાં સુધી સ્વપ્ન રહે છે ત્યાં સુધી માણસને સુખ, દુઃખ—ભય વગેરે બધું સાચું લાગે છે. કહેવાય છે કે જીવન એક માયા છે. એ જ પ્રમાણે સ્વપ્ન પણ એક માયા છે. કેવી રીતે ? મૃત્યુબાદ એ આપણા માટે માયા બની જાય છે. જયાં સુધી જીવતા રહીએ છીએ ત્યાં સુધી સુખ- દુઃખ, ભય-ભીતિ બધું જ સાચું લાગે છે, અને આ સુખ-દુઃખ જો માયા જેવાં લાગે તો આપણાં સુખ-દુઃખ પણ માયા છે કે નહીં એ જાણવા માટે આપણી રહેણીકરણીનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ.

જાણે કે એક યુગ વીતી ગયો. ચૈત્ર માસના શુક્લ પક્ષનો પડવો પણ પસાર થઈ ગયો. શંભુએ લખ્યું છે કે બેનકય્યાના મંદિરની દીવાલો પર છાપરું આવી ગયું છે. એના પર જયારે સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે લીલાછમ વાંસ વચ્ચે તે ખૂબ જ સુંદર લાગે છે. આ સાથે બે પંક્તિઓમાં પોતાની આ પ્રબળ ઈચ્છા પણ વ્યક્ત કરી હતી : "સાહેબ, લખી લખીને થાકી ગયો છું કે આપ એક વખત અહીં જરૂર પધારો. જેટલું કામ થઈ

ગયું છે તે જોવા માટે તો આવો ! પાર્વતીદાદીને મળવા માટે તો આવો ! મારો પોતાનો અંતરાત્મા મને ડંખી રહ્યો છે. મંદિર તો ઊભું થઈ ગયું છે. લીંપામણ હજુ નથી થયું, તે થઈ જશે. મૂર્તિની સ્થાપના તો થઈ શકે તેમ છે જ. પરંતુ આ અંગે વિચાર કરવાની વધુ આવશ્યકતા ન લાગી. સૌથી વધુ મહત્ત્વનું કામ હતું પાર્વતમ્માને મળવાનું. હું વિચારમાં પડી ગયો હતો કે જાઉં કે ન જાઉં ?

ત્યારે જ એકબે દિવસમાં અચાનક એક અણધાર્યો પત્ર આવ્યો. યશવંતરાયના મૃત્યુના સમાચાર ધીમે ધીમે કુમટા સુધી પ્રસરી ચૂકયા હતા. આ પત્ર આવવાનું કારણ પણ એ જ હતું. પત્ર કંઈક આમ હતો :

"સ્વામી ! આપ કોણ છો, શું છો તે હું જાણતો નથી. જો મારા પત્રમાં સંબોધનની તેમ જ લખાણની પદ્ધતિની ખામીઓ રહી ગઈ હોય તો મને ક્ષમા કરશો. તમને અવશ્ય ખબર પડી ગઈ હશે કે હું કોણ છું અને શું છું. પરંતુ તમે કદીએ એ જાણવાનો પ્રયાસ કર્યો નથી એનું મને દુઃખ છે. મારા પિતાજીના મૃત્યુના સમાચાર તમારે અમને મોકલવા જોઈતા હતા. એના શ્રાદ્ધ-પિંડ વગેરેનો અધિકાર માત્ર અમને જ છે. બીજું કોઈ નહીં તો તમારે મારી જીવંત માતાને તો સમાચાર આપવા જોઈએ કે નહીં ?

"આવી પરિસ્થિતિમાં તમે બેનકનહલ્લીની એક દાદીના ઘરે જઈને મારા પિતાજીના નામે મોટી મોટી ડિંગો મારી રહ્યા છો. જે કોઈ આ સાંભળશે તેને આશ્ચર્ય થશે. પિતાજીની સંપત્તિ-રોકડ રકમ, જમીન-મિલકત વગેરેના હકદાર તમે નહીં, હું છું. સાંભળવા મળ્યું છે કે એની સારી એવી રકમ તમારા હાથમાં આવી છે. એના મૃત્યુના સમાચાર અમને નહીં પહોંચાડવાનું કારણ પણ આ જ હશે. જે હોય તે, હવે બીજું કાંઈ નહીં તો એની બચેલી સંપત્તિની વિગતો અમને આપો અને તે સંપત્તિ અમારે હવાલે કરી દઈને નિયમ મુજબ તેની રસીદ મેળવી લો. નહીં તો વકીલ દ્વારા કાયદેસર પગલાં લેવામાં આવશે. આપને આ વાત જણાવી દેવી એ અમારી ફરજ હતી. એટલા માટે આ પત્ર લખ્યો છે. બસ એ જ...

**- ચોચ્ચલમને સીતારામ હેગ્ગડે"**

પત્ર વાંચતાં મનને સારું લાગ્યું. ઓછામાં ઓછું એને એટલી તો ખાતરી થઈ કે મૃત્યુ સમયે એના પિતાજી પાસે પૈસા બચ્યા હતા.અને બીજું કાંઈ નહીં તો પિતાને શ્રાદ્ધ-પિંડ આપવાની સદ્‌બુદ્ધિ તો એમનામાં આવી ! નવાઈની વાત એ હતી કે લગભગ પંદર વર્ષે પુત્રને પોતાના પિતાની યાદ આવી હતી ! સાથે એ જાણીને દુઃખ પણ થયું કે એની મા કમલમ્મા હજુ જીવિત છે. ગમે તેમ તો પણ સોહાગણને પોતાનો સોહાગ ભૂંસાય એનું દુઃખ અવશ્ય થાય છે. મારા પર કાયદેસરનાં પગલાં લેવા માગતા આ મિત્રને મારે મળવું જોઈએ. હું એને અવશ્ય મળવાનો હતો. પરંતુ આટલું જલદી મળવાનું મેં વિચાર્યું ન હતું. મને જો ખબર પડી હોત કે તે ધાર્મિક સ્વભાવની વ્યક્તિ

છે તો મુંબઈથી પાછા ફરતાં તુરત જ હું એના પુત્રને એના મૃત્યુના સમાચાર પહોંચાડી દેત. પરંતુ મારા મિત્રની રોજનીશી અને વિશ્વાસ વચ્ચે આવી ગયાં હતાં ને ?

પોતાની સ્મરણપોથીના પ્રથમ પૃષ્ટ પર જ યશવંતજીએ લખેલું છે :

"હું અત્યારે જીવતો છું". પરંતુ મૃત્યુ પછી નહીં હોઉં. હકીકતમાં તો હું જન્મતાં પહેલાં જ મરી ચૂક્યો હતો. મૃત્યુ પછી તો મારી રહેણીકરણીની સ્મૃતિ બાકી રહેશે. હું ખુદ ન રહું તો પછી મારા માટે કરાનારી શ્રાદ્ધ વગેરે ક્રિયાવિધિઓ પણ થવી ન જોઈએ. મારામાં જે ગુણ છે એને પોતાના જીવનમાં ઉતારવા એ જ મારું શ્રાદ્ધ છે. આ પ્રકારનું શ્રાદ્ધ કોઈ પણ વ્યક્તિ અન્ય કોઈ પણ માટે કરી શકે છે. આ તો માનવતા માટે કરાનારું શ્રાદ્ધ છે, કોઈ એક વ્યક્તિ માટે નહીં. માનવ ચિરંતન છે, આપણે ચાર દિવસની ચાંદની જેમ ક્ષણિક છીએ."

યશવંતરાયનું માનસિક વલણ આ પ્રકારનું હતું. તો પછી એમના જીવનમાં એમના પ્રતિ અશ્રદ્ધા સેવીને, એમની સાથે લડી-ઝઘડીને મૃત્યુ પછી એને યાદ કરવાથી અને શ્રદ્ધા કરવાથી શું વળે ? એ તો માત્ર કાગવાસ જ હશે. એમાં પિતૃભક્તિની સહેજ પણ ઝલક નહીં હોય, અને એવી ઝલક આવી પણ ન શકે.

આથી મેં કુમટા રહેતા એના પુત્રનું સરનામું મેળવવા માટે વધુ પડતી ઉતાવળ કરી નહીં. ફુરસદે એની માહિતી મેળવી શકાશે એમ માન્યું હતું.યશવંતરાયના બેંકના ખાતામાં દોઢેક હજાર રૂપિયા બચેલા હતા. આ રકમ બેંકને ભેટ કરી દેવી ન જોઈએ. કાયદેસર રીતે આ એના વારસદારોને મળવી જોઈએ. જો આ રકમની માહિતી શરૂઆતથી જ એના કુટુંબીઓને આપી દીધી હોત તો સારું થાત. હવે યશવંતજીના પુત્રના પત્રનો જવાબ વાળતાં આ બેચાર વાતો લખી નાખી :

"એ જાણીને ખૂબ જ આનંદ થયો કે તમે મારા મિત્ર યશવંતરાયજીના પુત્ર છો. સાંભળેલી વાતોના આધારે તમે મને દોષિત ગણ્યો છે. જો તમને સમય હોય તો આ બાજુ આવી જાઓ. એ વાત સાચી છે કે આપના પિતાશ્રીની સંપત્તિ મારી પાસે છે. એમણે મૃત્યુ પહેલાં જ પોતાની ઈચ્છા અનુસાર ખર્ચ કરવાની વિગતવાર સૂચના લખીને ડ્રાફ્ટ મારા નામે મોકલી આપ્યો હતો. એમનાં સૂચનો વિશેનો પત્ર આપ જોઈ શકો છો. એમનાં કેટલાંક ચિત્રો તથા પુસ્તકો મારી પાસે સુરક્ષિત પડયાં છે. તમે આવીને એ લઈ શકો છો. મુંબઈ ઓવરસીઝ બૅંકના 2516 નંબરના ખાતામાં 1613-7-10 બચ્યા છે. તમે જ સીધા બેંક પર પત્ર લખીને આ રકમ મંગાવી લેશો. તમારો વકીલ કોઈ બીજો માર્ગ અથવા કાયદાકાનૂન બતાવે તો તે અનુસાર પણ કામ કરી શકો છો."

આ ઉત્પાત મચાવનાર મહાશય કોણ હશે એ જાણવાની મને ઈચ્છા થઈ અને મારી સમક્ષ એક જ વ્યક્તિ ખડી થઈ. શ્રીમાન મહાશય રામ હેગ્ગડેજી ! એમના

સ્મરણથી એમના પિતાની યાદ આવ્યા વગર પણ ન રહી. યશવંત પર જાળ ફેંકીને કરજ કરાવીને એને જાળમાં ફસાવી લીધો હતો. એમનામાં માછલી પકડવાની અજબ આવડત હતી. બ્રાહ્મણ પણ હવે તો આ પ્રકારનાં માછલાં પકડવાના ધંધાને પોતાના જીવનની શોભા સમજવા લાગ્યા છે. આવી પરિસ્થિતિમાં પાર્વતમ્માના નિઃસ્વાર્થ અને નિરપેક્ષ જીવનનો આ લોકો શો આદર કરવાના હતા ?

સીતારામ હેગ્ગડેને જે દિવસે પત્ર લખ્યો તે જ દિવસે શંભુ હેગ્ગડેને પણ પત્ર લખી નાખ્યો હતો, "આ પત્ર તમને પહોંચે ત્યાં સુધીમાં હું પોતે જ તમારે ગામ આવી પહોંચું છું."

હું કુમટા ગયો. ત્યાંથી સિરસી થઈને બેનકનહલ્લી પહોંચ્યો. જતી વખતે હું કુમટામાં રોકાયો નહીં. દરમિયાન મારો પત્ર સીતારામ હેગ્ગડેને મળી ગયો હતો કે નહીં એની મને કોઈ જાણ ન હતી. આ બાબતમાં પણ મને શંકા હતી. પાછાં ફરતાં પણ કુમટા જવાની ઈચ્છા થઈ નહીં. કુમટા જતાં મારે ઓછામાં ઓછા આઠ દિવસ તો ત્યાં પસાર કરવા જ પડે. યશવંતજીના બે અશનાર્થીઓ ત્યાં છે. એમના કુટુંબીઓના અંતરબાહ્ય પરિચય માટે અન્ય લોકોને પણ મળવું પડશે. બેનકય્યાની કૃપાથી બધું થઈ જશે એમ વિચારીને હું આગળ વધ્યો.

આ વખતે સ્વાદી જવા માટે બળદગાડીની જરૂર ન પડી. બસોની અવરજવર શરૂ થઈ ચૂકી હતી. દોઢ કલાકમાં મુસાફરી પૂરી થઈ. જે માર્ગે અગાઉ બેનકનહલ્લી ગયો હતો તે જ માર્ગે આ વખતે પણ ગયો ત્યારે ચોમાસાની ઋતુ હતી. અત્યારે ઉનાળો છે. તડકાના કારણે વનશ્રી થાકેલી જેવી લાગતી હતી. અહીંતહીં પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં. પર્ણવિહીન મોટાં શાલ્મલી વૃક્ષોનાં ફૂલોને ડાળીઓ પરથી નીચે ખરતાં જોયાં.હું પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. તૃષા છિપાવવા માટે લાંબા લાંબા ડગલાં ભરતો બેનકના ટેકરા સુધી આવ્યો. મંદિરના ચારે બાજુનાં ઝાડની તેમ જ વાંસોની ઝાડીઓ સાફ કરી નાખવામાં આવી હતી. નવા મંદિરના છાપરા પર નળિયાં પથરાઈ ગયાં હતાં.

આ બધું જોઈને મને સંતોષ થયો કે શંભુએ તેના પાપનું પ્રાયશ્ચિત કરી લીધું છે. મંદિરનું લાલ છાપરું જોઈને ખૂબ આનંદ થયો. મનમાં થયું કે પાર્વતમ્માએ આટલું તો જોઈ લીધું હશે ને ? જો નહીં જોયું હોય તો ચતુર્થી સુધી એમનો પ્રાણ અદ્ધર ટીંગાઈ રહેશે. હું દૂરથી મંદિર જોઈ રહ્યો હતો. હું આ સ્વપ્ન જોતો જ હતો, ત્યાં હવાની ધીમી લહેર વચ્ચે શંભુનો અવાજ મારા કાને અથડાયો, "આવી ગયા ને ? મને શંકા હતી કે તમે નહીં આવો તો તે શું કરશે ?" આ શબ્દોથી શંભુએ મારું સ્વાગત કર્યું. એ મંદિરની ચાર વખત પરકમ્મા કરાવી. આંખો ઝીણી કરીને મેં એ જોયું. લાકડાનું કામ પૂરું થઈ ગયું હતું. જૂની ઢબના જાડા જાડા થાંભલાઓ, કાંગરાઓ તેમ જ વળાઓ પર સુંદર નકશી કામ કર્યું હતું. મંદિરની અંદર લીંપણ-ગૂંપણ થઈ રહ્યું હતું. મેં શંભુનો વાંસો

થાબડતાં કહ્યું, "શાબાશ !" મારી સામે કીડા જેમ ઘસડાતો શંભુ સમજી ગયો કે હું પણ એક માણસ છું. એ ખુશ થયો અને ટટ્ટાર ઊભો રહી ગયો. મેં એને વધુ ખુશ કર્યો, અને પૂછયું : "તમારા પિતાશ્રી ઘરે જ છે ને ?"

"અત્યારે બીજે કયાં જાય ? પૂજા કરતા હશે."

"તમે એ બધું નથી કરતાં ?"

"પિતાજી જીવતા છે ત્યાં સુધી તેઓ કરશે."

"તો પરમાત્મા માત્ર એક જ માટે..."

"એમ શા માટે ? તમે પણ મારા જેવા જ છો ને ?તે દિવસે તમને પણ સંધ્યા પહેલાં જપ કરતા જોયા નથી."

"એમાં નવી વાત શી છે ? હું ક્યારેય જપ કરતો નથી."

"ગણેશ પ્રત્યે આટલો ભક્તિભાવ હોવા છતાં ?"

"ગણેશ પર શ્રદ્ધા રાખીને નહીં, પરંતુ શ્રદ્ધાળુઓ પર શ્રદ્ધા રાખીને."

આ વાત એ ન સમજી શક્યો. મને બીજા કામની ચિંતા હતી.મેં કહ્યું, "ચાલો, પહેલાં દાદીને મળી લઈએ; પછી તમારા ઘેર જઈશું."

"તૃષા છિપાવ્યા વગર ?" એમ કહીને તેણે મારો હાથ પકડી લીધો અને ઢોળાવ ઊતરવા લાગ્યો. આ એ જ ઢોળાવ હતો જેના પર હું ગયા વખતે પણ ચાલ્યો હતો – 'પ્રથમ ચુંબનં દંતભગ્નં' વાળો માર્ગ. એટલે મેં પૂછી લીધું : "કાદવ-કીચડ તો નહીં હોય ને ?" એણે કહ્યું, "આપ જ જોઈ લ્યો," રસ્તો ઠીકઠાક કર્યો હતો. એ પહોળો બનાવાયો હતો તેમ જ અહીંતહીં પથ્થરના ટુકડા મૂકીને પગથિયાં પણ બનાવવામાં આવ્યાં હતાં. હું એના ઘરે પહોંચી ગયો. બૂમ મારીને મેં શંકર હેગ્ગડેને મારા આવવાના સમાચાર આપ્યા. એમની મોટી બહેનને "હમણાં આવું છું" એમ કહીને શંભુને સાથે લઈને ચાલી નીકળ્યો. મારી દૃષ્ટિ ઘરના પશ્ચિમ ભાગ તરફ ગઈ. દ્વેષના કારણે ઊગેલા વાંસની ઝાડી નજરે પડી. એના ઘરનો પાછળનો ભાગ પૂરો થતાં જ મેં કહ્યું : "શંભુ મેં તારા પર જે વિશ્વાસ મૂક્યો હતો તે તેં જાળવી રાખ્યો છે. તારું ભલું થશે. મારી એક બીજી ઈચ્છા છે, એ પણ પૂરી કરીશ ?"

"કહો જોઉં ? તમે મને જેલમાં ધકેલી શકો તેમ હતા. પરંતુ તમારા વિશાળ હૃદયે મને ક્ષમા આપી દીધા. આવી પરિસ્થિતિમાં..."

"તું પણ એટલું જ વિશાળ હૃદય રાખે તો..."

"કહો, શું કામ છે ? મારાથી બનશે તો ના નહીં કહું."

"તારાથી થાય તેમ ન હોત તો હું કહેત જ નહીં...અચ્છા, હવે એ કહે કે આપણા યશવંતજીના ઘરનો નીચલો ભાગ અત્યારે કોના કબજામાં છે ? એ જમીન

પર તમારા કુટુંબનો હક છે કે રામ હેગ્ગડેના ?"

"રામ હેગ્ગડેનો હક તો નહીં જ હોય. અમે જ વાપરતા હતા. બીજું કોઈ એ જગ્યાએ આવ્યું નથી અને આવશે પણ નહીં. હું બરાબર જાણતો નથી કે એ જમીન પર અમારા કુટુંબનો કેટલો અધિકાર છે ? ચાલીશ વર્ષ થઈ ગયાં છે. હવે તો જે કાંઈ હક્ક હશે તે પણ નાબૂદ થઈ ગયા હશે."

"બસ તો તમે એમ કરો કે વાંસની એ ઝાડી સાફ કરાવી નાખો અને સળગાવીને બાળી નાખો. પછી ત્યાં એક ઝૂંપડી બનાવો – બીજા કોઈ માટે નહીં, પરંતુ પાર્વતમ્મા માટે. તમારા ઘરે રહેવામાં એને સંકોચ થાય છે ને ? એમને અહીં રહેવાનું કહીશું. પંદર દિવસમાં પૂરું થઈ જશે ને આ કામ ? તમારી ફોઈને પણ સંતોષ થશે."

"યોજના સરસ છે. અહીં રહેવામાં એને કોઈ મુશ્કેલી નહીં પડે. દાદી અહીં આવવા માટે માની જાય તો સારું."

"એને મનાવવાની કોશિશ હું કરીશ."

"વાતો કરતાં કરતાં મેદાન પસાર કરી ગયા. ત્યાર પછી રામ હેગ્ગડેના બગીચા અને આંગણાને પસાર કરી પાર્વતમ્માના ઘર સામે આવી પહોંચ્યા. શંભુએ પાસેના કૂવામાંથી પાણી ખેંચીને પોતાના પગ ધોયા અને મારા પગ પણ ધોવડાવ્યા. પછી અમે ઘરમાં ગયા. બૂમ મારીને એણે કહ્યુ : "દાદી, તમારા પોષિત પુત્રના મિત્ર આવ્યા છે." હું એની પાછળ પાછળ ચાલ્યો. સીધા અંદર ગયા. ઓરડામાં ઘોર અંધારું હતું. અહીં જ હું એક દિવસ જમ્યો હતો. પાર્વતમ્માએ પોતે ભૂખી રહીને મને જમાડયો હતો અને પોતાના પોષિત પુત્રના નામ પર ભગવાનનો જાપ જપવા માંડી હતી. એ જ સ્થળે ડોસી એક ફાટેલી ચટાઈ પર સૂતી હતી. પહેલી વાર મેં એને જોઈ હતી તેની સરખામણીમાં માંડ અર્ધી રહી હશે. તદન કૃશ અને નિર્બળ દેખાતી હતી. મેં મસ્તક નમાવીને પ્રણામ કર્યા. "બેટા, આ ગરીબને જોવા માટે આટલે દૂરથી શા માટે આવ્યો ? મારા માટે જ આટલે દૂરથી આવ્યો છે ને ?" એણે પૂછયું.

"હા, મા. એ માટે જ આવ્યો છું. તમે, તમારા પોષિત પુત્રે તેમ જ આ ગણેશે મને બોલાવ્યો અને હું આવી પહોંચ્યો."

"થોડો સમય તે મારી સામે જોતી રહી. હું હસ્યો. "બેનકય્યાના આશીર્વાદ તમને સાંપડો. એના મંદિરનો જીર્ણોદ્ધાર મને બતાવવા માટે જ તમે આવ્યા છો ને ? મારો પુત્ર તમારી પાસે આટઆટલું કરાવી રહ્યો છે. પરંતુ મારા નસીબમાં તો..." એટલુ કહીને એ ચુપ થઈ ગઈ.

"મા, બસ આ જ છે તમારું વેદાન્ત. તમને થઈ શું ગયું છે ? જયારે બેનકય્યાની આટલી સેવા કરી છે તો શું સેવા લીધા વગર જ એ તમને બોલાવી લેશે ?"

"એટલો મોકો મળે તો તો સદ્ભાગ્ય."

"જો તમારા બેનકય્યા ખરેખર ભગવાન હશે તો અવશ્ય મળશે." આ વાત મેં અત્યંત ભક્તિભાવથી કરી. પરંતુ એને જોતાં જ ધીરજ ખૂટી જતી હતી. શંભુ ધીમા અવાજે રામ હેગ્ગડેનાં કરતૂતોનું વિસ્તારપૂર્વક વર્ણન કરતો રહ્યો.

પાર્વતમ્માએ કહ્યું, "એ પણ એક જન્મજાત સ્વભાવ છે."

મેં કહ્યું. "ના તમારા પોષિત પુત્રની ધનસંપત્તિની વાત કરીને જ હું તમારા માટે તમામ મુશ્કેલીઓના કારણરૂપ બન્યો છું. કહ્યું હતું ને કે હું તમારી ઈચ્છા પૂરી કરીશ. બાકી તો તમે કયા કૂળનાં અને હું કયા ગામનો ?"

"તમે પણ મારી કૂખે જન્મેલા પુત્ર જેવા જ છો. કોઈ જન્મમાં હું તમારી માતા અગર પુત્રી રહી હોઈશ."

"બહુ ભારે વિશ્વાસ મૂકયો છે તમે મારામાં. હવે એના જ બળે તમને પ્રાર્થના કરું છું". કહીને મેં તેમને મારી ઈચ્છા કહી.

સાંભળીને શંભુએ કહ્યું : "તમે ના કહેશો નહીં. આનાકાની કરશો નહીં. હા પાડી દો. આ પ્રમાણે અહીં રહીને અન્નજળ વિના લડવાનો વખત આવવો જોઈએ નહીં."

એની મૂક મંજૂરી મેળવીને અમે બન્ને ઘર તરફ પાછા વળ્યા. જયારે અમે પાછા ફરી રહ્યા હતા ત્યારે દીવાનખાનામાં પાન ચાવતા રામ હેગ્ગડેએ અમને જોયા ન જોયા કર્યા. અમે પણ એની નજર ચૂકવી નીકળી ગયા.

જયારે અમે હેગ્ગડેજીના ઘરે પહોંચ્યા તો શંકર હેગ્ગડે જપ, પૂજા અનુષ્ઠાન વગેરે સમાપ્ત કરીને, માથા પર ત્રિપુંડ લગાવી, દીવાનખાનાના ઓરડામાં એવી રીતે રાહ જોતા બેઠા હતા, જાણે કે હું જંગલમાંથી ભટકીને આવેલો દૂબળો વાઘ હોઉં.

પાંચ-છ વખત 'ઓ હો હો' કરીને એમણે મારું સ્વાગત કર્યું. આ વખતે હું ત્રણને બદલે છ દિવસ ત્યાં રહ્યો. શંકર અને શંભુ હેગ્ગડેની મદદથી બે જ દિવસમાં આઠદશ મજૂરો મળી ગયા. તેમણે પોતાનાં સાધનો વડે જૂના ઘરે ઊગેલાં વાંસનાં ઝુંડોને સફાચટ કરી નાખ્યાં, અને થોડે દૂર તેનો એક ઢગલો કરી દીધો. જગ્યા સાફ થઈ ગઈ. જૂના ઘરના પાયામાં થાંભળાઓ ખોડયા અને એની સાથે વાંસડાઓ જોડયા. વાંસનું છાપરું બનાવ્યું. એના ઉપર ઘાસ બિછાવી દીધું. આ રીતે બે દિવસમાં જ આ ઝૂંપડી તૈયાર થઈ ગઈ.શંકર હેગ્ગડેએ ચોમાસા પહેલાં માટીની ઈંટોનો એક ઓરડો બનાવી દેવાનું વચન આપ્યું. તમામ કાર્યમાં પચાસ રૂપિયાથી વધુ ખર્ચ નહીં થયો હોય. આ બધું જોકે, યશવંતરાયના પૈસાથી જ થતું હતું. આ કામ માટે શંકર હેગ્ગડેજીને જ પૈસા આપી દીધા. એમણે સંકોચપૂર્વક એનો સ્વીકાર કર્યો. આ વખતે જ્ઞાતિ-કુટુંબ અંગેના તેમના વિચારોમા કંઈક પરિવર્તન જણાતું હતું.પાંચમા દિવસે હું, શંભુ અને મૂકાંબા—ત્રણે પાર્વતમ્માના ઘરે ગયાં. પરમ દિવસ સારો રહેશે એમ કહીને અમે

ઊંચકીને એમના પાલિત પુત્રના ઘરે લઈ આવ્યા. ખૂબ જ સંતોષ થયો. એમને ત્યાં સુવાડયાં પછી મૂકાંબાએ કહ્યું : "પારોતી, આ એ જ સ્થળ છે જ્યાં તે પગ પહોળા કરી સેંકડો વખત યશવંતને તારી સાથે સુવાડયો હતો." એ યાદ આપતાં એની આંખોમાં હર્ષના આંસુ ઊભરાઈ આવ્યાં. વાસ્તવમાં તો એમણે એ પ્રસંગને આંખોમાં સાકર થતો જોયો હશે.

"મારા બેનકય્યાએ આટલી કૃપા તો કરી," પાર્વતમ્માએ કહ્યું. આ એ જ ઘર હતું, જ્યાં તેમણે યુવાની પસાર કરી હતી. અત્યારે ત્યાં એક ઝૂંપડી થઈ શકી તો તે પણ ઘણું છે. જીવનના અંતકાળે પોતાના ઘરનો આશરો તો મળ્યો ! એની યાદ આવતાં એને કોણ જાણે કેટલો બધો સંતોષ થયો.

એ બપોરે એટલે કે છઠ્ઠે દિવસે એક વધુ વખત અમે એને બેનકય્યાના મંદિર સુધી ઊંચકીને લઈ ગયા. મૂકાંબિકા અને પાર્વતમ્માએ અપાર સંતોષની લાગણી અનુભવી. મને પણ ખૂબ જ સંતોષ થયો. ખાસ તો એટલા માટે કે સમગ્ર કાર્ય યશવંતજીની ઈચ્છા મુજબ પૂરું થઈ ગયું હતું. એમની થાપણનો ઉચિત ઉપયોગ થયો એ જાણીને મારામાં હિંમત આવી.

તમે અનુમાન કરતા હશો કે હું ત્રીજી વખત પણ બેનકનહલ્લી જઈશ. મેં પણ એ જ નિશ્ચય કર્યો. ગયો પણ ખરો ! એ બેનકય્યાની પુનઃ પ્રતિષ્ઠાના અવસરે, પાર્વતમ્માની આંખો સમક્ષ થતી ગજાનનની પ્રાતઃકાલીન પૂજા જોવા માટે. એ પૂજા મારી આંખે નિહાળીને પાર્વતમ્માના આશીર્વાદ લઈને જે દિવસે હું ગામ પાછો ફર્યો તે દિવસે શોકના આ સમાચાર "પાર્વતમ્માને બેનકય્યાએ પોતાની પાસે બોલાવી લીધાં છે" મારા પહોંચવાની રાહ જોઈ રહ્યા હતા.

# આઠ

ચૈત્ર માસમાં જ્યારે હું બેનકનહલ્લી ગયો હતો ત્યારે હું પાર્વતમ્માને ઉપરવાળા ઘરમાં લઈ ગયો હતો અને પછી બીજે ક્યાંય ન જતાં હું ઘરે પાછો ફર્યો. પંદર દિવસ બાદ ચોચ્ચમલમને સીતારામનો એક વધુ પત્ર આવ્યો. આ પત્ર એના આગલા પત્ર કરતા પણ વધુ કડક હશે એવી માન્યતા સાથે ખોલ્યો અને વાચ્યો. મહાશયે જરા ઠંડા પડીને, થોડા શાંત થઈને લખ્યું હતું :

"મહોદય,

મેં મારા આગલા પત્રમાં પિતાજીના મૃત્યુ અંગે દોષનો ટોપલો તમારા પર ઢોળ્યો હતો. પરંતુ તમે એ બાબત પર બિલકુલ ધ્યાન આપ્યું નથી. કદાચ અમારી અને પિતાજી વચ્ચે જે મનદુઃખ હશે તે આપ જાણતા હશો. આથી જ પિતાજીના મૃત્યુના સમાચાર અમને તત્કાળ નહીં આપ્યા હોય, જોકે તમે તો સમાચાર મોકલ્યા જ નથી. એ તો અમારા એક દૂરના સંબંધી પાસેથી બધુ જાણવા મળ્યું હતું ત્યારે જ અમે પિતાજી માટે જે કાંઈ ક્રિયા-વિધિ કરવાનાં હતાં તે બધું પતાવી દીધું છે. બેંકમાં જમા પડેલા પૈસાના તમે સમાચાર આપ્યા તે બદલ આભાર. પરંતુ અમારા પિતાજીએ તમને રોકડ રકમ કેટલી આપી હતી, એ વિષે તમે ચુપ છો. આ સારું ન કહેવાય. કાયદાની જાણકાર કોઈ પણ વ્યક્તિ તમને કહેશે કે પિતાજીની સ્થાવર-જંગમ મિલકતના હકદાર અમે જ છીએ. આથી વધુ હું લખી શકતો નથી, કારણ કે બધી બાબતોની હજુ અમને ખબર નથી. શક્ય તેટલો જલદી હું તમારી પાસે આવી પહોંચીશ. મને ખાતરી છે કે તમારી પાસે જે કાગળો છે તે બધા ત્યારે મને બતાવશો. એ સિવાય અમારા પિતાજીનો બીજો સરસામાન મુંબઈમાં કઈ જગ્યાએ છે ? એ સામાનમાં શું શું છે ? પહેલેથી જ જણાવી દો તો ત્યાં જઈને એ લાવવામાં સરળતા રહેશે. મારા પિતાજી જેટલા તમારી નિકટ હતા, તેટલો જ નિકટ હું પણ છું એમ માનીને આ પત્ર લખ્યો છે. એનો બીજો કશો અર્થ ન કરશો.

"બસ એજ, નમસ્કાર

**સીતારામ હેગ્ગડે."**

મારી જાણ મુજબ યશવંત હેગ્ગડેને એક જ પુત્ર છે અને કદાચ ત્રણ પુત્રીઓ છે. પુત્રીઓનાં લગ્ન થઈ ગયા છે અને તેઓ તેમના શ્વસુરગૃહે છે. સીતારામે તેના પત્રોમાં જે 'અમે' શબ્દ વાપર્યો છે તેમાં પુત્રીઓનો પણ સમાવેશ થાય છે એમ મને

લાગ્યું નહીં. આ 'અમે' શબ્દ રજવાડી ગૌરવની નિશાની છે. આ શબ્દથી મારા મનમાં એવી જ ભાવના જાગે છે. 'અમારી મા' અને 'અમારા પિતા' એમ કહેવામાં ખુલ્લું અને વિશાળ મન દેખાતું હતું. પત્રનો જવાબ આપવો જોઈએ એ માટે મેં પણ જરા ટોણો મારતાં લખ્યું :

"આપનો વિશ્વાસપૂર્ણ પત્ર મળ્યો, અને બધી વિગતો જાણી. મને લાગેવળગે છે તેવી બાબતો અંગે મેં પહેલા જ પત્રમાં લખી નાખ્યું હતું. એમાં નીચે એમના મુંબઈના ઘરનું સરનામું પણ લખ્યું હતું. એ ઘરમાં કહી શકાય તેવાં તો થોડાં વાસણો, ખુરશીઓ વગેરે પડેલાં છે. એ હું લાવ્યો નથી. બધો સામાન મકાનમાલિકને ભરોસે છોડી આવ્યો છું. આપને જ્યારે યોગ્ય લાગે ત્યારે અહીં આવી શકો છો. જે કાંઈ હું જાણું છું તે બતાવવા માટે હમેશાં તૈયાર છુ. અહીં તેમની જે કાંઈ ચીજો છે તે તમે જોઈ શકો છો.

"બસ એ જ.

તમારો..."

આ પત્ર લખીને ટપાલમાં નાખી દીધો અને મારી ફરજ બજાવી દીધી. આ પત્ર મળતાં જ તે આવી પહોંચશે એમ ધાર્યું હતુ. પરંતુ એને બદલે સારી એવી સંપત્તિ મેળવવાની આશાએ અથવા મારા પરના સ્વાભાવિક વિશ્વાસના કારણે તે મુંબઈ જઈને મારા પરિચિત જમશેદજી કોન્ટ્રાકટરને મળ્યો. આ સમાચાર મને જમશેદજી તરફથી જ મળ્યા. મને લાગ્યું કે ત્યા જઈને પણ તે તેના સ્વભાવ અનુસાર પોતાની જાત પર ગયો હશે.

એમના પત્રમાં નીચેની બાબતો લખેલી હતી :

"તમારી પાસેથી મેં સરનામું લીધું હતું, પરંતુ એક વર્ષ વીતી ગયુ છે અને છતાં હું તમને પત્ર લખી શક્યો નથી. તમે તો કદાચ મને ભૂલી પણ ગયા હશો. હવે એક બનાવ બન્યો છે, જે કારણે આ પત્ર લખવો પડે છે.

"ચાર દિવસ પહેલાં તમારું નામ લઈને સીતારામ નામના એક સદ્‌ગૃહસ્થ અહીં આવ્યા હતા. તેમણે પોતાનો પરિચય આપતાં કહ્યું હતુ કે, 'હું યશવંતજીનો પુત્ર છું.' તે જ્યારે આવ્યા હતા ત્યારે હું ઘરે ન હતો. મારી પત્નીએ એને બેસાડી, એની સાથે વાતચીત કરી ઘણી માહિતી મેળવી લીધી હતી. એની રીતભાત મારી પત્નીને ગમી ન હતી. મારા આવ્યા પછી જ તે મને મળી શકશે એમ કહીને મારી પત્નીએ એને રવાના કરી દીધો. તે ચાલ્યો ગયો. તેના ગયા પછી થોડી વારે હું ઘરે આવ્યો. મેં ધાર્યું હતું કે તમે યશવંતરાયના સંબંધી છો. પરંતુ જ્યારે સીતારામ બીજી વખત અમારે ઘેર આવ્યો ત્યારે તેમણે સ્પષ્ટતા કરી કે તમારી અને તેના પિતાની વચ્ચે કોઈ સંબંધ નથી. જોકે તમે ક્યારેય એમ કહ્યું ન હતું કે તમે એમના સંબંધી છો, પરંતુ મેં એમ ધાર્યું હતું કે તમે બન્ને નજીકના સગા છો. યશવંતરાયે પણ પોતાના સગા-સબંધીઓ વિશે મને

કહ્યું ન હતું. ત્યારે પણ મને એવો ખ્યાલ હતો કે એમના પુત્રો એમને પૈસા મોકલતા હશે. હવે મને ખબર પડી કે મારા ખ્યાલ, મારી ધારણા વગેરે ખોટું હતું.

"તે વાતચીત દરમિયાન આખો વખત તમારી નિંદા કરતા રહ્યા જેથી મને ખૂબ દુઃખ થયું. મેં એમને કહ્યું કે અંતકાળે તમારા પિતાજી અસ્વસ્થ થઈને પડયા હતા ત્યારે તેમણે મને તમને બોલાવવાનું કહ્યું હતું અને એ પ્રમાણે મેં તમને બોલાવી લીધા હતા. તમે આવ્યા પરંતુ તમારા આવ્યા પહેલાં જ યશવંતરાય અવસાન પામ્યા હતા. ત્યાર પછી ઘરે આવીને તમે તેમની બધી ચીજોનો કબજો લઈ લીધો હતો અને ઘર મકાનમાલિકને સોંપી દીધું હતું. હવે ત્યાં બીજા માણસો ભાડે રહે છે. મેં એમને કહ્યું કે તમારા પિતાજીની કોઈ ચીજ-વસ્તુઓ મકાન માલિક પાસે હોય તો લઈ લો. તેણે મને કહ્યું કે મેં અને તમે મળીને તેના પિતાની હજારો રૂપિયાની સંપત્તિ પચાવી પાડી છે. મને ક્રોધ ચડયો, અને એને ધમકાવીને કહ્યું : "જાઓ, ચાલ્યા જાઓ." બીજે દિવસે સાંભળ્યું કે તે મકાનમાલિક સાથે અહીં આવ્યો હતો. મકાનમાલિકે તેને યશવંતરાયની ખુરશીઓ, સોફા વગેરે જે સામાન તમે અહીં રહેવા દીધો હતો તે બતાવ્યો અને એ સામાન લઈ જવાનું કહ્યું. કદાચ એણે મકાનમાલિક સાથે પણ ઝઘડો કર્યો હશે. મકાનમાલિકે પણ એની ઠીક ઠીક ખબર લીધી હશે. આથી હું જયારે ઘરે હતો ત્યારે ત્રીજી વાર આવીને એણે કહ્યું : "આ સામાનની કિંમત આપને જે યોગ્ય લાગે તે આપી દો અને તે તમે લઈ લો."

"મેં 'આ જ ચીજો છે ને' કહીને સો રૂપિયામાં એ સમાન ખરીદી લીધો. એની પાસેથી રસીદ પણ લખાવી લીધી. એને સંતોષ નહીં થયો હોય, મારે એ ચીજોની જરૂર ન હતી, પરંતુ મિત્રની વસ્તુઓ છે એમ વિચારીને ખરીદી લીધી.

"ત્યાર પછી એણે પોતાના પિતાજીની વાત કહી. એની પાસે લાખો રૂપિયાની પૂંજી હતી. તે પોતાની પત્ની અને સંતાનો ત્યજીને મુંબઈ આવ્યા. અહીં પાણીની માફક પૈસા વહાવ્યા. એ મોટા માણસે પોતાની પત્ની અનએ પુત્રોને હજાર પ્રકારનાં દુઃખો આપ્યાં, વગેરે વગેરે... પુત્રે જે ન કહેવું જોઈએ તે પણ બધું એણે કહી દીધું. મેં કાન પર હાથ મૂકીને બધું સાંભળી લીધું. એણે જે કાંઈ કહ્યું તે સાચું હોય તો કટુંબ વિશે યશવંતરાય તદ્દન મૌન રહ્યા હતા તેનું કારણ કુટુંબીજનો સાથે એક પ્રકારની દુશ્મનાવટનું હતું. પરંતુ આ છોકરાના આક્ષેપો કેટલા અંશે સાચા છે તે તો ભગવાન જ જાણે. મેં મારી આંખે જોયું છે કે એમનું દાદા સાથેનું વર્તન કેવું હતું. દાદાએ કઈ રીતે એને જાળમાં ફસાવ્યા હતા અને ત્યાર પછી પણ એની સાથે યશવંતરાયનો વ્યવહાર કેવો હતો. હું ત્યારે જ સમજી ગયો હતો કે યશવંતરાય તેમનું અહિત કરનારાઓ પ્રત્યે પણ સારો વર્તાવ રાખે છે. આ સીતારામે મને બીજી એક માહિતી આપી કે એના પિતા ખૂબ જ ક્રોધી સ્વભાવના હતા. પરંતુ મેં તો આવા સ્વભાવ એમનામાં ક્યારેય નથી જોયો. એનો સૌથી વધુ ગંભીર આક્ષેપ તમારા પર હતો. એના કહેવા મુજબ યશવંતરાયે તમને પચાસથી પંચોતેર હજાર રૂપિયા આપ્યા હતા. તેઓ આ નાણાં કુટુંબના સભ્યો

વચ્ચે વહેંચી આપવા તમને સોંપી ગયા છે, પરંતુ તમે આ નાણાં હડપ કરી ગયા છો. વધુમાં એણે એમ પણ કહ્યું કે એના પિતાજીના અવસાનના સમાચાર પણ તમે એને આપ્યા નથી.

"ટૂંકમાં એ અહીં આવીને અમારા એક સારા મિત્ર વિશે વાહિયાત અને તદ્દન ખોટી શંકાઓ જન્માવીને ગયો."

સાંભળેલી વાતો પર વિશ્વાસ રાખનારા સ્વાર્થી લોકોનો સ્વભાવ જ આ પ્રકારનો હોય છે એમાં આશ્ચર્ય જેવું કશું નથી. એમાં પણ પૈસાની વાત આવે ત્યારે કોઈ પણ માણસ તુરત જ બદનામ થઈ જાય છે. હું એકલો આમાથી કેમ બચી શકું ? આ સીતારામ આટલી બધી ગડબડ કરતાં પહેલા મારી પાસે આવીને જે કાંઈ કહેવા-જાણવા-પૂછવા માગતો હતો તે મને પૂછી લીધું હોય તો સારું થાત અને બધું જાણ્યા પછી કોઈ અનુમાન પર આવે તો તે યોગ્ય ગણાય. પરંતુ દુનિયાને નીતિશાસ્ત્ર શીખવનાર હું કોણ ? મને થયું કે યશવંતરાયે જે નાણાં મને આપ્યાં હતાં તે એક વખત જે લોકોને આપવાનાં છે તેને આપી દઈને આ જંજાળમાંથી મુક્ત થઈ જાઉં તો નિરાંતે સૂઈ શકું.

પત્ર આવ્યા પછી પંદર દિવસમાં જ સીતારામ હેગ્ગડે અમારે ત્યાં આવી પહોંચ્યા. એનો ચહેરો જોતાં જ ખબર પડી જાય કે આ યશવતરાયનો પુત્ર છે. તે ન તો બહુ લાંબો હતો કે ન ટૂંકો, ચુસ્ત અને સ્ફૂર્તીલો હતો એના ચહેરા પર ઉત્તર કન્નડ(કરાવાર) જિલ્લાના શોખીન ગ્રામીણ સંસ્કારોની ઝલક હતી. એણે સારી રીતે આધુનિક ઢબે વાળ કપાવ્યા હતા. માથા પર કાળી ટોપી હતી. બન્ને કાનમાં પન્ના અને પરવાળાના કુંડળ અને વાળી હતાં. સફેદ ધોતિયું, સફેદ ખમીસ, કોટનાં તમામ બટન ખુલ્લાં અને ખભા પર જરીનો ગડી કરેલો સુતરાઉ ખેસ લટકતો હતો. એક ફર્લાંગ દૂરથી જ આગમનની સૂચના આપનારા ચરરર ચરરર અવાજ કરતા જોડા એના પગમાં હતા. મુખ પર વળ દીધેલી મૂછો હતી. એના હરવા-ફરવામાં તેમ જ આવન-જાવનમાં પણ રૂઆબ હતો. દૂરથી એના આવવાનો ઠાઠ જોઈને જ મારા મોંમાંથી અચાનક નીકળી ગયું. : "આવો, સિંહના બચ્ચા, આવો." ઘણા સમયથી જેની રાહ જોતો હતો તે જ આ માણસ છે એમ વિચારીને તે નમસ્કાર કરે તે પહેલાં જ મેં એમને નમસ્કાર કર્યા અને પૂછ્યું : "કુમટા તરફથી આવો છો ને ?"

"હા,"

"આવો, બેસો, મનમાં હતું જ કે આપ આવશો. પહેલાં હાથમોં ધોઈ લો. ચા મુકાવું કે કોફી ચાલશે ?"

"એ માટે ફુરસદ નથી. તમારી સાથેનું કામ પૂરું કરીને આજે જ મેંગ્લોર જવાનું છે. કુમટા નજીક નથી. આવવું-જવું કાંઈ સહેલું નથી."

"જી હા ! બસનો રસ્તો. વચ્ચે વળી આઠદશ નદીઓ આવે. હું પણ એ બાજુ ફરી આવ્યો છું. આવો, હાથમોં ધોઈ લો, ખાઈપીને નિરાંતે વાતો થશે."

"એટલો સમય મારી પાસે નથી, કહી દીધું ને કે બિલકુલ સમય નથી "

એની વાતોમાં ડગલેપગલે ઉતાવળ અને ઘમંડનાં જ દર્શન થયાં.

"તો મને પણ કામ છે," કહીને હું ચુપચાપ ઊભો થયો અને ઓરડાના એક ખૂણામાં બેસી ગયો. બીજી જ ક્ષણે થયું કે આ ઠીક નથી. એટલે હું ત્યાથી ઊઠીને મારા ઓરડામાં ગયો અને એક પુસ્તક વાંચવા લાગ્યો સદ્‌ભાગ્યે મારા એક અધ્યાપક મિત્ર આવી ગયા. ત્યારે હુ ખૂબ પ્રસન્ન થયો. અર્ધા કલાક સુધી જરૂરી બિનજરૂરી વાતો કરીને સમય પસાર કર્યો. મારા અધ્યાપક મિત્રે પૂછયુ : "બહાર કોણ છે એ ? સુંદર રાવણ જેવો જ દેખાય છે ને ? એના આવવાનુ કારણ તમને ખબર છે કે નહીં ? પાન-સોપારીની કોથળી ખોલી, તમાકુ ખાઈને, હોઠ પર આંગળીઓ મૂકીને પીચકારી મારે છે."

એની વાતો સાંભળીને મારા મનમાં પણ તરંગ ઊઠયો અને મેં લયતાલ સાથે ગાવા માંડયું. "ન મારો પિચકારી." ત્યારે અધ્યાપકે કહ્યું : 'મહાશય, પેલો સાંભળશે.'

"સંગીત તો યાર દોસ્તોને સંભાળવવું જોઈએ ને !" મેં કહ્યુ

ત્યારે બહારથી જ સીતારામ હેગ્ગડેએ બૂમ મારીને કહ્યું "મહોદય, કોઈ પત્ર બતાવવાના હતા ને ? એ બતાવો ને."

મેં અંદરથી જ જવાબ આપ્યો : "જો તમારો ક્રોધ ઊતરી ગયો હોય તો અહીં આવો, બતાવીશ."

"મારે એ નવું દૃશ્ય જોવા માટે એક સાક્ષીની પણ જરૂર હતી. એ ભય પણ હતો કે એના હાથમાં પત્ર આપું અને તે એને પોતાની મુઠ્ઠીમાં ચોળી નાખે અથવા ફાડીને ફેંકી દે તો આવતી કાલે મારે જ પરેશાન થવું પડે ને ? એટલામાં હેગ્ગડેજી ઓરડામાં આવી ગયા.મેં એમને બેસવાનું કહ્યું. તેઓ બેઠા. રસોઈઓ એ જ સમયે અમારા ત્રણે માટે નાસ્તો અને કોફી લઈ આવ્યો. મે કહ્યું : "લો."

એમણે કહ્યું : "કોગળા કરવા થોડું પાણી જોઈએ છે." નોકરે પાણી લાવીને આપ્યું. કદાચ મારે ત્યાં પાણી ન પીવાની પ્રતિજ્ઞા કરીને આવેલા એ ભલા માણસે માત્ર મોં ધોયું. ધીમે ધીમે નાસ્તો પૂરો કર્યો. મેં બીજી કશી વાત ન કરતાં સૌથી પહેલાં કહ્યું : "લો, જુઓ આ પત્ર મુંબઈથી આવ્યો છે." જમશેદજી કોન્ટ્રાકટરનો પત્ર એમને આપ્યો. એ વાંચીને એમણે પાછો આપ્યો.

મેં ફરી કહ્યું : "આ જુઓ, તમારા પિતાજી જ્યારે બીમાર હતા ત્યારે તેમણે મને તાર કર્યો હતો."

એણે એ પણ વાંચી જોયો.

"આ જુઓ. મૃત્યુના એક સપ્તાહ અગાઉ તમારા પિતાજીએ મને લખેલો પત્ર" કહીને મેં પત્ર એમને બતાવ્યો.

એમણે વાંચી લીધા બાદ મેં પત્ર પાછો લઈ લીધો. પછી કહ્યું : "આ છે તમારા પિતાજીનો પત્ર. જે પંદર હજારના રૂપિયા ડ્રાફટ સાથે મોકલવામાં આવ્યો હતો."

એ પણ એણે વાંચી જોયો. મનમાં કોણ જાણે શું વિચારીને પછી કહ્યું : "આમાં લખ્યું છે ને કે હું પોતે આવીશ, ચોક્કસ આવીશ. આનો અર્થ એ થયો કે આ રકમ એને પાછી મળવી જોઈએ. હવે, એટલે કે એના મૃત્યુ પછી, એના વારસદાર અમે છીએ એટલે અમને મળવી જોઈએ."

"જો હું જીવતો ન રહું તો આ પૈસાનો ઉપયોગ કઈ રીતે કરવો તે પત્રની શરૂઆતની લીટીઓમાં સ્પષ્ટ રીતે લખ્યું છે. માટે એના આદેશનું તો પાલન કરવું જોઈએ કે નહીં ?" કહીને હું ધીમે ધીમે એની પાસે ગયો અને એની પાસેથી કાગળ લઈ લીધો. મને એના પર પૂરો શક હતો.

"એ નથી રહ્યા તો શું અમે પણ નથી ?"

"તમે છો જ. પરંતુ તેઓ એ સમજયા ન હતા કે તમે નથી. એટલે તો આ બધી મુશ્કેલી છે."

એના હાથમાંથી પત્ર લઈ લેવાનું અને આ કહેવાનું એને એટલું બધું ખરાબ લાગ્યું કે તેઓ ઉશ્કેરાઈ ગયા. તેમણે કહ્યું : "પુત્રના બદલે શું તમે એની સંપત્તિના વધુ હક્કદાર છો ? બધુ છોડીને ગામડામાં પડેલી એડીઓ ઘસતી પેલી ડોશી માટે પણ કશું નથી ?"

મને પણ ગુસ્સો ચડયો. મેં કહ્યું : "આ બધી વાતોનો ફેંસલો તમારે તમારા પિતાજી સાથે કરી લેવો જોઈતો હતો. હવે મને કહેવાનો શો અર્થ ? યશવંતરાયની વસયિત પૂરી કરનાર હું છું. એમાં કોઈ અડચણરૂપ બની શકે નહીં."

"આ પરથી જ ખ્યાલ આવી જાય છે કે પાર્વતમ્માના નામે મંદિર બનાવવાનું નાટક ઊભું કરીને બાકીના પૈસા હડપ કરી જવાનો તેમ જ અમારા પિતાજીના કુટુંબને કાંઈ પણ ન આપવાનો તમારો વિચાર પાકો છે. અમારા હેગ્ગડેજીએ જે કાંઈ કહ્યું તે ખોટું નથી."

"તમારા ગુરુજી છે, ઠીક છે. હવે જુઓ, આ બે પેટીઓમાં એમનાં પુસ્તકો છે. એકમાં એણે દોરેલાં કેટલાંક ચિત્રો છે. એ જોવાં છે ? એટલી ફુરસદ છે ? આ બધું એણે મને આપ્યું ન હતું. હું જ લાવ્યો છું. જો તમારી ઈચ્છા હોય તો બધું લઈ જઈ શકો છો."

"આ બન્ને પેટીઓને નદીમાં પધરાવી દો. મારા પિતાજીએ જે પત્ર તમને લખ્યો છે તે મને આપી દો."

"નદી... અહીંથી આઠ માઈલ દૂર કમારધારા નદી છે. નજીકમાં કોઈ નદી નથી. એમણે જે પત્ર મને લખ્યો છે તે આપને આપી શકાય નહી."

ક્ષણભર માટે એનું મોં લાલ થઈ ગયું. પછી કાળું. ખૂબ જ અકળાયા. અહીં તહીં જોયું. મારી નજીક બેઠેલા અધ્યાપકને એણે કહ્યું : "જુઓ મહાશય, મેં પુરાણોમાં પણ સાંભળ્યું નથી કે આ રીતે કોઈ પિતાએ પોતાના પુત્રો સાથે આટલી દુશ્મનાવટ કરી હોય." પોતાના પિતાની આ રીતે નિંદા કરતા જોઈને મારી સહનશીલતા તેની સીમા વટાવી ગઈ.

મેં કહ્યું : "પુરાણોમાં આ રીતે પિતાની નિંદા કરનારા પુત્રોની વાત પણ નથી આવતી. આમ તો પુરાણોની ચર્ચા કરવા માટે આ યોગ્ય સ્થળ નથી."

આખી વાતથી અજાણ અને ચુપ બેઠેલા મારા અધ્યાપક મિત્રને તેણે પોતાની વાત ટૂંકમાં કહી સંભળાવી.

"તો શું હવે હું જાઉં ?" એમણે પૂછ્યું.

"ઘરે આવેલા અતિથિને હું એમ કેવી રીતે કહી શકું ? અને એ પણ મારા મિત્રના પુત્રને ? એક દિવસ રોકાઈ મનને શાંત કરીને જાઓ તો આવવું પણ યોગ્ય ગણાય." મેં કહ્યું.

તમને એ જાણીને નવાઈ લાગશે કે એ દિવસ સીતારામ હેગ્ગડે મારા મહેમાન બનીને રહ્યા. હું તો ખૂબ જ સાવધાન થઈને એના પિતાજી વિશે વધુ ન બોલ્યો. પરંતુ એ જ એના વિશે કંઈક કહેવાનો આગ્રહ કરતા રહ્યા. ત્યારે મેં યશવંતરાય પ્રત્યે મારા મનમાં જે ઉચ્ચ ભાવ હતા તે દર્શાવ્યા સીતારામ હેગ્ગડેને ખૂબ જ વિચાર કર્યા બાદ માત્ર એક ઉપાય સૂઝ્યો. એણે મારી ખૂબ જ પ્રશંસા કરી. મારી તર્કશક્તિ અને સહનશીલતાના એમણે મોંફાટ વખાણ કર્યા. પોતાનાં તમામ દુઃખો કહી સંભળાવ્યાં. માનાં દુઃખોનું વર્ણન કર્યું. પોતાના કરજની પણ વાત કરી. એકંદરે અનેકવિધ રીતે મારી સહાનુભૂતિ મેળવવાના પ્રયાસો કર્યા. યક્ષમાનમાં ભાગવત રાક્ષસ જેમ વેષધારીઓ સામે બેસી 'હાય', 'એમ કે.....' 'અહાહા....' કરતા રહે છે તેવી જ રીતે મેં એની વાત સાંભળતાં સાંભળતાં ટૂંકમાં જ જવાબ આપ્યા. બીજા દિવસે એમના દિલને વધુ દુઃખ પહોંચાડવાનું યોગ્ય ન સમજી, એના પિતાજીના પત્રની એક નકલ પર મારી સહી કરીને એને આપી અને કહ્યું કે આની મૂળ પ્રત મારી પાસે રહેશે.

એના વર્તન-વ્યવહારના કારણે એના પર મારો વિશ્વાસ બેઠો નહીં. એનાં કપડાં, ઠાઠમાઠ, એની વાતો તેમ જ અભિમાન પરથી મને એમ લાગ્યું નહીં કે એ કરજદાર છે અથવા તો એ મુશ્કેલીમાં છે. અલબત્ત, આનો અર્થ એ નથી કે એની બહેનોમાંથી કોઈ મુશ્કેલીમાં નહીં હોય. આથી મેં તેમને કહ્યું : "મહાશય, સારું થયું તમે આવ્યા. તમારા પિતાજીએ જે પૈસા મને સોંપ્યા છે તે હું બરબાદ કરી નાખવાનો નથી. બેનકય્યાના મંદિર માટે થોડો ખર્ચ થયો છે. એમના વસિયતનામા અનુસાર ચાર માણસોને દર મહિને રૂા. છ મોકલવામાં આવે છે. એક દિવસ હું

તમારે ગામ પણ આવી જઈશ. એનાં સંતાનોમાંથી કોઈને મુશ્કેલી હશે તો જે યોગ્ય લાગશે તે આપીશ. મારાથી બનતું કરીશ." આ વાતોના કારણે તે મારે ત્યાંથી શાંત બનીને પાછો ફર્યો.

પોતાના ગામ જઈ એક વિરોધનો પત્ર, એક નમ્રતાભર્યો પત્ર, એક પ્રશંસાપત્ર, એક નિંદાપત્ર, – આવા ક્રમમાં તે મારા પર પત્રોનો વરસાદ વરસાવવા લાગ્યો. એના પ્રશ્નોનો જવાબ આપવાની તસ્દી મેં લીધી નહીં. એની અધીરાઈ અને ઉતાવળની મને ખબર હતી. આથી મારે ઉતાવળ કરવાનું કોઈ કારણ ન હતું. હું ચુપ રહ્યો. મને થયું કે ગજાનના મંદિરનો સમારંભ જોઈ પાછા ફરતી વખતે કુમટા થઈને આવીશ. પરંતુ આ વખતે પણ સમય રહ્યો નહીં. મને ત્યાં આવવા માટે રામ હેગ્ગડેએ પણ લખ્યું હતું. અમારા ગામડાના લોકો સીતારામનો ઉચ્ચાર શીતારામ કરે છે, પરંતુ આ માણસ નથી 'શીત' કે નથી 'રામ.'

નવરાત્રીના દિવસોમાં એમણે કુમટાના એક વકીલ મારફત મને નોટિસ આપી. "આથી તમને જણાવવામાં આવે છે કે..." આ નોટિસ અનુસાર મારે તેમને મારી પાસેના પચાસ હજાર રૂપિયાની અને તેના પર આઠ ટકાના વ્યાજ સહિતની રકમ ચૂકવવાની હતી. આ સાથે વિશેષમાં રજિસ્ટર્ડ નોટિસનું ખર્ચ ચાર આના, વકીલનું મહેનતાણું એક રૂપિયો વગેરે પણ આપવાનું હતુ. આ સૂચના મને વિગતવાર મોકલવામાં આવી હતી. જો ન આપુ તો ? તમે જાણો છો – પરિણામ સારૂં નહીં આવે.

આ નોટિસે આનંદની સામગ્રી પૂરી પાડી. આ અંગે મારે એક વકીલ મિત્રની સલાહ લેવી પડી છે. વકીલ મિત્ર નોટિસ જોઈને ખૂબ હસ્યા. કહ્યું : "આનો શો જવાબ આપવો !" એમના પત્ર અનુસાર તમામ અધિકાર તમને સુપરત કરવામાં આવ્યા છે. આનો મુકદમો આ જ ગામમાં ચાલશે. એણે અહીં આવીને આ ગામની અદાલતમા દાવો કરવો પડશે. નહી. ... નહીં ... અહીં નહીં. ... થાય. પંદર હજાર રૂપિયાનો મામલો છે. દાવો મેંગલોરમાં કરવો પડશે. એને તો આ દાવાથી કશો લાભ થશે નહીં. પરંતુ આપણા ગામના એક વકીલની થનારી આવકમાં વિઘ્નરૂપ બનશો નહીં." આ હતી વકીલ મિત્રની સાલહ.

મેં કહ્યું : "તમે વકીલ લોકો હપ્પુકળ હો છો."

"મતલબ ?"

તુળુ ભાષા બોલતા વિસ્તારના મિત્રને કન્નડના આ હપ્પુકળ શબ્દનો અર્થ સમજાયો નહીં. મેં કહ્યું : "હપ્પુકળ એટલે શબ ખાનાર ગીધ." જીવતા માણસનું માંસ પણ તમે લોકો ફોલી ફોલીને ખાઈ જાઓ છો અને મર્યા બાદ તો સડેલું માંસ પણ ઉડાવી જાઓ છો."

અમે બન્ને હસવા લાગ્યા. પછી હું ઘરે પાછો ફર્યો.

ત્યાર પછી "આથી જણાવવામા આવે છે...." જેવી નોટિસ આપનાર સીતારામ હેગ્ગડેએ ત્રણ મહિના સુધી કશું કર્યું નહી. એમ લાગ્યું કે એ નોટિસની સાથે જ એ ચુપ થઈ ગયો છે. એના વકીલે શિખામણ આપી હશે કે નિશાન લાગ્યું તો ચાર ફળ મળી જશે, નહીં તો ગુમાવવાનો તો એક પથ્થર જ છે ને ! પથ્થરનું જવું સાચું પડયું અને ફળનું ન પડવું પણ એટલું જ સાચું નીવડયું.

મેં એ ગ્રીષ્મમાં કુમટાનો પ્રવાસ કરવાનું નક્કી કર્યું હતું. ત્યાં જવું તો જરૂરી હતું જ. ત્યાં જઈને હેગ્ગડેજીને મળવું જોઇએ. શક્ય હોય તો તેની મા તથા બહેનોને પણ મળી આવવું જોઇએ. મારા મિત્રના પ્રીતિપાત્ર ધારેશ્વર શીન તેમ જ હોન્નગછ મંજય્યાને પણ મળી લેવું જોઇએ. મને એવી આશા ન હતી કે યશવંતરાયના કારણે દુઃખી થયેલા માણસો પાસેથી એના વિશે સારી વાતો સાંભળવા મળશે. સીતારામ હેગ્ગડેના અડધા દિવસના પરિચયે તેમ જ તેના પત્રોએ મને આશ્ચર્યમાં નાખી દીધો હતો. મારા મિત્રે પણ પોતાના સ્મરણોમાં મલ્લિકા-આમ્રવૃક્ષની ઉપમા આપીને પોતાના સાંસારિક-કૌટુંબિક જીવન વિશે લખ્યું હતું. એ મલ્લિકા(લતા)ની અસહાય શૂન્યતા દાખવતી હતી. સંતાનો વિશે પણ એને કોણ જાણે શું શું લખવુ હતું. એણે પુત્ર વિશે એક પણ વાત પોતાની ડાયરીમા લખી નથી. સીતારામના ચાલ્યા ગયા બાદ મેં એ જ હેતુથી ફરી ઝીણવટપૂર્વક ડાયરી તપાસી જોઈ. પોતાની પુત્રીઓને એ કેમ ભૂલી ગયા ? શું તેઓ ભુલાઈ ગઈ હશે ? કોઈ પણ પિતા આ બાબતમાં ઉદાસીનતા ન સેવે. લાગે છે કે તેમણે તેમના પિતાને કદી પત્ર લખ્યો ન હતો. મને એમ લાગ્યું કે પોતાની પત્ની પ્રત્યે મારા મિત્રના મનમાં જે અસીમ ઘૃણા હતી તેનું ફળ તેની પુત્રીઓને ભોગવું પડયું હોય. મને પણ એમ થયું, મારા મિત્રે પોતાના સંતાનો પ્રત્યે આટલો તિરસ્કારનો ભાવ રાખવો જોઈએ નહીં. પરંતુ તિરસ્કારનો આવો ભાવ તેનામાં કેમ ઉત્પન્ન થયો ? આનાં પણ સંગીન કારણો હશે.

"પોતાના જૂના સંબંધો ભૂલી જવા જ જોઈએ" નો હઠાગ્રહ જો એમનામાં પ્રબળ ન હોત તો આ બધું એમનાથી થઈ શકત જ નહીં. તે ચિત્રો દોરતા હતા ને ? ત્યાં પણ એની હઠ જણાઈ આવતી હતી. એક જ વાત પંદર વખત લખવાનો પ્રયત્ન ત્યાં દેખાઈ આવે છે. જેવું એમનું મન વિચારતું હતું તે અનુસાર ન તો એના હાથની પીંછી ફરતી હતી કે ન પેન્સિલથી લીટીઓ દોરાતી હતી. આ પરિસ્થિતિમાં કેવળ હઠપૂર્વક ચિત્ર પૂરું કરવું પડતું હતું.

એક દિવસ મેં એમની ડાયરી ખોલીને જોયું તો તેમાં લખેલી એક ઉપમાએ મારું ધ્યાન ખેંચ્યું. "જે પ્રકારે દૂધમાં દૂધ ભળી જાય છે, તેવી રીતે તે પાણીમાં પણ ભળી જાય છે. દૂધમાં દૂધ ભળે તો સુંદર. પરંતુ પાણી એમાં ભળે તો દૂધ હલકું બની જાય છે, એની મીઠાશ ઓછી થઈ જાય છે. વધુ પ્રમાણમાં પાણી ભળે તો દૂધનો રંગ જ માત્ર રહી જાય છે.

"મઠ્ઠા અને પાણી વચ્ચે આ પ્રકારનો મેળ નથી. મઠ્ઠો ખાટો થઈ જનાર પદાર્થ છે. ખાટા મઠ્ઠામાં ખાટો મઠ્ઠો ભળે તો પણ એક રીતે સુંદર. એ મઠ્ઠામા પાણી ભેળવો તો તે ભેળવેલુ દેખાય છે, તે અલગ જ રહે છે. શું એ ભળી જાય છે? અંતે તો એ ફાટેલા દૂધ જેવું થઈ જાય છે-મઠ્ઠાના ફોદાં અલગ અને પાણી અલગ.

"ભલે દૂધ હોય કે પાણી – બન્ને વાસણમા રાખી શકાય છે. દૂધના બદલામાં મઠ્ઠો નાખવામાં આવે તો? ખાટો મઠ્ઠો નાખવામાં આવે તો? તાબાના વાસણમાં નાખીએ તો શું એવો જ રહેશે? એથી ઝેર પેદા થાય છે, કીટાણું ઉત્પન્ન થાય છે. ગરીબીના વાસણમા પડેલા ખાટા મઠ્ઠાનો ગુણધર્મ દુનિયા સમજી શકતો નથી. કાંસાના મોંઘા વાસણમા રાખવાથી લોકોને ખબર નથી પડતી કે એ શું છે? એના બદલે તાંબાનું વાસણ મઠ્ઠાને પોતાનો ગુણધર્મ આપે છે, જે ઝેર ઉત્પન્ન કરે છે.

દુનિયાનું કયું સ્વરૂપ જોઈને મારા મિત્રે આ અભિપ્રાય વ્યક્ત કર્યો હશે? પોતાની આસપાસનાં દસબાર કુટુંબો તેમણે જોયા હશે. આવાં કુટુંબો સાથે પોતાના કુટુંબની સરખામણી કરી હશે. ગરીબના કુટુંબની સરખામણી કરી હશે. ગરીબના કુટુંબની મટકાથી અને ધનિકના કુટુંબની કાંસાના વાસણો સાથે તુલના કરી હશે. વિવિધ પ્રકારનાં દાંપત્યને જોઈને પાણી અને મઠ્ઠા જેવી ઉપમા આપી હશે. એના હિસાબે એમનું દાંપત્ય દૂધ-દૂધનું રહ્યુ ન હતુ. દૂધ-પાણીનુ પણ ન હતું. એ તાબાના વાસણમાં રાખેલા મઠ્ઠા જેવું રહ્યું હશે. તે ગંદા જીવાણુઓ સિવાય બીજું શું પેદા કરે છે! આ રીતે એમણે પોતાના ઉદ્ગારોને વાચા આપી હશે. બે સરખી વસ્તુઓમાં મેળ હોય છે પરતુ તે ધરાવનાર વાસણ તાંબાનું હોય તો કુટુંબ માટે અથવા સમાજ માટે ઝેરરૂપ બની જાય છે. પાણી દૂધમા ભળે તો દૂધના ગુણ ઘટાડે છે, પરંતુ ઝેર ઉત્પન્ન કરતુ નથી. કેટલાં પતિપત્ની દૂધ-દૂધના સંગમને મળતાં આવતાં હશે? એમાંથી એક પાણી હોય તો પણ વાંધો નહીં. એથી દાંપત્ય બચી જાય છે, પરંતુ મારા મિત્રના જીવનમાં જે બન્યું તે મિશ્રણ થઈ એકરૂપ ન થઈ શકનાર છતાં એકરૂપ જેવું દેખાતું પાણી અને મઠ્ઠાનું મિશ્રણ છે, અને એ પણ તાંબાના વાસણમાં પડેલું. આથી એમનામાં એ ભાવ જન્મ્યો હશે કે આ પ્રકારનું જીવન દુનિયા માટે, સમાજ માટે ઝેરરૂપ છે, આવું દાંપત્ય અસહ્ય થવાથી જ તેઓ મુંબઈમા આવીને વસ્યા.

સીતારામ હેગ્ગડેના ચારિત્ર્યનો અભ્યાસ કરતાં મને લાગ્યું હતું કે મારા મિત્રના વિષમ દાંપત્યમાં ઝેરનું વાતાવરણ પેદા થઈ ગયું હતું. પરંતુ એમ ન થયું કે બધાં સંતાનો અને ખાસ કરીને પુત્રીઓ પણ એવી હતી. એમને પણ મળવું જોઈએ. એમના વિશે જાણવું જોઈએ. આ વિચાર મનમાં ઘૂમી વળતાં એક દિવસ હું કોઈને કહ્યા વગર જ કુમટા જવા ચાલી નીકળ્યો.

કુમટા—ચીની નાટકોમાં જેમ કહેવામાં આવે છે તેમ અમારા ગામથી "દૂર એટલે કે ખૂબ જ દૂર અને નજીક અર્થાત્ અહીં જ." આવેલું છે. ઉત્તર કન્નડ અને

દક્ષિણ કન્નડના જિલ્લાઓ જોડાયેલા વિસ્તાર હોય તો મારા ગામથી કુમટા દોઢસો માઈલ પણ દૂર નથી. 'બસ' કહી શકાય તેવી બસોની મુસાફરી-ચડવું-ઊતરવું-બસ આ જ કામ. નદીનાળા સુધી આવવું. હોડી દ્વારા એ પસાર કરવાં, આગળથી બસની રાહ જોતાં જોતાં તપ કરવું-આવી યાત્રાથી હું થાકીને લોથપોથ થઈ ગયો હતો. સીતારામ હેગ્ગડે જ્યારે મારે ત્યાં આવેલ ત્યારે એનો ચહેરો જેવો લાલચોળ હતો તેવો જ લાલચોળ ચહેરો જ્યારે ગરમી-બફારામાં હેન્નાવર નદી પસાર કરીને હું છેલ્લી બસ પર ચડી રહ્યો હતો ત્યારે મારો હશે. હવે શું ફક્ત બાર જ માઈલ દૂર ! આથી ઉત્સાહપૂર્વક મેં રથારોહણ કર્યું. તે અનાદિકાળનો, સનાતન સમયનો આપણો એ રથ. ગયા મહાયુદ્ધમાં અનેક રણક્ષેત્રો જોઈને આવેલા ઘાયલ વીર સિપાહી જેવો એ હતો. એમાં લોકો પણ ખીચોખીચ ભરેલા હતા. એમાં જ બેસીને આગળ વધ્યા. કર્કી ગામ આવ્યું. હલદીપુર પસાર થયું. ધારેશ્વર આવી રહ્યું છે. એ પછી જ કુમટા છે. ધારેશ્વરમાં કોણજાણે કેમ અચાનક બસ અટકી ગઈ. ધારેશ્વર જૂના સમયનું એક પુણ્યક્ષેત્ર છે. ત્યાંથી બસ આગળ વધી જ નહીં. ખબ પડી કે તેનો કોઈ ભાગ તૂટી ગયો છે. એકીસાથે ત્રણત્રણ રોગના કારણે અમારું વાહન અટકી ગયું. અમે નીચે ઊતરી ગયા. હવે બે કલાક સુધી એક પણ બસ નહીં. "ડ્રાઈવરસાહેબ, રિપેરિંગમાં કેટલો સમય લાગશે ?" એમ પૂછયું તો ખબર પડી કે અહીંથી કુમટા અથવા સિરસી સમાચાર પહોંચાડવાના છે. ત્યારપછી બસ ઠીક થઈ જશે. મને થયું કે આજના દિવસ માટે મુસાફરીની ચિંતા છોડી દેવી જોઈએ.

બપોરના બે વાગવા આવ્યા હતા. તડકો, સખત તડકો પડતો હતો. મારા એક- બે મિત્રો જ્યારે ચાલવા લાગ્યા તો મને પણ થયું કે ચાલી જવું એ જ બહેતર છે. મને ખબર હતી કે આ ધારેશ્વર છે. મારી યાદીમાં નોંધાયેલો શીન અહીંનો છે. એટલે રોકાયો નહીં. એક દુકાનમાં જઈને બેઠો. ચેવડો અને ચા મગાવી ખાધા. દુકાનનો માલિક વયોવૃદ્ધ જણાતો હતો. એટલે કુતૂહલવશ બની મેં પૂછયું : "સ્વામી, અહીં પહેલાં ધારેશ્વર શીન નામના કોઈ માણસ રહેતા હતા ?"

એમણે કહ્યું : "હજુ પણ છે. ધારેશ્વરમાં દસ માણસો 'શીન' નામ ધરાવે છે. બેટ્ટિનમનેય શીન, બેલિનમનેય શીન, કેસરુગદ્દે શીન ..." આમ એણે શીનનો જાપ શરૂ કર્યો.

અત્યારે આટલા શીન છે તો પહેલાં કેટલા શીન હશે ! - એમ વિચારીને હું ચુપ થઈ ગયો. મારી પોટલી બગલમાં દબાવીને એ જ તડકામાં લાલ માટી ખૂંદતો ખૂંદતો કુમટા તરફ રવાના થઈ ગયો.

## નવ

બે દિવસનો પ્રવાસ. ધૂળિયા રસ્તાને પસાર કરીને કુમટા પહોંચતા તો મારો દમ નીકળી ગયો. કુમટા પહોંચીને સૌથી પહેલાં કોને મળવું એ વિશે કંઈ પણ વિચાર્યું ન હતું ગામ નજીક આવતાં મારા પ્રત્યેક મિત્રને યાદ કરવાનું શરૂ કર્યું. તમામ જૂની સ્મૃતિઓ... અમુક વ્યક્તિ છે કે નથી ? ગામમાં છે કે ગામની બહાર... વગેરે વગેરે વિચારો આવવા લાગ્યા. પછી નક્કી કર્યું કે સૌથી પહેલાં સીતારામ હેગ્ગડેના ઘરે જવું નહી. પહેલા જ ડગલે ભૂલ કરવી જોઈએ નહીં. એ જ ગામના એક બીજા સીતારામની યાદ આવી પણ તે હેગ્ગડે નથી. ગામમાં પ્રવેશતાં જ તેનું ઘર આવે છે. જૂની સ્મૃતિઓથી ઘેરાયેલા હોવાથી એના જ ઘરે ગયો. આટલા લાંબા સમય પછી એને મળવાના ઉત્સાહથી ત્યાં જઈ પહોંચ્યો અને બૂમ મારી, "ઘરમાં કોઈ છે કે ? " મારો અવાજ સાંભળી એ પોતે જ બહાર આવ્યા. "કારંતજી ! આવો આવો," કહીને એણે આદરસત્કાર કર્યો. તરસ છિપાવવા માટે પાણી આપ્યું. એમણે એમ ન પૂછયું કે "આ ગામમા શા માટે આવ્યા છો ? " પરતુ એને બદલે એમ પૂછયું કે "બે દિવસ રહેશોને ?" "બે દિવસ નહીં ચાર દિવસ પણ રોકાઈ શકું તેમ છું," મેં કહ્યું. "ઘણુ જ સારું," તેમણે જવાબ આપ્યો

તે જાણે છે કે હું ફરતારામ છું. કંઈ કામ હશે, નહીં તો આમ થોડો જ આવી પહોંચું ? - એમ એણે વિચાર્યું હશે. પરંતુ મને "કેમ આવ્યા ?" "શું કામ છે ?" વગેરે નિરર્થક વાતો પૂછી નહીં. મને પણ સીતારામના પુરાણ અંગે કશું પૂછવાની આવશ્યકતા જણાઈ નહીં. હું કોઈ પોલીસતપાસ માટે તો આવ્યો ન હતો. આ ગામમાં મારા બીજા પણ બેચાર મિત્રો છે. પ્રત્યેકને ત્યાં જઈને, કુશળ-સમાચાર પૂછીને, કુતૂહલ થવા છતાં ન થવાનું નાટક કરીને પોતાની મેળે બહાર આવતી વાતો દ્વારા માહિતી મેળવવી હતી.

જે દિવસે ત્યાં પહોંચ્યો એ દિવસે સભાવંતને ત્યાં જ હું રાત રહ્યો. મારા માટે સ્નાન તથા નિંદ્રા ખૂબ જ જરૂરી હતાં. એ ઉપરાંત સારું ભોજન તેમજ આદર-સત્કાર મળતાં હું પણ ભૂપતિ રંગનાથની માફક આખી રાત સૂતો. સવારે નાસ્તો કરીને બીજા મિત્રને ઘરે પહોંચ્યો. જે રસ્તે થઈને ગયો તે રસ્તામાં ચોચ્ચલમનેવાળાઓની વખાર હતી. તે એક પાછળના ભાગમાં આવેલું ઘર હતું. સામે વરંડો, બારણું, આંગણું તેમ જ ત્યાર પછી વખાર હતી. બહાર બોર્ડ હતું. આથી બાજ જેવી દષ્ટિએ જોતો જોતો હુ મારા મિત્ર મુર્ડેશ્વર વકીલના ઘરે પહોંચ્યો. એની વકીલાત સાધારણ ચાલતી હતી.

તેઓ અર્ધનિવૃત્ત વકીલ હતા. મારા આવવાના સમાચાર જ એને આપવાના હતા તેઓ ઘનિષ્ટ સંબધી હતા. એ ઉપરાંત એ સ્થાનિક આગેવાન વ્યક્તિ પણ હતા. મને થયું કે મારી પોતાની જ્ઞાતિવાળાઓ પાસેથી ઊલટાસૂલટી ટીકાટિપ્પણ સાંભળવા મળશે. જેઓ મારા સંબંધી નથી તેમની પાસેથી મારા મિત્ર વિશે પૂર્વગ્રહરહિત સમાચાર મળશે. આથી વકીલસાહેબને મારા આવવાના સમાચાર આપી અને "સાંજે આવીશ. અત્યારે તમારે કોર્ટ જવું છે ને ?" એમ કહી પાછો ચાલ્યો ગયો.

પછી ત્રણ માઈલ દૂર પર આવેલા હોન્નગછે તરફ હું ચાલવા લાગ્યો. એ ગામ મેં માત્ર એક રાતે જ જોયુ હતું. જાણ્યો-અજાણ્યો રસ્તો લઈને બન્ને બાજુ ખાલી પડેલાં ખેતરો અને વસતિનું નિરીક્ષણ કરતો કરતો આગળ વધ્યો. બે માઈલ ચાલ્યા બાદ લગભગ ચૌદેક વર્ષનો એક છોકરો મળ્યો. ખભે દફતર લટકાવી સ્કૂલે જઈ રહ્યો હતો. અહીંતહીં ભટકવાને બદલે કંઈક જાણવા મળે એ હેતુથી એ બાળકને રોકીને મે પૂછયું : "હોન્નગછે મંજય્યાના ઘરે જવાનો રસ્તો કયો છે ?"

"હોન્ન છે આવી ગયું. અહીંથી સામે ત્યાં જ . મંજય્યાના ઘરનું પૂછયુ ને ? અમારું ઘર ? મંજય્યા નામનો એક બીજો માણસ પણ છે."

એ છોકરાએ એના ઘરનો રસ્તો બતાવ્યો – ગોલીવૃક્ષ અથવા મંદિર, ડાબી-જમણી બાજુએ તાડવૃક્ષો, ગુલરનું ઝાડ વગેરે નિશાનીઓ બતાવી. મારું વનસ્પતિ અંગેનું જ્ઞાન મર્યાદિત છે. વળી ગામમાં કોણજાણે કેટલા ગોલીવૃક્ષ, તાડવૃક્ષ હશે. આથી મે એને પૂછયું : "તે ઝાડ બતાવીશ ? શું સ્કૂલનો સમય થઈ ગયો છે ? મોડુ થતું હોય તો રહેવા દે."

"ચાલો બતાવું છું," કહીને છોકરો લાંબા લાંબા ડગલાં ભરવા લાગ્યો. હુ એની પાછળ પાછળ ચાલ્યો. રસ્તો કાપવા માટે મેં એની સાથે વાતચીત શરૂ કરી

" તારું ઘર અહીંથી કેટલું દૂર છે ? "

" એકબે ફર્લાંગ "

" તારા ઘરમાં કોણ કોણ છે ? "

" મા-બાપ, બે નાના ભાઈઓ, બસ."

"નાના ભાઈઓ શાળાએ નથી જતા ? "

" જાય છે. બાળમંદિરમાં. "

" અને તું ? "

" ગિબ હાઈસ્કૂલ. "

" બપોરના ભોજન માટે ઘણે દૂર આવવું પડતું હશે ? "

" દૂર છે એટલે નથી આવતો. "

" શાળામાં જ આખો વખત રહે છે ? અને ભોજન ? "

" નથી કરતો" સાંભળીને અને એનું નિર્બળ શરીર જોઈને ખૂબ જ ક્ષોભ થયો.

" માર્કેટમા તમારા કોઈ સંબંધી કે મિત્ર નથી રહેતા, જેને ત્યા તું એક વખત ભોજન કરી શકે ? "

" છે, પરંતુ તેના ઘરે જતો નથી. "

" તેઓ ગરીબ છે ? "

"નહીં, તેમની પાસે એટલુ બધું છે કે ખૂબ ખાઈને ઓડકાર લઈ શકે. મારા મામાનું જ એ ઘર છે. વખાર અને ઘર બન્ને બજારમા છે, પરંતુ અમારી અને તેમની વચ્ચેનો સંબંધ તદ્દન નહિવત્ છે."

"શું નામ છે એમનું ?"

"ચોચ્ચલમનેવાળા."

"તું એને શું થાય ?"

"હું એની બહેનનો છોકરો છુ."

"તારા પિતાજીનું નામ મંજય્યા છે ને ?"

" હા, આપનું નામ ? તમને જોતાં લાગે છે કે તમે પરગામના છો !"

"હા, દૂરના ગામથી આવું છું. બેંગલોર બાજુનો છું."

" આપ ત્યાંથી આવો છો ?" કહેતાં કહેતાં એણે આંગળી ચીંધી બતાવ્યું : "જુઓ પેલું તાડવૃક્ષ છે ને, એની સામેનું ઘર જ કેતકી મજય્યાનું છે."

હું ચમકી ગયો. એને બોલાવીને કહ્યું : "ઊભો રહે, તારું નામ કહે."

"યશવંત."

હું ધ્રૂજી ઊઠયો. પોતાનું નામ કહી એ ચાલવા લાગ્યો.

"યશવંત, ઊભો રહે ! એક બીજી વાત પૂછવી છે."

છોકરો પાછો વળ્યો અને નજીક આવીને કહ્યું : "શું કામ છે ? શાળાએ જવાનું મોડું થાય છે ... એ માટે ..."

"બરાબર છે. ઘંટ વાગે એ પહેલાં શાળાએ પહોંચી જવું જોઈએ એ પણ યોગ્ય છે. મારે લીધે તને ખૂબ જ મુશ્કેલી પડી. જો તારા નાના મારા મિત્ર છે. એટલે મેં તને થોભવાનું કહ્યું."

" કોણ ? ચોચ્ચલમનેના મોટા હેગ્ગડેજી ? તો આપ કોણ છો ? "

" મારું નામ શિવરામ કારંત છે."

" અમારે ઘેર નહીં આવો ? મારા પિતાજીને તમે દર મહિને મનિઑર્ડર

મોકલો છો ને ? '' એ છોકરાએ મારો હાથ પકડીને કહ્યું. '' કેતકીના ઘેર પછી જજો. મારા માબાપ તમને જોઈને ખૂબ ખુશ થશે.'' તે મને ખેંચવા લાગ્યો. મારા મનમાં એક વાત બેસી ગઈ કે જે મંજય્યાની મારે તપાસ કરવાની છે તે વૃદ્ધ છે. આથી મનમાં કેટલીક શંકાઓ જન્મી છે. આ મંજય્યા મારા મિત્રના જમાઈ જ હશે. એના ધ્રૂજતા હાથે કરેલા હસ્તાક્ષર પરથી મેં અનુમાન કર્યું કે તે વૃદ્ધ છે. આથી વૃદ્ધ મંજય્યાના ઘરે જવાની વાત એણે કરી. એમ લાગ્યું કે આ છોકરાના પિતાજી એટલા વૃદ્ધ નહીં હોય એથી કંઈક વિચારતો ઊભો રહી ગયો

''શી વાત છે. કહો !'' છોકરાએ પૂછયું.

''તારા પિતાજીની સહીના કંપતા અક્ષરોના કારણે હું વિચારતો હતો કે વૃદ્ધ છે. તમારા ઘેર જવાના બદલે હું બીજે જ ચાલી જાત.''

''મેં શરૂઆતમાં જ તમારું નામ પૂછી લીધું હોત તો સારું થાત. આવો, આવો. મારા પિતાજી જયાં સૂતા છે ત્યાં જ જઈએ. એને એક જાતનો વા થયો છે એને બીમાર પડયે લગભગ એક વર્ષ થઈ ગયું છે.'' એ છોકરાએ દીન મુખે કહ્યું. પછી તેણે મારો હાથ છોડ્યો નહીં અને અર્ધો માઈલ દૂર આવેલા પોતાના ઘેર લઈ ગયો. ઘરમાં ઘૂસતા જ પોતાનું દફતર એક બાજુ રાખી તે દોડતો દોડતો અંદર ચાલ્યો ગયો. પોતાના માબાપને મારા આવવાના સમાચાર આપ્યા અને પછી હાથપગ ધોવા માટે પાણીનો લોટો લાવી, ચટાઈ બિછાવવા લાગ્યો. એવામાં નબળા બાંધાની એક સ્ત્રી મારી નજરે ચડી. સરસ, સંસ્કારી સ્ત્રી. ગરીબીની છાયા મુખ પર પથરાયેલી હોવા છતાં એ સાચી ગૃહલક્ષ્મી જણાતી હતી. કોઈપણ જાતના સંકોચ વગર એ મારી સામે આવીને ઊભી રહી અને નમસ્કાર કરીને બોલી : ''મારા પિતાજીના પુણ્યે તમે અમારા ઘેર પધાર્યા છો. તમે બધા કુશળ છો ને ? મારા પતિ જયાં સૂતા છે ત્યાં ...'' વલી યશવંતને બોલાવીને કહ્યું, ''યશૂ, તારા નાના ભાઈઓ શાળાએ ગયા છે. તું નહીં જા તો ચાલશે.''

''હા, મા, આજે જ્યારે આ આપણા ઘરે આવ્યા છે તો મારાથી કેમ જવાય ? તમે અંદર જાઓ. હું એમની આગતાસ્વાગતા કરું છું. નાસ્તા માટે કંઈક બનાવો... તમે હમણાં પિતાજીને મળશો કે નાસ્તા પછી ?''

''નાસ્તો કરી લેવા દે,'' કહીને મા અંદર ચાલી ગઈ.મેં એ છોકરાને મારી પાસે બેસાડયો અને એની મા વિશે, ભાઈઓ વિશે, ખેતીવાડી વિશે ઘણી વાતો પૂછી. આટલા દિવસ સુધી એના ઘરે ન આવી શક્યો એનું મને દુઃખ થયું.

છોકરાએ પૂછયું : ''મારા નાનાને તમારી સાથે ખૂબ જ સંબંધ હતો ? તેઓ મુંબઈમાં જ મૃત્યુ પામ્યા ને ? સીતારામ હેગ્ગડે આવ્યા હશે ?'' મેં કહ્યું, ''હું ફરી ક્યારેક બધી વાતો કરીશ. શું ખેતી માટે તમારી પાસે બેતાળીશ શેરનાં માત્ર ત્રણ ખેતરો જ છે ? એટલું પૂરતું છે ?''

''બીજો ઉપાય નથી ... મા કહે છે કે પહેલા ઘણું બધું હતું... પરંતુ કરજ વધી

ગયું. વડીલોનું કરજ ચૂકવવામાં બધું જ ખલાસ થઈ ગયું ... પિતાજીએ આટલું તો માંડ માંડ બચાવ્યું."

એટલામાં યશવંતની માએ થોડું દૂધ, પાણી અને ચોખાના રવામાંથી બનાવેલ ઉપમા(ઉપપિટ્ટ) લાવીને સામે મૂકી દીધી અને કહ્યું : "આ ગરીબનું ઘર છે. ચાની ભૂકી લાવ્યા નથી, લાવવાની ટેવ પણ નથી; આ ઘઉંના રવામાંથી બનાવેલ ઉપમા પણ નથી, ચોખાના રવામાંથી બનાવેલ છે. સુદામાનું આ આતિથ્ય સ્વીકારો."

"મા, તમે આવી વાત ન કરો. આદરપૂર્વકનો સત્કાર ચોખાના રવામાં, ઘઉંના રવામાં, ચા કે કૉફીમાં નથી. એ તો છે આપણા હૃદયમાં-અંતઃકરણમાં."

નાસ્તો કરતી વખતે મેં પેલા છોકરાને શાંત બેઠેલો જોયો. "તું પણ આમાથી થોડું લે." મેં કહ્યું. તેણે જવાબ આપ્યો : "મારું કાંજીનું ભોજન પતી ગયું છે." આમ છતાં આગ્રહપૂર્વક મેં મારામાંથી એને થોડો નાસ્તો કરાવ્યો.

પછી મા-દીકરો બન્ને મને એક ઓરડામાં લઈ ગયાં. મને બેસવા માટે એક પાટલો આપ્યો. ફાનસ સળગાવી મંજય્યા તરફની બારી ખોલી. એને ઊઠતા જોઈને અમે ખૂબ ના પાડી. પરંતુ તેમણે કશું સાંભળ્યું જ નહીં. ધીમેથી ઊઠીને દીવાલને પીઠ ટેકવીને બેઠા. હું એમના સામે જઈને બેઠો. એણે વાત શરૂ કરી :

"આમ તો હું બે વખત ઊઠીને સ્નાન કરવા તેમજ એક વખત શૌચ માટે જાઉં છું, પરંતુ પકડવા માટે કોઈ ટેકો તો જોઈએ. આ એક એવી બીમારી છે, જેનું કંઈ નામ નથી. કહેવા ખાતર એ વા કહેવાય છે. પરંતુ વા માટે થતા હોય તેટલા તમામ ઉપચાર કર્યા છે, છતાં પણ કંઈ લાભ નથી થયો. જ્યાં સુધી પીડા ભોગવવાનું મારા નસીબમાં લખ્યું છે, ત્યાં સુધી ભોગવવી જ જોઈએ ... ને.. અને હવે આમ તો બીજી કશી તકલીફ નથી. મારો આ યશુ જરા મોટો થઈ જાય પછી મને કોઈ જાતની ચિંતા નથી."

"તમે નાનાનું જ નામ એનું પણ રાખ્યું છે."

"તમે પણ મારા સસરાની વાત લખી હતી.. હું આવી સ્થિતિમાં છું એથી તમારા પત્રનો જવાબ આપી શક્યો નથી. હું એમ લખાવી શક્યો હોત કે.. તમે મારા સસરાને લાંબા સમયથી ઓળખો છો ?"

મેં મારા અને તેમના શ્વસુરના પરિચયની વિગતવાર વાત કહી સંભળાવી. ત્યાર પછી એને ઉછેરનાર માની વાત પણ કહી. જેવી રીતે ભક્તો શ્રદ્ધાપૂર્વક ભાગવત-કીર્તનકારનાં કીર્તન સાંભળે છે તેમ આ ત્રણે જણે મારી વાત ખૂબ જ શ્રદ્ધાપૂર્વક સાંભળી. જ્યારે મેં પાર્વતમ્માના અંતકાળનું ચિત્રણ કર્યું ત્યારે બધાં રડી પડયા.

"એ પુણ્યાત્મા ડોસીને તમે મળી આવ્યા એ સારું થયું. અમે તો એને ક્યારેય પણ નથી જોઈ. તમે ખૂબ જ સરસ કામ કર્યું છે, અને મારા સસરાનું નામ અમર કરી

દીધું છે...જુઓ ને, તેઓ તેમની પત્ની અને સંતાનોના – ખાસ કરીને પુત્ર તથા પત્નીના દુશ્મન બની ગયા હતા ને ? હવે બધા શ્વસુરની નિંદા કરનારા જ રહ્યા. હા, એટલું ખરું કે એને આ પુત્રી પર વિશેષ પ્યાર હતો. જ્યારે મેં એની સાથે લગ્ન કર્યાં ત્યારે અમારું કુટુંબ ખૂબ જ ધનવાન હતું. પરંતુ કુટુંબ ઘણું મોટું એટલે મિલકતના ભાગલા પડયા અને અમે કરજ નીચે દબાઈ ગયા. પિતાએ કરેલા કરજના કારણે અમારે ભાગે કાંઈ આવ્યું નહીં. ત્યારે પોતાનો ટેકો આપીને અમને બચાવનાર મારા સસરા જ હતા. કોર્ટ અને ઘર માટે સારો એવો ખર્ચ કર્યો, પરંતુ કશો લાભ થયો નહીં. તેમણે પોતાથી બનતું કર્યું, પરંતુ કશું વળ્યું નહીં. હવે એમ કહું કે આ નાનકડી મિલકત પણ એમણે જ અમારા માટે વસાવી આપી છે તો એમાં કશું ખોટું નથી. પરંતુ મારા સાળા સીતારામથી આ સહન થયું નહીં. મારા સસરાના જીવનકાળ દરમિયાન પણ મારી અને એમની વચ્ચે પૂર્વ-પશ્ચિમ જેવો સંબંધ રહ્યો. કેટલાંક વર્ષો પછી મારા સસરા ગામ છોડીને ચાલ્યા ગયા, ત્યાર પછી તો એમની સાથે કોઈ સંપર્ક રહ્યો નહી. અમને ખબર જ ન પડી કે એ કયાં રહે છે, એને શી શી મુશ્કેલીઓ વઠવી પડતી હશે ? કોણજાણે શા માટે તેમણે આવું પગલું ભર્યું ?

મંજય્યા બોલતાં બોલતાં થાકી ગયા એટલે મેં તેની પત્નીને પૂછયું : ''બીજી છોકરીઓ તમારાથી નાની છે કે મોટી ? અત્યારે તે કયાં કયાં છે ?''

એની પત્નીએ કહ્યું : ''અમે ચાર સંતાનો છીએ. સીતારામ સૌથી મોટો છે અને કુમટામાં વખાર નાખીને રહે છે. મારી મા પણ એની સાથે જ રહે છે.''

''જયારે પિયર આટલું નજદીક છે ત્યારે તો તમે પણ ત્યાં અવારનવાર આવતાં-જતાં હશો, અને એની આવનજાવન પણ અહીં રહેતી હશે ?''

''એ વિશે શું પૂછો છો ? જયાં સુધી આમની પરિસ્થિતિ સારી હતી અને મારા પિતાજી ગામમાં હતા ત્યારે અવારનવાર આવવા-જવાનું બનતું હતું. છોકરીઓમાં હું જ મોટી છું. મારી મા અને મોટાભાઈની રહેણીકરણી જુદા જ પ્રકારની છે. એમને માટે પૈસો અમારાથી બલકે ખુદ ઈશ્વરથી પણ વધુ મહત્ત્વની ચીજ છે.''

હું હસી પડયો.

''મારે આ વાત કરવી જોઈતી ન હતી, નહીં ? અમારી મુશ્કેલીઓમાં અમને એની મદદ મળી નહીં છતાં પણ આમ એના વિરુદ્ધ ફરિયાદ કરવી જોઈતી ન હતી.પરંતુ એક વાર બોલાઈ ગયા પછી હવે શું થઈ શકે ? આ એક ભૂલ થઈ ગઈ. મારા પતિદેવ પણ એમ જ કહે છે... કોણ જાણે શા માટે કહી દીધું ?''

મંજય્યાએ કહ્યું : ''જલજા, તમે અંદર જાઓ, તુરત જ કંઈ જમવાનું બનાવો.''

''નહીં, ભોજન માટે હું કુમટા જઈશ. સભાવંતને કહી આવ્યો છું કે ભોજન તમારે ત્યાં લઈશ. થોડું મોડું થઈ જાય તો પણ વાંધો નહીં.''

"એ તો પુણ્યાત્મા છે. અમારા સીતારામને સભાવંત સાથે સારો એવો સંબંધ છે. એના મોટા ભાઈ સાથે પણ સારો સંબંધ હતો. તેઓ તો અવસાન પામ્યા છે. આજની સ્થિતિમાં તો જે મૃત્યુ પામે છે તેઓ જ પુણ્યાત્માઓ છે."

"સંસારનાં દુઃખોને કારણે આપ આમ કહો છો. કોને મુશ્કેલીઓ નથી આવતી ? કષ્ટ વગર સુખની પથારી પર આરામ કરનાર તો સેંકડોમાં કોઈ એકાદ હશે. આવી વાતો કરી કરીને આપણે આપણા મનમાં કડવાશ પેદા કરીએ તો શું થાય ?"

"સાચી હકીકત છે. આવી વાત ન કહેવી જોઈએ અને બાળકોની સામે તો તે ઉચ્ચારવી ન જ જોઈએ. આપણે શા માટે જન્મ્યા, એવો ભાવ તો એમના મનમાં જાગવા દેવો ન જ જોઈએ."

ત્યારે યશવંતે કહ્યું : "પિતાજી, તમે જ કહેતા હતા ને કે એમ શા માટે માની લો છો કે દુઃખ કાયમી હોય છે. તમે જ કહો છો ને કે આ બધુ તો થોડા સમય માટે જ હોય છે."

"હા, બેટા, ભગવાને આટલો સમય ચલાવ્યુ ને ! હવે તુ કમાવા જેવડો થઈ જા એટલે..."

મેં કહ્યું : "ત્યારે તો બધુ ઠીક થઈ જશે. તમારા પુત્રનું નસીબ તમારાથી પણ સારું હશે. સાંભળ યશવંત, ભણીગણીને મોટો થઈ ગયા પછી મા-બાપના પોષણમા આનાકાની તો નહીં કરે ને ?"

છોકરાએ કહ્યું : "પુત્રો શા માટે હોય છે ?"

"તો હું જાઉં ? હજુ બે દિવસ કુમટામાં છું. ફરી એક વાર આવીને મળી જઈશ."

"એવી જરૂર નથી." પુત્ર તરફ જોઈને કહ્યું, "યશુ !"

"સારું પિતાજી ! હું દોડતો જઈશ અને સભાવંતને ઘરે કહી આવીશ." આમ કહીને છકરો ઊભો થયો.

"નહીં, બેટા !" એમ હું કહું એ પહેલાં જ તે ઝડપથી દોડી ગયો હતો. મને થયું કે યશવંતરાય તેમના બાળપણમાં આટલા ચપળ હશે. મેં વિષય બદલાવવાના હેતુથી પૂછ્યું : "તમારી પત્નીનું નામ તમે જલજા કહ્યું ને ?"

તેઓ હસ્યા અને કહ્યું : "મારા સસરાએ પરાશિવની માફક આંખ પરથી છોકરીઓનાં નામ જલજાક્ષી, વનજાક્ષી, મીનાક્ષી રાખેલ છે."

મેં કહ્યું "વધારે છોકરીઓ હોત તો કદાચ કામાક્ષી, હરિણાક્ષી નામો રાખત." પછી થોડું હસીને પૂછ્યું : "તમારી બન્ને સાળીઓ કયાં રહે છે ?"

"વનજાનું ઘર દક્ષિણ દિશામાં કેક્કાર ગામ નજીક છે. તેને ખૂબ જ ધનિક કુટુંબમાં પરણાવવામાં આવી છે. મિલકત ખૂબ છે અને આરામથી સંસાર માણી રહેલ છે. બીજી છોકરીનાં લગ્ન યાણ નામના એક નાનકડા ગામડામાં કરવામાં આવ્યાં છે. મારી માહિતી મુજબ તેની સ્થિતિ પણ સારી છે. ચિંતા કરવાની જરૂર નથી. એ બન્ને સગપણ મારી સાસુએ જ નક્કી કર્યાં હતાં. હું એકલો જ મારા સસરાએ પસંદ કરેલો જમાઈ છું. મારા વિવાહ સમયે મારી સાસુએ આવા વરની પસંદગી માટે તેમને ભારે ઠપકો આપ્યો હતો અને તેમની ઝાટકણી કાઢી હતી. આથી પછીના બન્ને જમાઈઓ મારી સાસુએ જ શોધ્યા. હવે તો એમ જ સમજો કે એકંદરે મારી સાસુનો વિજય થયો છે. હું મેટ્રિક પાસ કરી તાલુકામાં કલાર્કની નોકરીએ વળગ્યો. મારા સસરાને થયું કે ભણેલોગણેલો છોકરો છે, મોટું કુટુંબ છે, કોઈ પણ રીતે જીવનવ્યવહાર ચલાવી લેશે. મારી સાસુ એમ માનતા કે છોકરીઓનાં જે કુટુંબમાં લગ્ન કરવામાં આવે તે શ્રીમંત હોવાં જોઈએ. ઓછી આવક અને સભ્યોની સંખ્યા વધારે હોય તેવાં કુટુંબોમાં કોઈ પણ સંજોગોમાં છોકરી પરણાવવી જોઈએ નહીં. એ પોતે જ અમીર કુટુંબમાંથી આવી હતી ને ? પરંતુ પિયરમાંથી એને કશું મળ્યું નથી. એણે પોતે પોતાનાં બાળકોને કશું આપ્યું છે કે કેમ તે હું નથી જાણતો. અમને તો નથી જ આપ્યું."

"નથી આપ્યું ?" કહેતાં જલજાક્ષી આવી અને ઉમેર્યું : "જેમની પાસે કશુંક હોય તેમને હમેશાં આપવામાં આવે છે. જેમની પાસે કશું નથી હોતું તેમને કોઈ આપતું નથી."

મંજય્યાએ કહ્યું : "યુવાન થયા પછી વડીલોની વસ્તુઓની આશા રાખવી જોઈએ નહીં. પછી માતા હોય કે પિતા. આપણે આપણા પગ પર ઊભા રહેવું જોઈએ. હું આ બીમારીમાં પકટકાઈ પડયો છું, નહીં તો આ રીતે બબડવાનો કે ફરિયાદ કરવાનો વારો આવ્યો ન હોત."

પછી વિષયની પુનરાવૃત્તિ કરતાં તેઓ પોતાના સસરા વિશે પૂછવા લાગ્યા. મેં પણ કેટલીક વાતો કહી. આ વાતોના અનુસંધાનમાં એના સસરાના વસિયતનામારૂપી આદેશ તેમજ ધન વગેરે અંગે કશું પણ છુપાવ્યા વિના બધું કહી બતાવ્યું. એમણે બધું સાંભળી લીધું અને પછી કહ્યું : "આ બધી વાતોની અમારા સીતારામને જાણ થઈ ગઈ છે ?"

"હા, ખબર પડયા પછી તેઓ મુંબઈ પણ ગયા હતા. તમારા સસરાના નામે જે રકમ બૅંકમાં છે તે એમને જ મળશે. અત્યાર સુધીમાં તો મળી પણ ગઈ હશે."

"તમે એને ઘેર નથી ગયા ?"

"હજુ સુધી નથી ગયો. એક વાર જવાની ઈચ્છા છે. ગામ છોડતાં પહેલાં એક વાર મળી આવીશ."

"મારા સાળાને પ્રત્યક્ષ મળ્યા છો ખરા ?

"તેઓ એક વાર મારે ગામ આવ્યા હતા. એમણે મને પત્ર લખ્યા હતા. પત્ર ન લખનારાઓમાં હવે માત્ર તમે જ છો."

"મારી ભૂલ થઈ. તમે એથી નારાજ તો નથી થયા ને ?"

"એવું તો ખાસ નહીં. આ સિવાય તમારા હાથનું લખાણ પણ કોઈ રોગી અથવા વૃદ્ધના લખાણ જેવું હતું. આથી મનમાં થયું કે તમે પત્ર લખી શકયા નહીં હો."

મેં એમના સસરાની થાપણની વાત કહી હતી છતાં મંજય્યાએ એ બાબતમાં ખાસ રસ દાખવ્યો નહીં એમ મને લાગ્યું.

"એમ કહેવાય છે કે મારા સસરા અગાઉ પણ આ પ્રમાણે બધું ગુમાવી બેઠા હતા. હું એમ કહી શકતો નથી કે એમણે બધું ગુમાવી દીધું હશે. પરંતુ મારી સાસુને એ જ દેખાતું હતું. મારા સસરાની વાત જ અનોખી હતી. જે કોઈ એની પાસે જઈને રડે એને બધું આપી દેતા હતા. પોતાના સ્વભાવ અનુસાર તમને જણાવ્યું છે કે સારા કાર્ય પાછળ નાણાંનો ખર્ચ કરવો. કેટલા માણસોને આવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે ?"

આપણે બધા જ એમ કહીએ છીએ કે જે કાંઈ વધે તે આપણા બાળકોને મળે. એમને પોતાનાં તેમ જ પારકાનાં બાળકો એકસરખાં લાગ્યાં. સીતારામની માફક એમણે એ ધનની આશા રાખી નહીં. 'પંદર હજાર !' મંજય્યાએ બસ આટલું જ કહ્યુ. એથી મને ખૂબ સંતોષ થયો.

એ બપોરે મારી લાખ વાર ના છતા એમણે મારી બાજુમાં જ બેસીને ભોજન કર્યું. એની બાજુમાં યશવંત બેઠો હતો. જ્યારે પતરાળી મૂકવામાં આવી ત્યારે એના બીજાં બે બાળકો પણ શાળાએથી આવ્યાં. તેઓ પણ હાથપગ ધોઈને મોટાભાઈની માફક પોતપોતાના કાંસાના કટોરા લઈ જમવા માટે હારમાં બેસી ગયાં. ત્રણે બાળકોની ચહેરા પર ગરીબાઈની છાપ જણાતી હતી. પેટપૂરતું જમવાનું ન મળે પછી ભલા ચહેરા પર બીજું શું દેખાય ?

ભોજન કરતી વખતે મેં પૂછયું : " યશવંત, તારા નાના ભાઈઓનાં નામ શું છે ?"

એણે કહ્યું : "આ જયંત અને આ ભગવંત."

મેં પૂછયું : "એ ભગુ ! તારા નાનાના પિતાનું નામ શું છે તે જાણે છે ?" એના માટે હું નવો માણસ હતો. આથી તે મારા મોં સામે જ જોતો રહ્યો.

મંજય્યાએ પૂછયું : "શું છે ?"

"તમારા સસરાના પિતાજીનું નામ પણ ભગવંતરાય જ છે."

"અહોહો ! એમ છે ! ભગુ, તારા નાનાના પિતાનું નામ તારું નામ જ છે."

"પિતાજી, આ કોણ છે ? એની સાથે તમે પણ અહીં આવીને જમવા બેઠા ?"

"બેટા, એ ખૂબ દૂરથી આવ્યા છે, આપણા સારા નસીબે. આ પ્રમાણે રોજ આવનાર નથી, એથી ઊઠીને અહીં આવ્યો છુ."

મેં એ છોકરાને કહ્યું : "ભગુ, ખબર છે, હું અહીં શા માટે આવ્યો છું ?"

"મને ખબર નથી."

"શા માટે આવ્યો છું, કહું ?"

"કહો."

"હોન્નગછેમાં મંજય્યા નામના એક સદ્‌ગૃહસ્થ છે."

"એને મળવા માટે ?"

"નહીં, એના છોકરાને."

"યશવંતને ?"

"નહીં."

"જયંતને ?"

"નહીં."

"તો ?"

"હનુમંતને, પરંતુ મારા અહી આવ્યા પહેલાં જ હનુમંત ભગવંત થઈ ગયો હતો."

બધા છોકરા હસી પડયા. સૌથી નાનો હતો એણે કહ્યું : "બસ, બસ, તમે હવે જાક-મશ્કરી બંધ કરો. તમે પિતાજીને મળવા આવ્યા છો."

"નહીં, ભગવંતને મારે ગામ લઈ જવા "

"હું નહીં આવું."

હું તને મારી સાથે લીધા વિના નહીં જાઉં. મેં તારા પિતાજીને પૂછી લીધું છે. એણે તને મોકલવાની મંજૂરી પણ આપી દીધી છે. એને યશુ જોઈએ છે. તારી માને જયંત જોઈએ છે. મેં કહ્યું તો ભગવંત મને આપી દો. અને એમણે જવાબ આપ્યો કે, "આપીશ."

ભગવંત દશ વર્ષનો હતો. મારી વાત સાંભળી એનું મોં ઢીલું પડી ગયું. આંસુ આવવાની તૈયારી હતી. જમવાનું પીરસવા માટે ઊભેલી એની માએ આ વાત સાંભળી અને પછી પુત્રના સંતાપને જોઈને કહ્યું : "તને એટલી પણ ખબર નથી ભગુ, કે આ મશ્કરી કરી રહ્યા છે. મને શું મારો ભગુ ઓછો વહાલો હશે ભલા ?" એણે પોતાના પુત્રને સાંત્વના આપી.

હું પણ ખૂબ હસ્યો. ત્યાર પછી ભગવંતને નિરાંત થઈ. જમ્યા પછી ત્રણે છોકરાઓએ સ્કૂલમાં જવાનું માંડી વાળ્યું અને મને ઘેરી લીધો.

"બાળકો, થોડી વાર એમને સૂવા દો." માએ કહ્યું.

તો ભગુએ કહ્યું : "મા, તું ચુપ રહે. મોટાભાઈને એની બધી વાતની ખબર છે. એ વાર્તાઓ લખે છે. અમને એક વાર્તા જરૂર સંભળાવવી પડશે."

મેં તેમની ઈચ્છા મુજબ શરૂ કર્યું.

"હા, તો એક ગામમાં હનુમંત હતો."

છોકરાએ કહ્યું : "ભલે હોય, હું એનાથી ડરવાનો નથી."

મેં એમને ખોટી વાર્તા સંભળાવવાને બદલે આઠદશ વાંદરાઓની સાચી જિંદગીની વાર્તા કહી સંભળાવી. વાંદરાના બચ્ચાની માફક ભગવંતે ઉત્સુકતાપૂર્વક આખી વાર્તા સાંભળીને કહ્યું :

"હવે ઈચ્છા હોય તો સૂઈ જાઓ."

મેં એમ જ કર્યું. શાંતિપૂર્વક ઊંઘ લીધા પછી હાથમોં ધોયાં ત્યાં તુરત જ ચા આવી ગઈ. મેં જલજાક્ષીને કહ્યું : "તમે તો કહ્યું હતું ને કે ચા નથી. મારા માટે મંગાવી ને ? કંઈ જરૂર ન હતી. એક વખત ચા કે કૉફી ન મળે તો શું થયું ?"

"જેને ટેવ હોય છે તેને જો એક વખત પણ ચા કે કૉફી ન મળે તો કહે કે માથું દુઃખવા આવી જાય છે."

"એમ તો મેં સભાવંતને ત્યાં ચા પીધી હતી."

"અચ્છા, રહેવા દો."

"એમ તો કાંઈ પીવામાં વાંધો નથી," કહી મે ચા પીધી અને વાતચીત કરવા માટે હું સૂતેલા મંજય્યાની પાસે ગયો. તેઓ ફરી ઊઠીને પથારી પર બેઠા.

"એકીસાથે આટલી વાર બેસવાથી પીઠમાં દર્દ શરૂ થઈ જશે." મેં કહ્યું.

"નહીં થાય."

"આમ, તમે રોજ કહેતા રહો છો કે દર્દ નહીં થાય, રોગ ચાલી જશે. મનને આમ જ કહેતા રહેવું જોઈએ. કોઈ કોઈ વાર મનની બીમારી જ શરીરને પણ પીડે છે એમ ડૉકટરોનું માનવું છે."

"શરૂઆતમાં મને પણ એમ જ થયું. મિલકતના ભાગલા પડી ગયા પછી જ્યારે બધું જ ગુમાવી દીધું ત્યારે કરજનો બોજ જોઈને મારા હાથ-પગની શક્તિ જ જાણે ચાલી ગઈ. ત્યારે જે પટકાયો તે પટકાયો. ત્યાર પછી ઊભો જ થઈ શક્યો નથી."

મને એની લાચારી પર દયા આવી. એ જ દિવસે એના કોઈ ભાઈ અથવા

પત્નીએ હિંમત આપી હોત તો કદાચ એનામાં ચેતનાનો સંચાર થયો હોત. એથી ઊલટું શ્વસુરની દયા-સહાય્તાથી એને પોતાની અસહાયતાનો જ અનુભવ થયો, આ શું યોગ્ય થયું છે ?

માત્ર થોડી વાત સાંભળીને રોગ-નિદાન સુધી પહોંચી જાઉં તો કેમ ? એમ વિચારી મેં હોશિયારીથી કહ્યું : "જુઓ, હું મારે ગામ જઈને એક દવા મોકલીશ. વાયુના મોટા મોટા દર્દીઓ પણ દવાથી સારા થઈ ગયા છે. દરરોજ એને હાથપગમાં ઘસીને શરીરને ધીમે ધીમે દબાવવું. તમે તમારા પ્રિય ઈષ્ટદેવુનું સ્મરણ કરીને કહેતા જાઓ, "હવે શું ! આ બધું ચાલી ગયું... સાજો થઈ ગયો - બસ હવે તો સાજોસારો થઈ ગયો ! તમે ભીમની માફક હૃષ્ટપુષ્ટ, જાડાપાડા ન બનો તો પણ તમારામાં એટલી શક્તિ તો આવશે જ કે તમે વધુ નહીં તો પણ ઘરમાં તો હરીફરી શકશો."

"સાચે જ ?"

"આ દવાથી ઘણાને સારું થઈ ગયું છે... એથી તો તમને કહ્યું. હું નથી કોઈ પંડિત કે નથી કોઈ વૈદ..."

"મને તમારી વાતમાં વિશ્વાસ છે."

"મારામાં આટલો વિશ્વાસ છે તો તમે અવશ્ય સાજાસારા થઈ જશો."

"તો તો સારું ભાઈ."

ત્યાર પછી મેં અહીંતહીંનાં ગપ્પાં માર્યાં. તેમની પત્ની તથા બાળકોની ગેરહાજરી જોઈને મેં ધીમેથી પૂછયું :

"કોડકણી કયાં આવ્યું ? તમને જે રીતે મહિને પચ્ચીસ રૂપિયા મોકલું છું, તેવી જ રીતે કોડકણીના એક સદ્‌ગૃહસ્થને પણ પૈસા મોકલવા માટે તમારા શ્વસુરે મને કહ્યું હતું."

"કોડકણી ત્રણ છે. કોડકણીમાં કોણ ? નામ શું છે ?"

"ધારેશ્વર શીન."

આ સાંભળીને તેઓ હસ્યા. પછી આજુબાજુ નજર નાખીને કહ્યું : "બાળકો તો અહીં નથી ને ?"

"નથી." મેં કહ્યું.

"મારા સસરાનું મન જરા વિચિત્ર હતું. શીન એનો પુત્ર. એમાં કશી ભૂલ નથી."

"પુત્ર એટલે..."

"હું વધારે તો નથી જાણતો. મારા સસરાની રખાતનો પુત્ર. અર્થાત્ મારા શ્વસુરને એક પરિણીત પત્ની હતી એ સાચું છે. પરંતુ એનાથી એને સુખ પણ શું મળ્યું ?

નહિવત્. કહેવાય છે કે એમણે ધારેશ્વર સરસી નામની કલાકારને રખાત રાખી હતી. સાંભળ્યું છે કે એનાથી એક અથવા બે સંતાનો છે. આ શીન તબલાં સારાં વગાડે છે. મારા વિવાહ વખતે જ ગામમાં આ બૂમ ઊઠી હતી. આ વાતોથી મારાં સાસુ-સસરાનું દાંપત્ય જીવન વિષમ બની ગયું હતું. એ સિવાય અમારા પૂર્વજોમાં રખાત રાખવી એ ગૌરવનો વિષય ગણાતો હતો. નહીં તો…"

"એટલે ?"

"તમને ક્યાંથી ખબર ? પૂર્વજો એ માર્ગે જતા તો હતા પરંતુ વ્યભિચારીની માફક આજે એક ઘેર અને કાલે બીજે એમ રખડયા કરતા ન હતા. એમાં પણ એક પ્રકારના રીતરિવાજ, નીતિનિયમો હતા એટલું જ નહીં, કેટલાક તો એવા પણ હતા કે જેઓ તેમને પોતાની પત્નીની જેમ જ ગણતા હતા અને તેઓ પણ પત્નીથી એક ડગ આગળ વધીને તેમને આદરભાવ આપતી હતી. મેં સાંભળ્યું છે એ પ્રમાણે તો આ ધારેશ્વર સરસી પણ એ પ્રકારની હતી. એ સબંધના કારણે જ મારા સસરાનું મગજ ખરાબ થઈ ગયું હતું. આનો અર્થ એ નથી કે તેઓ પાગલ થઈ ગયા. પુત્રની સામે, પુત્ર-પુત્રીઓની આગળ, સગાંસંબંધીઓની સામે મારી સાસુ એને સરસીનું નામ લઈને ટોણાં મારવા લાગી. ત્યારે મારો સાળો પણ યુવાન થઈ ગયો હતો અને એને લોકવ્યવહારનું ભાન થવા માંડયુ હતું. પોતાના પુત્રની હિંમતના બળ પર મારી સાસુ નાચવાકૂદવા લાગી. તમે શું એમ માનો છો કે મારા સસરાએ મારી સાસુને ઘરેણાંગાંઠાં ઓછાં આપ્યાં હશે ?"

"કોને ? ધારેશ્વર..?

"નહીં ભાઈ, ખબર નથી કે એમણે એને શું આપ્યું હશે. અને આપ્યું હશે તો પણ પોતાની કમાણીમાંથી જ આપ્યું હશે ને ? મેં તો મારી સાસુ વિષે કહ્યું. મારી સાસુને એમણે ઓછું નથી આપ્યું. પોતાના હાથે તેમણે તેને જેટલું ધન આપ્યું તેથી બમણું ધન આ લોકોએ છૂપી રીતે કાઢી પણ લીધું હતું. જો જીદ પકડે તો મારા સસરા એવી વ્યવસ્થા પણ કરી શકતા હતા કે આ લોકોને રાતી પાઈ પણ ન મળે. પરંતુ તેઓ એમ કરવા નહોતા માગતા. બધી કમાણી એમની જ હતી. એના પિયરવાળાઓએ શરૂઆતમાં એટલે કે એ ચોચ્ચલમનેથી જ્યારે આવી ત્યારે અમુક પૈસા મારા સસરાને કદાચ આપ્યા હતા. પરંતુ મારા સસરાએ એ નાણાં પણ વ્યાજ સહિત ભરપાઈ કરી દીધાં છે.

"શરૂઆતમાં એમને સોપારીના વેપારમાં જેટલું નુકસાન થયું એટલો જ પછી ફાયદો થયો.જુઓ ભાઈ, આ તો તેજીમંદીનો વેપાર છે. એમાં હાર્યા તો સીધા ખાડામાં ફેંકાઈ ગયા અને જીત્યા તો ટોચ પર પહોંચી ગયા. પરંતુ તેઓ ભાવમાં, ખરીદીમાં, વેચવામાં લાંબી નજર રાખનારા હતા. આથી તો વેપારમાં

તેઓ લાખો રૂપિયા કમાણા હતા.

"ગામ છોડીને જતી વખતે એ જે કાંઈ પાછળ મૂકતા ગયા તે શું ઓછું હતું ? પરંતુ કહેવાય છે કે તેમણે પોતાના ઉપયોગ માટે વધુ પૈસા લીધા ન હતા."

એટલામાં એનો નાનો છોકરો ભગવંત આવ્યો. અમારી વાતચીત અટકી ગઈ. કોડકણી વિશે કુમટામાં જ વધુ માહિતી મેળવવી યોગ્ય થશે એમ વિચારીને એને કશું વિશેષ પૂછયા વગર ચુપ થઈ ગયો. એમની મંજૂરી લઈ એમની પત્નીની પાસ ગયો. એની સાથે થોડી વાતો કરી અને પછી કહ્યું કે જે દવા વિશે વાત કરી છે તે હું જલદી મોકલી આપીશ. પછી ઉમેર્યું :

"જુઓ મા ! આ બાળકોનું ભણતર અટકે નહીં. એથી તમારું પણ ભલું થશે. એના અભ્યાસ માટે જે કાંઈ જોઈએ એ મારે ત્યાં પડેલી તમારા પિતાજીની અનામતમાંથી આપી શકીશ. એમની તબિયત પણ સંતોષકારક નથી. તમે એને રોજ થોડું વધારે દૂધ-દહીં આપતા રહો. કોઈ વાતની ચિંતા કરશો નહીં. એમ જ સમજશો કે હું તમારો એક મોટો ભાઈ છું."

એટલું કહીને હું આગળ વધ્યો. ઘરની સામેના ખેતર સુધી તે અને તેમના છોકરા મને વળાવવા આવ્યા. યશવંત તો મને ઠેઠ બજાર સુધી મૂકીને પાછો ફર્યો.

ત્યાર પછી કુમટા છોડતાં પહેલાં યશવંત આવીને ફરી એક વાર મને તેમના ઘેર લઈ ગયો અને મંજય્યાનાં દર્શન પણ કરાવ્યાં.

# દસ

"અહોહો ! તમે જઈ આવ્યા તેથી એના માટે ઘણું સારું કામ થયું. તદ્દન થાકેલો-હારેલો હોન્નગદ્દે મંજય્યા કંગાળ થઈ ગયો છે. શ્વસુરનાં બચેલાં નાણાંમાંથી જો કંઈ આપી શકાય તેમ હોય તો તેને જ આપો. એને પૈસાનો બિલકુલ મોહ નથી. પરંતુ ગ્રહદશા જુઓ. આમ તો એને ત્રણ પુત્રો છે, પરંતુ એ શરશય્યા પર સૂતો છે."

"એની બાકીની બે પુત્રીઓ – એકને યાણમાં પરણાવી છે અને બીજીને કેક્કારુના ઘરમા આપી છે – તેમની પરિસ્થિતિ કેવી છે ?"

"તેઓ ? અરે ! એ તો આ વિસ્તારનાં કુટુંબોમાં એક સંપન્ન આસામી ગણાય છે, તમારે એને જોવાની જરૂર પણ નથી. હજુ તમે અમારા સીતારામને જોયો નથી ને ? નજીકમાં જ એનું ઘર છે.. સો ગજનું પણ અંતર નથી "

"તમારો અને એમનો સંબંધ કેવો છે ?"

"ઉપર-ઉપરથી સારો, પરંતુ અંદરથી નહિ જેવો. એનાં ભપકો અને રહેણીકરણી મને પસંદ નથી. એના કોઈ વ્યવહાર સીધા કે સરળ નથી હોતા. એને એમ લાગતું જ નથી કે સંસારમાં કોઈ સજ્જન હશે."

આ વાત સાંભળી હું હસી પડ્યો.

સભાવંતે પૂછ્યું : "કેમ હસ્યા ?"

"એની દૃષ્ટિએ સંસારમાં કોઈ સજ્જન નથી એમ તમે કહ્યું ને ? એનો એક અનુભવ મને પણ થયો છે."

"તો, તમે એને જોયો છે ?"

"એ અમારું ઘર શોધતો એક દિવસ આવ્યો હતો," એમ કહીને તેના આગમનનું પ્રકરણ ટૂંકમાં સંભળાવીને પછી મેં કહ્યું : "હવે આ ગામમાં આવ્યો છું તો ફરી એને મળવું છે, મળી લઈશ. કહ્યું હતું તો મળવું જોઈએ ને ? પરંતુ એમણે મને વકીલ મારફતે નોટિસ પણ મોકલાવી છે."

"એટલી હદે પહોંચી ગયો આટલી વાતમાં ?" તો પછી શા માટે જાઓ છો ? તમારે બીજું કશું કામ નથી ?"

"મને એમાં શો વાંધો ? ગમે તે હોય. મારા મિત્રનું તો એ કટુંબ છે ને ! એની

માને મળીને આવતો રહીશ."

"તમારે કોઈ કામધંધો નથી. યશવત હેગ્ગડેના અવસાનથી શું એને દુઃખ થયું છે ? એને અહીંથી ભગાડી મૂકનાર એની પત્ની જ છે. એની સાથે આ સીતારામ પણ મળેલો હતો."

"સંસારમાં નાનામોટા ઝઘડા થતા જ રહે છે. કોઈ અણબનાવ હતો શું ?"

"કોની વચ્ચે ? પતિ-પત્ની વચ્ચે કે પિતા-પુત્ર વચ્ચે ?"

"કેમ નહીં ? પુત્ર જ્યારે મોટો થાય છે ત્યારે સેંકડો ઘરોમાં એવું થાય છે."

"અહીં એવું થવા માટે બાપદાદાની કશી મિલકત ન હતી. કુમટાથી ખાલી હાથે આવ્યા બાદ તેણે જ શૂન્યમાંથી બધું ઊભું કર્યું હતું. એની કમાણી કુમટા આવ્યા પછીની જ છે."

"એ તો ખૂબ જ હિમ્મતવાન હતા. મારાથી દસ વર્ષ મોટા હતા. આવ્યા ત્યારે પોતાની પત્નીને ત્યાંથી ખાલી હાથે જ આવ્યા. પછી એક શાહુકારને ત્યાં મુનીમનું કામ કરવા લાગ્યા. ચાર વર્ષ સુધી આંખો મીંચીને કામ કર્યું. વ્યાપારની ખૂબીઓ સમજી જતાં જ પોતાના સસરા પાસેથી તેમણે ચારપાંચ હજાર રૂપિયા ઉછીના લીધા અને પોતે જ વેપરા શરૂ કર્યો. સાંભળ્યું હતું કે આ કરજ ત્રણ જ વર્ષમાં ભરપાઈ કરી દીધું હતું.મહત્ત્વની વાત તો એ છે કે એનું નસીબ સારું હતું. જ્યારથી દુકાન ખોલી ત્યારથી એનું ભાગ્ય ઊઘડી ગયું. તેઓ કોઈ નકામી વાતોમાં પડતા ન હતા.પોતાના કામ પર જ ધ્યાન આપતા હતા. લક્ષ્મી પ્રસન્ન થઈ, પરંતુ તેઓ એક પાઈ પણ નકામી વેડફતા ન હતા. પહેલાં તેઓ ગમે તે રીતે રહેતા હોય, કુમટા આવ્યા પછી સારી સ્થિતિએ પહોંચતાં જ પોતાનાં સ્ત્રી અને બાળકોને એમણે કોઈ જાતની ખોટ પડવા દીધી નહીં. સીતારામને શાળામાં મોકલ્યો અને ત્રણે છોકરીઓનાં લગ્ન કરાવ્યાં.

"એમણે પૈસાનો નિરર્થક વ્યય કર્યો નહીં. કહેવાય છે કે ઘાટ ઉપરના ઘરમાં હતા ત્યારે તેમણે ખૂબ પૈસા ઉડાવ્યા. પરંતુ મને લાગે છે કે તેમણે અહીં એમ કર્યું નથી. એની પાસે જ્યારે સારું એવું ધન ભેગું થયું ત્યારે પણ ઉધાર માગનારાઓને તેણે છૂટે હાથે પૈસા આપ્યા નથી. એક વાર ખરાબ અનુભવ થઈ ચૂક્યો હતો ને !"

"કહેવાય છે કે એને કોઈ સ્ત્રી સાથે આડો સંબંધ હતો."

સભાવંત હસ્યા : "એમાં વળી કઈ મોટી વાત છે ? અમારે ત્યાં જે મોટા માણસ કહેવાય છે તેમાંના કેટલાકને આ ટેવ છે. એ તો એક જાતનો શોખ છે ભાઈ ! સાચી વાત છે કે એને પણ એક હતી. પરંતુ એને ન તો બંગલો બંધાવી આપ્યો કે ન તો અલંકારોથી શણગારીને સરઘસ કાઢયું. એમાં પણ એક મર્યાદા હતી. જો એને દુર્ગુણ ગણો તો એ એનામાં હતો. હું એનો ઇનકાર નથી કરતો."

"કહે છે કે આ જ કારણે ઘરમાં સંઘર્ષ જાગ્યો."

"છટ્.. આટલા કારણે થયું હોય ? એનાથી ઊલટા કારણ માટે થયો હશે."

"એટલે ?"

"એ ન કહેવું જોઈએ. તમે ત્યાં જ જાણો છો ને ? જશો ત્યારે એને જોતાં જ ખબર પડી જશે કે એ કેવી છે..."

"એકલા જવામાં મને..."

"અરે ! એમાં શું છે ! આટલામાં જ છે તો હું સાથે આવીશ."

સભાવંતજીએ આશ્વાસન આપ્યું. આથી બીજા દિવસે બપોરે ભોજન પતાવ્યા બાદ થોડો આરામ કરી અમે બન્ને સીતારામ હેગ્ગડેની વખાર ઉપર ગયા. કદાચ અમારા આવવાની વાત સભાવંતજીએ અગાઉથી જણાવી દીધી હશે, એટલે મોગરાની માફક ખીલેલા સીતારામ હેગ્ગડેની સવારી દરવાજા પાસે જ મળી ગઈ. અમને આદર-સત્કારપૂર્વક તે પોતાની દુકાને લઈ ગયો. અમે લોકો નિરાંતે આરામખુરશીઓ પર બેસી ગયા. પાન આવ્યાં.

"ચા મુકાવું ?" એણે પૂછયું.

"હમણાં જ પીને આવ્યા છીએ," મેં કહ્યું. પરંતુ સભાવંતજી બોલી ઊઠયા : "બહારગામના છો ને, ચા મુકાવો." એ અંદર જઈને આ વાત કહી આવ્યો. પછી સભાવંતજી સાથે સોપારીના ભાવ, બજાર, આવક-જાવક વગેરે વિશે લાંબા સમય સુધી વાતો કરતો રહ્યો. હું તો સોપારી ખાવાનું જાણું છું, ભાવની મને શી ખબર ? હું સંપૂર્ણતઃ અન્યમનસ્ક બનીને બેસી રહ્યો. તે દિવસે જેવી રીતે સીતારામ મારે ત્યાં આવેલો ત્યારે હું મારા અધ્યાપક મિત્ર સાથે વાતો કરતો રહ્યો, તેવી જ રીતે સીતારામ આજે દુકાને આવેલા લોકો સાથે-સભાવંતજી સાથે વાતો કરતો રહ્યો. મને પણ હસવાની જરૂર હતી. નીરસ વાતો કરતાં સરસ મૌન જ વધુ સારું !

અંદરથી એક છોકરાએ આવીને કહ્યું : "નાસ્તો તૈયાર છે, અંદર આવો." ત્યારે મને સંકોચ થયો. એ અભાગણીને પહેલી વખત જોનાર મારા જેવા માટે આ શુભ પ્રસંગ ન હતો.

અંદર ગયા. ત્યાં ત્રણ પાટલા રાખેલા હતા. બે અમારા માટે અને એક ગૃહસ્વામિની માટે. અમે બેઠા. થાળ ભરીને ખાવાની ચીજો આવી–કેળાનો હલવો, રસાયન, પૂરી, સેવ, ચેવડો અને કૉફી.

મેં કહ્યું : "આટલું બધું શા માટે બનાવ્યું ?"

સભાવંતજીએ કહ્યું : "અમે તો હમણાં જ ઘરેથી નાસ્તો કરીને આવ્યા છીએ."

"તો પછી શા માટે કહેવડાવ્યું ?" તેમણે કહ્યું.

"તમે ગેરહાજર ન રહો એટલા માટે.

"હું આ મોસમમાં દુકાન છોડીને ક્યાંય જતો નથી. લો, લો. રસાયન-પૂરી તંદુરસ્તી માટે ખૂબ જ સારી વસ્તુ છે." સીતારામ આ કહેતા હતા એટલામાં જ કલકમ્માની સવારી આવી પહોંચી.

સીતારામ હેગ્ગડેજીએ કહ્યું : "આ અમારાં માતુશ્રી છે." જ્યાં બેઠો હતો ત્યાંથી જ મેં નમસ્કાર કર્યા.

સુંદર ઘાટીલી સ્ત્રી, ગોરું ભરાવદાર શરીર, પુત્રની માફક ગૌરવંતી ચાલ, કુમકુમનો લેપ બાદ કરો તો જૂના સમયના નાના ગામડાની એક રાણી જેવી દેખાતી હતી. કાનમાં ચમકતી બુટ્ટી લટકતી હતી. રેશમી સાડી પહેરેલી. એ ભારે આત્મવિશ્વાસ ધરાવતી સ્ત્રી જેવી લાગી.

હું નાસ્તો પૂરો કરી રહ્યો હતો ત્યાં જ સીતારામ હેગ્ગડેએ સભાવંતજીને બહાર લઈ જતાં કહ્યું : "તમે આમની સાથે આરામથી વાતો કરો. અમે બહાર બેઠા છીએ." તેઓ બહાર ચાલ્યા ગયા.

"ધીમે ધીમે નાસ્તો કરો." માએ કહ્યું. હું ચુપ રહ્યો.

"મારા પુત્રે બધી વાત કરી. તમે મારા પતિના નિકટના મિત્રોમાંના એક છો."

"નિકટના તો શું ? છેલ્લાં છએક વર્ષોથી એમને ઓળખું છું."

"તો પણ આટલો વિશ્વાસ રાખવા માટે લાયકાત તો જોઈએ ને ! પોતાની પત્ની અને પોતાના પુત્ર પર પણ વિશ્વાસ ન રાખનારા પુણ્યાત્મા.."

"એ તો એક સ્વભાવ છે.. કાળની ગતિ ન્યારી છે. સાચી વાત એ છે કે એમણે મારામાં વિશ્વાસ મૂક્યો. પરંતુ મારામાં જ શા માટે એ હું નથી જાણતો."

"એની મિલકત માટે એક વારસદાર ઉત્તરાધિકારી તો જોઈએ ને ? તે પોતાના સ્વજનોને ન મળ્યા.. અને જ્યારે આવી જીદ પકડી હોય ત્યારે તો પૂરી નિભાવવી જોઈએ ને ?"

"મા, હું એમનો વારસદાર શી રીતે ગણાઉં ? એ મુંબઈમાં રહ્યા ત્યારે કોઈ સાથે સંબંધ વધાર્યો નહીં... એક વાર મારો એમની સાથે પરિચય થયો. એ પણ ગાડીમાં. ત્યારે અમે પૂનાથી મુંબઈ જઈ રહ્યા હતા. એમને ખબર પડી કે હું કન્નડભાષી છું..., આ જ કારણે અમારો પરિચય થયો. સાંભળ્યું છે કે જ્યારે એમની બીમારીએ જોર પકડયું ત્યારે એક કાગળમાં મારું નામ લખાવી તે ટેબલ પર મૂક્યો અને એક પડોશીને મારા એ સરનામે તાર કરવાનું કહ્યું. એમના કહેવા મુજબ પડોશીએ તાર કર્યો અને એટલે મારે જવું પડયું."

"સીતારામે આ બધી વાત મને કરી. આખરે એમણે પોતાની પાણિગૃહિતા પત્ની સાથે બદલો લીધો જ. એમણે બધી રકમ તમને મોકલાવી આપી, એને તમે ન્યાય કહો છો ?"

"મને આ જ શંકા છે. એથી જ હું દ્વિધામા પડી ગયો છું. આ જ કારણે તમારા પુત્રને પણ મારા પર શંકા ગઈ. મેં તેને તેના પિતાજીનો પત્ર બતાવ્યો. છતાં પણ એણે રજિસ્ટર્ડ નોટિસ મોકલાવી છે "

"આ બધું કરવાને બદલે એણે ધારેશ્વર સરસીના નામે વસિયતનામું લખી નાખ્યું હોત તો સારું થાત. હવે એનો પટ્ટ પુત્ર શીન છે ને ! અરે.... એને નામે પણ મોકલાવી આપ્યું હોત તો શરૂ કરેલો એ નવો સંબંધ પૂર્ણ કક્ષાએ પહોંચી જાત ને !"

"આ બધું સાંભળીને હું શું કરું મા ? મને આ બધું કહેવાની શી જરૂર છે ?"

"લાગે છે કે તમને જરૂરત નથી, પણ અમને છે. આમાં અમારે જે કષ્ટ ભોગવવા પડયાં છે અને જે અપમાન સહન કરવાં પડયાં છે તે શું ઓછું છે ?"

"મૃત્યુ પામેલા વિશે આમ કેમ બોલો છો ? જે કાંઈ બન્યું હોય તે બધું મૃત્યુ સાથે જ ભૂલી જવું એ આપણો ધર્મ છે."

"એમ લાગે છે કે તમે જાણે અમને ધર્મોપદેશ આપવા આવ્યા છો. જ્યાં સુધી એ જીવતા હતા ત્યારે તેમના મિત્રોએ તેમને ધર્મોપદેશ આપવો જોઈતો હતો."

"જ્યારે તેઓ જીવતા હતા ત્યારે.... એમણે પોતાના કુટુંબ કે કુટુંબના કોઈ સભ્ય વિશે બિલકુલ ફરિયાદ કરી નથી, નથી કોઈ સારી વાત કરી કે ન કોઈ ખરાબ વાત."

"ક્યા મોંએ વાત કરે ?"

આનો જવાબ મેં આપ્યો નહીં. ધાર્યું હતું કે એ પણ ચુપ થઈ જશે. પરતુ એણે કહ્યું : "સાભળ્યું છે કે ચોચ્ચલમનેની એક વિધવા મૂંડીને માટે મદિર બંધાવ્યું !"

એમની આ વાતો સ્પષ્ટ રીતે વિષાક્ત હતી. એ સાંભળીને હું આશ્ચર્યચક્તિ થઈ ગયો. મેં કહ્યું : "મા, હું જાણું છું કે તમારું ચિત્ત વ્યાકુળ છે. આમ છતાં પણ કોઈ વિશે આમ બોલવું જોઈએ નહીં."

"બોલવું ન જોઈએ ? હું પરિણીત સ્ત્રી છુ. મારા હોવા છતાં એ મૂંડીએ મારા પતિ પર પોતાનો અધિકાર ચલાવ્યો. તમે એને શોધી કાઢી અને એના નામે મંદિર બંધાવ્યું. સાચી વાત ને !"

"મેં નથી બંધાવ્યું. આ બધું એમની મહાનતાએ, એમના ભગવાનની પ્રેરણાએ મારી પાસે બનાવડાવ્યું."

"સારું."

એમની સાથે વાતો કરવાની મારી બધી ઈચ્છાઓ અને આશાઓ ધૂળમાં મળી ગઈ; એટલું જ નહીં, એ પળે મને ખબર પડયા વગર પણ ન રહી કે બેનકય્યાનું મંદિર બંધાવવાનો મને શો અધિકાર હતો ? હું ધીમે ધીમે ઊઠયો

ત્યારે એ બોલી : "લાગે છે કે મોડું થઈ ગયું. અચ્છા, આવજો. જયારે આ ગામ આવો ત્યારે અમારે ઘરે પણ આવજો."

"અચ્છા મા," કહીને જેમ વાઘના મોમાંથી છૂટીને કોઈ ઢોર ભાગતું હોય તેમ હું દોડીને બહાર આવ્યો. ત્યાંથી સીતારામ હેગ્ગડે સાથે થોડીઘણી વાતચીત કરી જલદી બહાર નીકળી ગયો."

"હજુ બેચાર દિવસ રહેશો ?" એમણે પૂછયું.

"એક બે દિવસ રહીશ."

"અચ્છા, તમે મૂંઝાશો નહીં. આટલી નાની રકમ માટે અમે અદાલતમાં ન જવાનો નિર્ણય કર્યો છે."

"સારું થયું. વડીલોનું આટલું ગૌરવ તો જાળવવું જોઈએ ને !"

"એમ નથી. તમારા વિશે એકબે મિત્રોએ સારો અભિપ્રાય આપ્યો અને અમારી શંકાઓનુ નિવારણ કર્યું. આમાં તમે પણ શું કરી શકો ?"

"જે હોય તે, મારી અને મારા મિત્રના પુત્ર વચ્ચે અંટસ ન રહેવું જોઈએ "

"સાચી વાત છે," એમણે કહ્યું. પછી હું મારા મિત્ર સભાવંતજી સાથે સંકોચના પિંજરામાંથી મુક્ત થઈ ચાલ્યો આવ્યો.

"પાણીગૃહિતા પત્ની" એમ કમલમ્માએ કહ્યું હતું. જો એ હસ્તમાંથી છૂટવા માટે મારા મિત્રે આત્મહત્યા કરી લીધી હોત તો પણ મને આશ્ચર્ય ન થાત. પાર્વતમ્મા વિશે એ કેવી કેવી વાતો કરતી હતી ! "મૂંડી મૂડી" એમ બે વખત બોલી ત્યારે પણ જાણે એ પોતાના વૈધવ્યને ભૂલી ગઈ હતી. વિધવા થવા છતાં એણે પોતાના વાળનું મૂંડન કરાવી નાખ્યું ન હતું. આથી જ લાગે છે કે એની ભાષામાં નિર્લજ્જતા આવી ગઈ હતી.

રસ્તામાં ચાલતાં ચાલતાં મારા મિત્રે પૂછયું : "શી શી વાતચીત થઈ કમલમ્મા સાથે ?"

પ્રત્યુત્તરમાં મેં કહ્યું : અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા તથા મંદોદરી .- "મૂળ સંસ્કૃત શ્લોકના પાઠ મુજબ આ પાંચ સ્ત્રીઓની નિત્યસ્મરણ માટે ગણના થાય છે. પરંતુ આપણી ગ્રામીણ ભાષાઓમાં આ સ્ત્રીઓની યાદીમાં રાવણની પત્ની મંદોદરીનો સમાવેશ થતો નથી. આપણા લોકોએ એના પર પતિની તમામ દુષ્ટતાનો આરોપ મૂકયો છે. પુરુષો જેવી ચાલચલગતવાળી કોઈ પણ નિર્લજ્જ છોકરી વિશે જો કોઈને પૂછવામાં આવે તો આ જ જવાબ મળે કે તે મંદોદરી છે. આ બધું કહી મેં પેલા શ્લોકનો અર્થ સમજાવ્યો. એ સાંભળીને સભાવંતજી હસી પડયા.

"તમને થોડી ક્ષણોમાં જ બધી ખબર પડી ગઈ ?" તેમણે કહ્યું.

"એમની વાતોથી એના સ્વભાવનો પરિચય થયો. એની શાન, ઠાઠમાઠ, ભાષા, ઘમંડ આ બધું જોઈને એમ લાગે છે કે એ દસ ગામ જીતી લાવેલી રાણી છે ! મને હવે સવાલ એ થાય છે કે યશવંતરાયે આવી સ્ત્રી સાથે દિવસો કેમ પસાર કર્યા હશે ?"

"કહેવાય છે કે સંસાર બે ઘોડાઓથી જોડાયેલો એક રથ છે. આ સંસારરથમાં જોડાયેલા પશુઓ ઘોડા તો નથી. એમની તુલના જો પશુઓ સાથે કરવાની હોય તો આ રથ હાથી અને વાઘથી જોડાયેલો કહી શકાય. વાઘને ઢોર કહી શકાય નહીં. યશવંતરાય ક્યારેય જાનવર ન હતા. એ ઢોર હોત તો આ કમલમ્મા એને ક્યારનીયે ગળી ગઈ હોત. તેઓ હાથી હતા. વાઘ તો રથ ખેંચી શકે નહી એટલે એણે પોતે જ રથને ચલાવ્યો, અને પોતાના સ્વમાનને આંચ ન આવે તે રીતે એક દિવસ તેઓ આખરે ધૂંસરી છોડીને ચાલી નીકળ્યા."

"એમ લાગે છે કે માતા સાથે રહેવાથી સીતારામ પર એનો ઘણો પ્રભાવ પડયો છે. પરંતુ ગઈકાલે હોન્નગછેમાં એક સ્ત્રીને જોઈ. કોને ? જાણો છો ? જલજાક્ષી નામની સ્ત્રીને ! એની ચાલ-ચલગત, એની વિનયશીલ મુદ્રા, એની સહનશીલતા કેવાં પ્રશસ્ય હતાં ! એનો પતિ મંજય્યા પણ એવો જ છે. રસ્તામાં પહેલવહેલો એમનો છોકરો યશવંત મળ્યો. એ પણ એવો જ ! હું કોણ છું એ જાણ્યા પહેલાં જ કેતકી મંજય્યાનું ઘર બતાવવા માટે મારી સાથે આવ્યો."

સભાવંતજીએ કહ્યું : "સ્વામી, સારા પુત્રો મેળવવા માટે નસીબ જોઈએ, પુણ્ય જોઈએ. જો ભાગ્યમાં હોય તો ધન તો કોઈને પણ મળી શકે છે; પરંતુ શીલ, ગુણ વગેરે કાંઈ નસીબના જોરે નથી મળતું. એ તો પૂર્વજન્મના પુણ્યથી જ મળે છે."

મેં માથું હલાવ્યું. આપણી સમજમાં ન આવતી દરેક વાતને આપણે 'ભાગ્ય, અદૃષ્ટ, નસીબ' કહીને તેમ જ વધુ ન સમજાય તેવી વાતને 'પૂર્વજન્મનું પુણ્ય, પ્રારબ્ધ, કર્મ, કહીને સ્વીકારી લઈએ છીએ; પરંતુ આવા વ્યવહારોનું આપણા ભવિષ્યમાં સ્થાન શું ? દુનિયા આપણાથી જ ચાલે છે એ કોઈને જાણવાની આવશ્યકતા નથી તો પણ પોતાના ચારિત્ર્ય તેમજ વર્તન માટે આપણે જ જવાબદાર છીએ. જો માણસ આ ન સમજે તો તેઓ આત્મશક્તિવિહોણા તુચ્છ પદાર્થ જ બની રહે છે. આ એક સાચવી રાખવા જેવી તેમજ વિકસાવવા જેવી શક્તિ નથી. મારા મિત્રે જે સમાધાન સહેલાઈથી મેળવ્યું હતું તે આપણે બધાં મેળવી શકીએ તેમ છીએ ?

સભાવંતને ઘેર પહોંચી મેં એને કહ્યું કે સમુદ્રકિનારા સુધી જઈને પાછો આવી જઈશ. ત્યાં સુધી પહોંચવામાં એક કલાક લાગ્યો. એ સાંજની મુલાકાતને કારણે મારું ચિત્ત દુઃખી દુઃખી થઈ ગયું હતું. સમુદ્રકિનારે પહોંચી ઊછળતાં-કૂદતાં મોજાઓ જોવામાં સારો એવો સમય નીકળી ગયો.

સૂરજનો ગોળો લાલ અને મોટો થતો થતો આકાશમાં ક્ષિતિજ તરફ પ્રયાણ કરી રહ્યો હતો. કહેવાય છે કે બુઝાતા દીપકનો પ્રકાશ તેજસ્વી હોય છે એ

જ પ્રમાણે ડૂબતા સૂરજનું સૌન્દર્ય પણ ઓર હોય છે. મારા મિત્ર વિશે આટઆટલું સારું-નરસું, નિંદા-પ્રશંસા વગેરે સાંભળ્યું. પરંતુ મારો પરિચય એના જીવનના સંધ્યાકાળે જ થયો હતો, સંધ્યાકાળના સૂર્યની માફક એ મને પૂર્ણ મનુષ્યના સ્વરૂપમાં દેખાયા. એનો ચહેરો, એની આકૃતિ, એની ચાલ બધું મને સુંદર લાગ્યું. એના મૃત્યુ પછી પણ એ જ રીતે મારી સામે સાચો સૂરજ ડૂબી રહ્યો છે અને લાંબા સમય સુધી આકાશમાં એની લાલિમા દેખાય છે. સંધ્યાની શાંત શોભા પણ ખીલેલી જણાય છે. એમ લાગ્યું જાણે કે યશવંતજીએ જે કામ મને સોંપ્યું છે, જે રોજનીશી મને આપી છે, તે તમામ સુવર્ણપ્રકાશ છે.

સૂરજ ડૂબી ગયો. આપણો અનુભવ છે કે એ કાલે ઊગશે. આથી જ મનુષ્યના હૃદયમાં એ ભાવના જન્મી હશે કે મૃત્યુ પછી માણસ પુનર્જન્મ લઈ ફરી આવે છે. મૃત્યુને ન ચાહનાર મનને આવી જ કલ્પનાઓમાં પરોવી રાખવું જોઈએ ને ? આ સૂર્ય કાલે પણ આવશે, પરમ દિવસે પણ આવશે - રોજ આવશે અને આપણે ? શરીર ત્યજી જનારો માનવ-જીવ, કહેવાય છે કે, પુનર્જન્મમાં બીજું શરીર ધરીને આવે છે. પેલો સૂર્ય પાછો આવે તો આપણે ઓળખી લઈએ છીએ કે ગઈકાલે આવી ગયેલો સૂરજ આ જ છે. જો મનુષ્યનો પુનર્જન્મ થાય તો શું આપણે એને ઓળખી શકીશું ? ક્યારે ય નહીં. જોકે આપણે એ નથી જાણી શકયા કે આપણે પહેલાં કયો અવતાર લીધો હતો અને ભવિષ્યમાં કયો અવતાર લેશું ? છતાં આપણને પરમાત્માના અવતારોની ખબર પડી ગઈ છે.

અમર થવાની આશાથી જ એ આમ કરતો હશે ને ? આ પ્રમાણે મારા મનમાં સાગરનાં મોજાંઓની માફક કેટલાયે ભાવ ઊછળવા લાગ્યા. એક મોજું બીજા મોજાનું અસ્તિત્વ મિટાવી પોતે છટાપૂર્વક આગળ વધે છે અને એ પણ થોડી મિનિટોમાં જ સમાપ્ત થઈ જાય છે. આપણી નજરે ચડતું પ્રત્યેક મોજું ઊછળે છે, આગળ જાય છે અને આખરે નષ્ટ થઈ જાય છે. પરંતુ ક્યારે ય એમ નથી બનતું કે સમુદ્રમાં મોજાંઓનો જ અંત આવી જાય. એક પછી એક મોજાં આવ્યાં જ કરે છે – એક પછી બીજું... એમ શું આપણું જીવન પણ આ પ્રકારનું નહીં હોય ? શરીરનો અંત આવતાં વ્યક્તિગત મોજાંનું અસ્તિત્વ પણ નષ્ટ થાય છે. પરંતુ એટલે મોજાંઓનો અંત આવતો નથી. એ જ સમુદ્ર, એ જ પાણી, એ જ હવા-આમ જીવનપરંપરા સદા ચાલુ જ રહે છે. શું પુનર્જન્મનું પણ આવું નહીં હોય ?

આમ એક સ્વપ્નમાં - તરંગમાં રાચતો હું સમુદ્રકિનારે જઈ ઊભો રહ્યો. આકાશ પોતાનું તેજ ગુમાવી ચૂક્યું હતું. એમાં અગણિત તારા ટમટમી રહ્યા હતા. કહેવાય છે કે આકાશના તમામ તારા પુણ્યાત્મા છે. સ્વર્ગમાં જઈને શોભામાં અભિવૃદ્ધિ કરનાર નક્ષત્રો છે.

ત્યાં પણ માનવીની આશાએ કલ્પનાના ઘોડાઓ દોડાવ્યા છે. મૃત્યુ પામ્યા

પછી પણ તેની આશા આકાશમાં અમર બનીને રહેવાની છે. કહેવાય છે કે ધ્રુવતારો અમર તારો છે. મનુષ્યના આયુષ્યની મર્યાદાની તુલનામાં જોઈએ તો પહાડ, પથ્થર બધું જ કાયમી છે, ચિરંતન છે. નક્ષત્રોની તો વાત જ કયાં રહી ! મારા મિત્ર યશવંતજી પણ નક્ષત્રોના પરિવારના જ છે... પરંતુ એને આવી કોઈ આશા ન હતી.

સમુદ્રથી એકાદ માઈલ ચાલીને કુમટાની બજારમાં પાછો ફર્યો ત્યારે આઠ વાગી ગયા હતા. મારા મિત્ર પણ તેના કેટલાક દોસ્તો સાથે ફરવા નીકળ્યા હતા. એના ઘરનો ઓરડો ખાલી થઈ ગયો હતો. એને ત્યાં રાતનું વાળુ નવ અથવા દશ વાગ્યે થતું હતું. તો પછી અહીં થાંભલા સાથે પીઠ ટેકવીને શા માટે બેસી રહેવું ? મારા વકીલમિત્ર સાથે હજી નિરાંતે વાતચીત કરી નથી – એમ વિચારી તેના ઘરે ગયો.

નસીબજોગે મુર્ડેશ્વર વકીલ ઘરમાં જ હતા.

"કેમ, તમે કાલે પણ આવ્યા નહીં અને આજે પણ દેખાયા નહીં ?" એણે પૂછયું.

"હવે આવી ગયો ને. કહો શું છે તમારા ગામના સમાચાર ? પ્રેક્ટિસ સારી ચાલે છે ને !"

"હા, મારા માટે પૂરતી છે.હું વધારે પડતા દાવાઓ હાથમાં નથી લેતો. કેટલાક જૂના અસીલોને જ રાખી લીધા છે. આખી જિંદગી મહેનતમાં જાય તો પછી માણસ મોજ ક્યારે કરે, કહો ?"

"અચ્છા, તો હવે તમારામાં આવા તરંગ જાગ્યા છે ખરા ?" મેં મજાકમાં કહ્યું.

આ પ્રમાણે અમારા ગપ્પાં ક્યાંથી ક્યાં જઈ રહ્યાં હતાં. ત્યારે અચાનક તેમણે પૂછયું : "અમારા સીતારામ હેગ્ગડેના ઘેર તો ગયા હતા ને ?"

"કોણ કહ્યું તમને ? તમારા ગામમાં દીવાલોને પણ કાન હોય છે શું ?"

"એવું તો કાંઈ નથી. એ સીતારામ જ મારી પાસે આવ્યો હતો. મારે એની સાથે સારો સંબંધ છે."

"લાંબા સમયથી ?"

"તેમના પિતાના સમયથી જ. આ તેના પિતા જેવો નથી. આ તો પરફેક્ટર જેન્ટલમેન (Perfecter Gentlemen) છે."

"હોવો જ જોઈએ– આવો એકાદ માણસ તો."

"તમારી અને સીતારામ વચ્ચે ઝઘડો હતો ને ? પરમ દિવસે તમને જોયા પછી થયું કે તમે એ માટે આવ્યા હશો. તમે આવ્યા તે સારું કર્યું. આવું કાંઈ થયું હોય તો પણ પરસ્પર રાજીખુશીથી પતાવી નાખવું જોઈએ. એ વગર..."

"આમાં ઝઘડા જેવું કશું નથી."

"એણે તમને એક રજિસ્ટર્ડ નોટિસ મોકલી હતી ને !"

"હા, નોટિસ મોકલી હતી. જ્યાં સુધી તમારા વકીલોની જમાત છે ત્યાં સુધી આ જાતની નોટિસોની આપ-લે થતી રહેવી જોઈએ ને ?"

"મેં પણ એની નકલ જોઈ હતી."

"શેની ?"

"નોટિસની અને યશવંતે લખેલા પત્રની. તમારા પર જે આવેલ તે પત્ર હતો, વસિયતનામું નહીં. લખેલું હતું ને કે જ્યાં સુધી હું ન આવું ત્યાં સુધી આ નાણાં તમારી પાસે જ રાખો. હવે રાજીખુશીથી આ બાબતનો ફેંસલો કરી નાખો એ વધારે સારું છે."

"કેમ! રાજીખુશીથી શી રીતે ?"

"તમે જે કાંઈ ખર્ચ કર્યું છે તે બાદ કરીને જે રકમ બાકી રહે છે તે સીતારામને જ આપી દો. જે હોય તે, તમે આ મેલથી હાથ ધોઈ નાખો."

"એમ ?"

"મારું કહેવું બરાબર નથી ?"

"વકીલોની દૃષ્ટિએ બરાબર છે."

"તો બીજી દૃષ્ટિ કઈ છે ?"

"યશવંતરાયની પણ એક દૃષ્ટિ છે. એને હું કેમ ભૂલી શકું ?"

"જુઓ, એ તો એક મહામૂર્ખ હતો, તદ્દન બેવકૂફ ! જ્યારે એ આ ગામમાં હતો ત્યારે મારી સાથે પણ તેનો સંબંધ હતો જ ને ! એણે શરૂઆતથી જ ખોટો માર્ગ પસંદ કર્યો હતો. એટલે કે એમણે પોતાની પત્ની અને બાળકો તરફ કોઈ જાતની દયા કે કરુણા બતાવ્યાં નહીં. એમનું વર્તન ખૂબ જ કઠોર હતું."

"એમ પણ હોય. એવી જ રીતે તેઓ અવસાન પણ પામ્યા. કોઈ સુધારક એને સારો માણસ બનાવી શક્યો ન હતો, તો હવે તમે અને હું એને શું સુધારી શકવાના હતા ?"

એમણે કહ્યું : "સાચી વાત છે કે હવે કાંઈ થઈ શકે નહીં, પરંતુ તમારા જેવા જાણકાર તેમ જ જનસમાજનો સંપર્ક રાખનારા હવે એને મળીને પરિસ્થિતિ સુધારી શકો છો."

"કોને મળીને ?"

"હું એની સંપત્તિ વિશે વાત કરું છું."

એની વાતોથી હું કંટાળી ગયો. મુર્ડેશ્વર મારા જૂના મિત્ર હતા. તો પણ સ્પષ્ટપણે એ ખ્યાલ આવી ગયો કે તેઓ સીતારામનો પક્ષ લઈને બોલતા હતા. આથી મેં કહ્યું : "મિસ્ટર મુર્ડેશ્વર, બીજા કોઈ વિષયની વાત કરો. મારી અને તમારી વચ્ચે કોઈ અંટસ ન પડવો જોઈએ."

ત્યારબાદ એ મિલકત અંગે કશું પણ બોલ્યા નહીં, પરંતુ મારા મિત્ર વિશે એવી વાતો કહેવા લાગ્યા, જે તેમણે નહોતી કહેવી જોઈતી. એની દૃષ્ટિએ કુમટામાં 'પરમનીચ' ઉપાધિ માટે કોઈ પણ માણસ લાયક હોય તો તે એ યશવંતરાયજી જ હતા. તે મખ્ખીચૂસ, મહામૂર્ખ, ક્રૂર હૃદય ધરાવનાર અને એ સિવાય પણ કોણજાણે શું શું હતા. એથી ઊલટું એના ઘરનાં અન્ય સભ્યો – પત્ની, પુત્ર બધાં દેવ અને પરમાત્મા જેવાં હતાં.

જો એમણે આ વિષયમાં ગંભીરતાથી મર્યાદા રાખીને કહ્યું હોત તો મને દુ:ખ ન થાત. પરંતુ તેઓ આ મર્યાદાને ઓળંગી ગયા હતા. આથી મારું ચિત્ત ઉદ્વિગ્ન બની ગયું.

મેં કહ્યું, "સ્વામી, હું યશવંતરાય વિશે વધુ નહીં તો પણ થોડું તો જાણું છું. પાંચછ વર્ષથી તો એમને સારી રીતે ઓળખું છું. એ દેવતા નથી તો તમે કહો છો તે મુજબ રાક્ષસ પણ ન હતા. એક સારા માણસ હતા એટલું તો હું જાણું છું."

"કોણ એ ?"

"મારા અને તમારાથી ઘણા વધારે સારા હતા. બસ, મારા માટે આટલું પૂરતું છે. ચાલો, હું જાઉં છું," કહીને વ્યગ્ર ચિત્તે હું એના દીવાનખાનામાંથી નીચે ઊતરી ગયો. ત્યાર પછી એને પણ લાગ્યું કે એની વકીલતા મર્યાદા બહાર નીકળી ગઈ હતી.

એમણે કહ્યું : "અરે શ્રીમાન ! આટલા નારાજ કેમ થઈ ગયા ? આવી બાબતોમાં દરિયાવ દિલ રાખવું જોઈએ."

"મૃત વ્યક્તિ વિશે બોલતી વખતે વિચાર્યું નહીં અને મારી પાસે દરિયાવ દિલની અપેક્ષા રાખો છો ?"

"આઈ એમ સોરી."

"જેમના વિશે અન્યાયપૂર્ણ વાતો તમે કરી છે તેમની ક્ષમા માગો," કહીને હું ચાલ્યો આવ્યો.

છટ્ ! તે દિવસે એક પછી એક વિષમ બનાવો જ બન્યા. એ બધા જાણે મારા મગજને કોરી ખાવા માટે એકત્ર થઈ ગયા હતા. એક કલાક સમુદ્રતટે બેસવાથી જે શાંતિ મળી હતી તે પણ લગભગ નષ્ટ થઈ ગઈ. વકીલ મુર્ડેશ્વર બીજી જ્ઞાતિના હતા, આ વિષયને નિષ્પક્ષ, તટસ્થ દૃષ્ટિએ જોઈ શકતા હતા. મારા મિત્રની થોડીઘણી પણ સાચી તસવીર મળશે એ આશાએ જ હું મુર્ડેશ્વરને ત્યાં ગયો હતો. પરંતુ બન્યું એથી ઊલટું જ.

જ્યારે હું સભાવંતને ત્યાં પહોંચ્યો ત્યારે રાત્રિના દસ વાગી ગયા હતા. તેઓ મારી રાહ જોઈને બેઠા હતા. એમણે મને પૂછ્યું : "કેમ, ભાઈ, કયાં ગયા હતા ?" જવાબ આપવાની ઈચ્છા મને થઈ નહીં."

"ઘણું મોડું થઈ ગયું છે. પતરાળી પથરાઈ ગઈ છે. ચાલો ભોજન માટે. જમ્યા પછી બધું કહેજો," કહીને એ મને લઈ ગયા.હું ભોજન માટે બેઠો તો ખરો, પરંતુ

ખાવાની ઈચ્છા થતી ન હતી. મારા મિત્ર માટે મને ખૂબ જ દુઃખ થતું હતું. મને અચાનક સંદેહ થવા લાગ્યો કે યશવંતરાયની બાબતમાં હું કયાંક પક્ષપાતી તો નથી થઈ ગયો ને ?

આપણાં માણસ, આપણી પ્રિય વ્યક્તિ... આ પ્રકારનો મોહ વત્તાઓછા અંશે પણ આવી જાય તો આપણા વિવેક, સમદૃષ્ટિ અને સમતોલન બધું ભુલાઈ જાય છે. નહીં તો મારા મનમાં આટલું બધું દુઃખ શા માટે થાય ? સીતારામ હેગ્ગડે અને મુર્ડેશ્વરના ઘરમાં હું મારી સહનશીલતા કેમ ગુમાવી દઉં ? આથી ઊલટું હું જ્યારે હોન્નગછે ગયો હતો ત્યારે મારા મનમાં વાત્સલ્ય, પ્રેમ, સ્નેહ કેમ ઊભરાઈ ગયાં હતાં ? હું મનુષ્ય છું, વિવિધ ભાવોનો-રસોનો દાસ છું. અપ્રિય વાતો મને વ્યગ્ર કરે છે અને પ્રિય વાતો મને તૃપ્તિ અર્પે છે. હું નિર્લિપ્ત જીવ નથી જ.

એ રાત્રે ખીર પીરસાઈ હતી. મારે કાને ઔપચારિક વાતો પડી, 'ખીર છે એ તો ! બે કડછી વધુ લઈ પેટ ભરીને જમો.' પરંતુ જ્યારે હાથ ધોવા ગયો એ સમયે જો કોઈ પૂછે કે ખીર શેની બની હતી તો હું કશો જવાબ આપી શકું તેમ ન હતો. ભોજન કરતી વખતે હું એટલો બધો નિર્લેપ થઈ ગયો હતો કે ભોજનની રુચિ પણ ભૂલી બેઠો હતો. જિંદગીની બાબતમાં આમ બન્યું હોય તો એ પણ ખીર જેવી બની જાય. રસોઈ બનાવીને પ્યારથી પીરસનાર માટે જાણે હું પથ્થર જેવો બની ગયો હતો. એવી જ રીતે મને સ્નેહપાશથી બાંધી લેનાર યશવંતજી માટે પણ પથ્થર બની જાત. આવી નિર્લિપ્તતા ન જોઈએ. મનુષ્યે મનુષ્ય બનીને રહેવું એ જ શોભાસ્પદ છે, પથ્થર બનીને રહેવામાં શોભા નથી.

पद्मपत्र मिवांभसि !

કહેવાય છે કે કમળ પર રહેલા જલબિંદુની માફક માણસે કોઈને વળગી રહેવું જોઈએ નહીં.આશ્રય આપનાર સાથે પણ આપણું મન ચોંટેલું ન રહેવું જોઈએ.

જલબિંદુ એમ જ રહેશે. પાણીમાં ચેતન નથી. હું નથી જાણતો કે સજીવ કમળ એ જળના સ્નેહને કઈ રીતે પામી જાય છે ? એને પાણી નથી જોઈતું ? જો જીવધારી મનુષ્ય એમ રહે તો 'જીવ'ના અસ્તિત્વની આપણને ખબર જ ન પડે. વિચિત્ર ઉપમા !

ભોજન પછી અમે દીવાનખાનામાં આવીને બેઠા. પાનની પેટી સામે પડી હતી. સભાવંતજી પણ સામે બેઠા. પરંતુ મારું મન કયાંનું કયાં ઊડી રહ્યું હતું. મને ભાવુકતા અયોગ્ય ન લાગી, લાગશે પણ નહીં. એના પર વિવેકનું નિયંત્રણ રહેવું જોઈએ. ઉદ્વેગ કાબૂની બહાર જાય એ યોગ્ય નથી. એટલે મેં સભાવંતજીને કહ્યું : "એમ લાગે છે કે આજે મારાથી એક ભૂલ થઈ ગઈ. તમને ઘરમાં ન જોઈને હું વકીલને ત્યાં ગયો."

"મુર્ડેશ્વર વકીલને ત્યાં ?"

"હા, તમારી માફક એની સાથે પણ ઘણો જૂનો સંબંધ હતો, એનું ગૌરવ પણ હતું,પરંતુ આજે એ બધું છિન્નભિન્ન થઈ ગયું."

"એટલે ?"

મેં બધી વાત એને ટૂંકમાં કહી સંભળાવી અને કહ્યું : "સાંજે હેગ્ગડેજીના ઘરમાં જ મગજ ઠેકાણે ન હતું. આથી એમ વિચારીને વકીલને ત્યાં ગયો હતો કે એને ત્યાં જરા માનસિક શાંતિ મળશે. પરંતુ આ તો ઘા પર મીઠું ભભરાવવા જેવું થયું !"

"તેઓ બન્ને—સીતારામ અને વકીલ—ભારે દોસ્ત છે."

"મને એની ખબર ન હતી."

"પછી ત્યાં શું થયું ?"

ત્યાં જે કાંઈ વાતો થઈ હતી તે બધી મેં કહી દીધી. મારા મિત્ર વિશે અયોગ્ય વાતો કહી એટલે મેં પણ એને સંભળાવી દીધું. પછી કહ્યું : "સ્નેહી-મિત્રો સાથે આવી અતિશયોક્તિભરી વાતો કરવી ન જોઈએ."

"તમે પૂછયું ને કે મૃતવ્યક્તિ વિશે—તમારી પ્રિય વ્યક્તિ વિશે એ આવું શા માટે બોલ્યા ?"

"હું નહોતો જાણતો કે તેઓ આ રીતે પક્ષ લઈને બોલશે."

"હું તમને એક વાત કહું ?"

"શું ?"

"અમારા મુર્ડેશ્વર વકીલ જેવા ઉપરથી દેખાય છે તેવા નથી. એવું નથી કે અમે તેની વાત નથી જાણતા. એ સ્ત્રી સાથે એનો સંબંધ ઘણા લાંબા સમયથી ચાલે છે.

"સાચે જ ?"

"તદ્દન સાચું. તમે એમ ન સમજશો કે માત્ર મોઢાની મોળ ઉતારવા માટે આ જાતની ફરિયાદ કરું છું."

હું સ્તબ્ધ થઈને બેસી રહ્યો. થોડી વાર પછી કહ્યું : "સભાવંતજી, આજે ચાંદની રાત છે. જો હું સૂઈશ તો પણ ઊંઘ આવવાની નથી. ચાલો, કયાંક ફરવા જઈએ."

"હું રાત્રે કયાંય ફરવા જતો નથી."

"એકલા જવાનું મન નહીં થતું હોય. કંઈ બીક જેવું તો નથી ને ?"

"ક્યાં જશું ?"

"બીજે ક્યાં ? હાઈસ્કૂલના ટીંબા પર..."

# અગિયાર

કુમટાનું મારું કામ પૂરું થઈ ગયું અને એક દિવસ હોન્નગછેમાં મંજય્યાને ત્યાં જઈને એના કુશળ-સમાચાર પૂછી મારા મનનો સંતાપ શમાવી પાછો આવી ગયો. એમને ખબર ન હતી કે ધારેશ્વર શીન અથવા એની માનું ઘર ક્યાં છે ! એ શીનને એક બહેન પણ છે. મંજય્યાની પાસેથી વાતવાતમાં જાણવા મળ્યું કે એ કયાંક શિક્ષિકા છે. આ વખતે એમના ઘેરથી પાછા ફરતી વખતે યશવંત અને જયંત જ નહીં, પરંતુ નાનો છોકરો ભગવંત પણ મારે ગળે વળગીને મને ખેંચીને કહેવા લાગ્યો : "ફરી વાર આવજો, જરૂર આવજો." મંજય્યાની પત્નીએ પોતાનું કુતૂહલ દર્શાવતાં પૂછયું : "મારી માના ઘેર જઈ આવ્યા ? બધા કુશળ તો છે ને ?"

ત્યાંથી ભાવિ કાર્યક્રમ અંગે વિચાર કરતાં કરતાં સભાવંતજીના ઘર સુધી પગે ચાલી આવ્યો. રસ્તામાં મને મારા અવિવેકનું ભાન થયું. મારા મિત્રે જે રકમ મને સોંપી દીધી છે તેમાંથી માસિક ભથ્થા તરીકે જે કાંઈ મોકલાય તે તો વ્યાજની રકમમાંથી મોકલતું જોઈએ ને ! મુદ્દલ રકમમાંથી બેનકય્યાના મંદિર પાછળ જે ખર્ચ થયો તેટલી રકમ ઓછી થઈ છે. હવે મંજય્યાના પુત્રોના અભ્યાસ માટે સહાય કરવાનું સ્વીકાર્યું છે. જો આ બધું આમ જ ચાલશે તો પછી કેટલો સમય મારા મિત્રની સંપત્તિ ચાલશે ? મુદ્દલમાંથી જ ખર્ચ કરતો રહું તો આ બધાને કેટલા દિવસ સહાય આપી શકીશ ? આ બધી વાતોનો વિચાર આવ્યો. આ વિચારમાં જ હું સભાવંતજીના ઘેર પહોંચ્યો.

એ ઘરના લોકોને સરસી અને તેનાં સંતાનો વિશે પ્રશ્ન પૂછી શકાય કે ? એમને કાંઈ ખ્યાલ હશે ખરો ?

કુમટા સુધી પહોંચતા જો એ એક બાબતની જાણ થઈ જાય તો એ ખ્યાલ આવે કે મારી જવાબદારી કેટલી છે. આ ઉપરાંત ધારેશ્વર શીને જે લખ્યું છે તે અનુસાર તેની માની તબિયત સારી નહીં હોય. યશવંતજીના હિસાબની ચોપડી તથા રસીદો જોતાં એમ લાગતું હતું કે એને કાંઈ પણ મળ્યું નથી. એના અને યશવંતના સંબંધોને યાદ કરવાથી ખ્યાલ આવે છે કે એ બન્ને વચ્ચે ક્યારેય વિસંવાદ જાગ્યો નથી. બન્નેના સંબંધનો અંત જયારે અનિવાર્ય લાગ્યો, ત્યારે મારા મિત્રના દસબાર વર્ષના

મુંબઈનિવાસ દરમિયાન, બન્ને વચ્ચે કાંઈ પત્રવ્યવહાર થયો છે ખરો ? શું અંતકાળે એની સાથેના પોતાના સ્નેહસંબંધને યાદ કરીને એનું ઋણ ચૂકવવા માટે તેમણે આ માસિક ખર્ચ મોકલવાનો નિર્દેશ કર્યો હશે. તો પછી તેનું સરનામુ કેમ આપ્યું નહીં ? કદાચ તેમણે પોતાના પૂર્વસંબંધની માહિતી ન આપવાનું વિચાર્યું હશે. આ ભય સ્વાભાવિક છે. આથી તેણે સરસીના પુત્રનું સરનામું આપ્યું. આ વાતો મેં મનમાં ને મનમાં વિચારી.

બાકીની વાતો માટે મારે સભાવંતજીને જ પૂછવું પડયું. એમણે ડોક ઊંચી કરીને કંઈક યાદ કર્યું, પછી થોડીવારે કહ્યું : "જુઓ, એનો છોકરો શીન જીવંત છે. એને એક પુત્રી પણ હોવી જોઈએ. એ અહીં જ કયાંક છે. શિક્ષિકાની નોકરી કરતાં કરતાં સિદ્ધપુરના કોઈ ખૂણામા નચિતપણે પરિણીત જીવન વિતાવી રહી છે. સરસીના દૂરના કોઈ સંબંધી અહીં કુમટામા જ રહે છે. આજે તો તમે અહીં જ છો ને ? સાંજ સુધીમાં તપાસ કરીને કહીશ."

એ બપોરે ભોજન પછી મને સારી એવી ફુરસદ હતી. કઈ કામ જ ન હતું. ઘણા સમય સુધી તકિયાના આધારે લાંબો થઈને ઘરના માલિકની જેમ ખૂબ સૂતો. એ ઊંઘમાં કોણ જાણે શાં શાં સ્વપ્નાં આવ્યાં ! યશવંતજી અને સરસીના સ્નેહ-સંબંધનાં ચિત્રો મારી કલ્પનાના આકાશમાં તરવા લાગ્યા. કમલમ્માથી તદન ઊલટું સ્વરૂપ હતું એનું. રૂપની દષ્ટિએ એટલી સુંદર ન હતી. સંગીતનો સારો એવો અભ્યાસ કર્યો હતો. કુળની વૃત્તિ વિરુદ્ધ એ કુલીન, શીલવાન તેમ જ ગુણવાન હતી. છ તો માત્ર સ્વપ્ન ને ! મારા મિત્ર પ્રત્યે મારું જે પક્ષપાતભર્યું વલણ હતું તેણે જ સ્વપ્નમાં આવું ચિત્ર ઉપસાવ્યું હશે. મેં જોયું કે મુર્ડેશ્વર વકીલ એક દિવસ સરસીને ત્યાં એવા સમયે ગયા જયારે મારા મિત્ર ત્યાં ન હતા. સરસીએ પૂછયું : "તમારે અહીં શું કામ છે ?" તેમણે કહ્યું : "એ જોવા માટે આવ્યો હતો કે યશવંત હેગ્ગડજી અહીં છે કે નહીં ?" સરસીએ જવાબ આપ્યો : "એ એના ઘેર મળશે." છતાં પણ તેને ત્યાં જ ઊભેલો જોઈને ક્રોધપૂર્વક પોતાના ઘરના દરવાજા બંધ કર્યા. એ વાત આગળ વધે પણ શી રીતે ? મારી પાસે જ સૂતેલા સભાવંતે કહ્યું : "મહાશય, ઘણો સમય થઈ ગયો છે."

હું ઊઠયો. હાથ-મોં ધોઈ નાસ્તો કરીને મારા મિત્ર પોતાના કામે ચાલ્યા ગયા અને હું ફરવા માટે નીકળી પડયો.

બહુ લાંબે સુધી ચાલવાની ઈચ્છા ન હતી. મન તો અત્યંત મુગ્ધ થઈ ગયું હતું. મનમાં થયું કે અહીં નજીકમાં જ બંદરે જઈને બેસું. પછી ધીમે ધીમે ચાલતા ચાલતા બંદરની સડક પર પહોંચી ગયો. ખારા પાણીના સાગરમાં ઓટ આવી ગઈ હતી. આઠદસ હોડીઓ કાદવમાં ઘૂસી ગઈ હતી. હોડીઓને ચાલવા માટે ખાડીમાં પૂરતું પાણી ન હતું. ઘૂંટણ સુધીનાં પાણીમાં માછીમારોનાં બાળકો નાની નાની

જાળ હાથમાં લઈને માછલીઓ પકડી રહ્યાં હતાં. જાળમાં પકડાયેલી નાની નાની માછલીઓ હાથ નાખતાં જ ઊછળીને પોતાને બચાવવાનો પ્રયાસ કરતી હતી. એ દિવસ તેના આયુષ્યનો છેલ્લો દિવસ હતો. ઊછળીને પડી પરંતુ પાછી માછીમારના હાથમાં જ આવી. તેઓ તેમના નાકમાં નાળિયેરની સળી ખોસીને તેની માળાઓ બનાવતા હતા. કેટલીક માછલીઓ અધમૂઆ જેવી પણ રહેતી હતી. માળામાં જ એમના ફફડાટ અને તરફડાટ દેખાતા હતા. એને કુતૂહલપૂર્વક જોતો હું દ્રવિત થઈ ગયો. મેં મોં ફેરવી લીધું. મનમાં થયું, મૃત્યુ પછી તો તેનાં તરફડિયાં બંધ થઈ જશે.

મારે બીજું શું કામ હતું ? ખાડી જોવી અને રસ્તામાં જતી-આવતી ગાડીઓ અને લોકો જોવા. એક માછીમારનો છોકરો આવીને નદીના કિનારે બેસી ગયો. કમરમાં બાંધેલી થેલીમાં હાથ નાખ્યો. એમાંથી એક કીડો કાઢીને વાંસળીમાં ભરાવ્યો અને પાણીમાં ફેંકી તપ કરવા લાગ્યો. મારું પણ તપ, એનું પણ તપ ! એના તપના પરિણામે આઠદશ માછલીઓ મળી ગઈ. એક તો છ ઈંચ લાંબી હતી. અને મારા તપનું ફળ ? મનમાં એક પછી એક વિચાર આવતા અને ક્ષણ બે ક્ષણ રોકાઈ ને ચાલ્યા જતા. આ બધા વિચારો મારા મિત્રના પૂર્વ-ઈતિહાસ સાથે સંબંધ ધરાવતા પ્રસંગો હતા, જે મારાથી અજાણ્યા હતા, પરંતુ મારા જ કલ્પેલા હતા. શું મારા ધ્યાનની જાળમાં કોઈ પણ માછળી ન ફસાઈ ? હું કેટલી વાર સુધી એમ ને એમ બેસી રહ્યો એનો ખ્યાલ ન રહ્યો,પરંતુ સંધ્યાના આગમનનો તેમ જ ઘટતા જતા પ્રકાશનો ખ્યાલ આવી ગયો. આથી થોડી વાર બુદ્ધુની માફક ઊભો રહ્યો અને ફરી સભાવંતજીના ઘર તરફ ચાલવા લાગ્યો. રસ્તામાં સીતારામ હેગ્ગડેને કોઈ મિત્રની સાથે મારી સામે આવતો જોયો. તે પોતે મારી સાથે કશું બોલ્યા નહીં. હું પણ તેમની સાથે વાત કરવાની સ્થિતિમાં ન હતો. મિત્રના ઘેર જઈને આરામખુરશીમાં બેસી ગયો અને ત્યાં ઊંઘ આવી ગઈ.

ઊંઘ ઊડી ત્યારે આઠ વાગી ગયા હતા. મારી પાસે સભાવંતજી પાન-સોપારી ખાતા બેઠા હતા. છતાં પણ એમણે મને જગાડયો નહીં. મારી ઊંઘ ઊડી ત્યારે પૂછ્યું : "આ શું ? આજે તમને ઊંઘ પર ઊંઘ કેમ આવે છે ? બપોરે પણ ખૂબ સૂતા હતા. બહુ થાકી ગયા છો શું ?"

એની વાતને મારા મગજ સુધી પહોંચતાં જ એકબે ક્ષણો પસાર થઈ ગઈ.

"હા, ખૂબ ઊંઘ આવી રહી છે. કાલે તો લગભગ આખી રાત હું જાગતો જ રહ્યો. એવું પણ નથી કે ઊંઘ આવી જ નથી. એક અજબ ઘટના બની ગઈ હતી."

"તમે પણ ભલા માણસ રહ્યા. એ મુર્ડેશ્વર વકીલે અથવા આ સીતારામની માએ તમારા મિત્ર વિશે કંઈ આડુંઅવળું કહી દીધું તો એવી વાતોથી શું મનની

શાંતિ વેરવિખેર થવા દેવી જોઈએ ? નહી ભાઈ, બિલકુલ નહીં. અરે ભાઈ ! શું કૂતરો ભસે એથી દેવલોક ઉજ્જડ બની જાય છે ? આ લોકો ગમે તે કહે, હું તો કહીશ કે યશવંત હેગ્ગડેજી સુવર્ણ જેવા માણસ હતા. એમની અને મારી વચ્ચે કોઈ ઘનિષ્ટ સંબંધ અથવા વ્યવહાર ન હતો. છતાં પણ એ વિશે હું માહિતગાર છું અને મેં તેમને જોયા પણ છે."

એમણે મારા મનની વ્યથા દૂર કરવાનો પ્રયાસ કર્યો. મેં પૂછયું :

"શું તમે તેના વિશે તપાસ કરી ?"

"હા, પૂછી આવ્યો છું. તમે હવે સીધા તમારે ગામ જ જઈ શકો છો. સિદ્ધપુર-બિદ્ધપુર જવાની તકલીફ ઉઠાવવાની કોઈ જરૂર નથી. કહે છે કે એ સરસીના અવસાનને બેત્રણ વર્ષ થઈ ગયાં છે. એનો દીકરો શીન સિદ્ધપુર પાસેના કોડકણી ગામમા છે. અહીં બેત્રણ કોડકણી છે. એ સિદ્ધપુરના કોડકણીમાં છે."

"સાચે જ ?" મેં નવાઈ પામી કહ્યું. આટલી બધી વાતો જાણવા છતાં એના વિશે વધુ જાણવાનું મન થયું.

"હવે એ તો નથી, પરંતુ એનો છોકરો છે. એને એક છોકરી પણ છે. અને તેની તો સાણેકટ્ટામાં બદલી થઈ છે. પતિ-પત્ની એક જ ગામમાં શિક્ષક તરીકે કામ કરે છે. જો તમારે વધારે જાણવું હોય તો સાણેકટ્ટા જાઓ. ગોકર્ણની પાસે છે. ગોકર્ણથી બે જ માઈલનું અંતર છે. ત્યાં સુધી જવા માટે બસ પણ મળી જશે. જો તમે ઈચ્છો તો મિર્જાન તરણથી હોડીમાં બેસીને પણ સાણેકટ્ટા જઈ શકો છો. એની પુત્રી તથા જમાઈને મળી આવો."

"હા, એ થઈ શકે તેમ છે, કેમ ?"

"ખરેખર જશો ? તમે પણ પાગલ છો."

"સરસીની પુત્રી મારા મિત્રની પુત્રી છે ને ? મારું કહેવુ તમે સમજ્યા ? સરસ શબ્દનો વિરોધી શબ્દ છે. 'વિરસ.' દાંપત્ય શાસ્ત્રોક્ત જ જોવું જોઈએ એવું કાંઈ નથી. શાસ્ત્રોક્ત દાંપત્યનું પરિણામ તો તમે જોઈ લીધું. હવે મને એ જાણવાની ઈચ્છા છે કે મારા મિત્રનું ગાંધર્વ દાંપત્ય કેવું રહ્યું ?"

"સારું અને ખરાબ બંને ! મંગળસૂત્ર પહેર્યું હોય કે નહી, તે પરથી પતિ-પત્નીનું ઐકય સિદ્ધ થતું નથી. આ ઉપરાંત એમ પણ ન કહી શકાય કે સારા માણસોનાં સંતાન સારાં હોય છે અને ખરાબ માણસોનાં ખરાબ હોય છે."

"એ તો છે જ."

"તો તમે જશો ?"

"સાણેકટ્ટા જઈ આવું છું."

"ત્યાં જશો તો ભોજનનું શું કરશો ? રાત પહેલાં પાછા તો ફરી શકો છો. બપાર ઉપવાસ કરવાનો રહેશે. જો કાલે સવારે જાઓ તો...."

"એક વખત જમવાનુ ન મળે તો તેમાં શો ફરક પડે ?"

"ધારેશ્વર શીનને મળવા જવાની જરૂર નથી. એ રહે છે પણ ખૂબ દૂર."

"આ વિશે મેં હજુ સુધી નિર્ણય કર્યો નથી. મારો ખ્યાલ છે કે એણે મને છેતર્યો છે," એમ કહીને મેં તેના વિશે ટૂંકમાં વાત કરી. "માએ કહ્યું છે કે મોટો ઉપકાર થયો. બે દિવસ જમી નહીં" – આ પ્રકારનો એક પત્ર મળ્યો હતો. એક તો એની માનુ મૃત્યુ એ જૂઠાણું છે અથવા તો એણે એ હકીકતને છુપાવી રાખી હતી. બીજા સ્થળે પણ હું આ જ પ્રમાણે છેતરાયા હતા. એ તો એક અથવા બીજી રીતે સુધારી લીધું છે. હવે શીન જ્યા રહે છે ત્યાં જવાનુ મન નથી થતું. આથી તેની પુત્રીને ત્યાં જઈશ. તમે કહ્યું ને કે સાણેકટ્ટામાં રહે છે."

"હા, કહે છે કે ત્યા શાળામાં છે. શાળા પણ સડક નજીક જ આવેલી છે. નાનકડી શાળા છે."

બીજે દિવસે સવારે ઊઠીને હાથમોં ધોયાં. પછી કુમટાથી ગોકર્ણ જનારી પહેલી બસ પકડી. યાત્રા બહુ લાંબી ન હતી. સવારનો સમય હતો. તડકો પણ ખાસ પડતો ન હતો. રસ્તાની બન્ને બાજુ ઝાડ-છોડ, પહાડી પ્રદેશ દેખાતા હતા. આગળ નદી પસાર કરવાની જગ્યા આવી. એથી આગળના રસ્તાએ મનને સંતૃપ્ત કર્યું. મારા મનમા છેલ્લા બે દિવસથી જે વ્યથા, જે દુઃખ હતાં તે પોતાની મેળે જ અદશ્ય થઈ ગયાં. હોડીમાં નદી પાર કરવામાં વધુ વખત ન લાગ્યો હોત તો હું નવ વાગ્યા પહેલાં જ સાણેકટ્ટામાં હોત. આખરે સાડાનવ વાગ્યાની આસપાસ સડકની બાજુમાં જ આવેલી સ્કૂલની સામે જ બસ ઊભી રખાવીને ઊતરી પડયો. સ્કૂલનો દરવાજો અત્યાર સુધી બંધ હતો. આ શું ? આટલો સમય થવા છતાં હજુ શાળા ખૂલી નથી ! છોકરાઓએ તો આવી જવું જોઈએ ને... એમ વિચારતો ઓટલા પર બેસી ગયો. અર્ધો કલાક પસાર થયો. હું જેને મળવા આવ્યો હતો તે ચંદ્રમતી અથવા વિદ્યાર્થીઓ કોઈ આવ્યાં નહીં. એમના આવવાનાં કોઈ લક્ષણ પણ દેખાતાં ન હતાં. આજે સ્કૂલમાં રજા તો નહીં હોય ! વિચારતાં વિચારતાં ઓચિંતો ખ્યાલ આવ્યો કે આજે તો રવિવાર છે – રજાનો દિવસ. અફસોસ થયો. પડોશના લોકોને એ દંપતિનું સરનામું પૂછયા વગર આટલો સમય ગુમાવી દીધો. ત્યાંથી બહાર આવ્યો. સોએક વારના અંતરે એકબે ઘર દેખાયાં. ચંદ્રમતી શિક્ષિકાનું ઘર કયું હશે એ પૂછવા જ જતો હતો ત્યાં મનમાં એક શંકા જાગી. સભાવંતજીએ જે નામ કહ્યું તે ચંદ્રમતી છે કે ઈન્દુમતી. હું દ્વિધામાં પડી ગયો. આ દ્વિધામાં ને દ્વિધામાં આગળ ચાલતાં જે ઘર સૌથી પહેલાં આવ્યું તેની સામે ઊભો રહી ગયો. ઘરમાંથી કોઈના આવવાની રાહ જોઈ રહ્યો. પરંતુ દરવાજો ખુલ્યો નહીં અને કોઈ બહાર આવ્યું

નહીં. મેં જોરથી બૂમ પાડી : "આ શાળાના શિક્ષક ક્યાં રહે છે ?" એક સ્ત્રી બહાર આવી અને કહ્યું : "માસ્તર તો સવારે જ ગોકર્ણ ગયા છે."

મનને એક વધુ આઘાત લાગ્યો. તે ત્યાં જ ઊભી હતી. એમાં શંકા નહોતી કે આ માસ્તરસાહેબનું ઘર છે. મેં કહ્યું : "મારે માસ્તરને નથી મળવું – આ સ્કૂલમાં એક શિક્ષિકા કામ કરે છે." તે જાણે શંકાથી કશું બોલી નહીં. હું તેને જોઈ રહ્યો હતો, તે મને જોતી હતી.

"તમે કઈ તરફના છો ? કોનું કામ છે ?" એણે નવાઈ પામી પૂછયું.

એના ચહેરા તરફ જોતાં જોતાં મેં કહ્યું : "બહેન, હુ તેનુ નામ ભૂલી ગયો છું. ચંદ્રમતી અથવા ઈન્દુમતી છે. હું પરગામનો છું. થોડા કામ માટે એને શોધી રહ્યો છું. આ સ્કૂલમાં બે શિક્ષિકાઓ છે કે એક ?"

તે હસી, તે હાસ્યની ઝલકમાં જ હોન્નગદ્દેની જલજાક્ષીની છાયા ઉપસતી દેખાઈ.

તેણે ફરી પ્રશ્ન કર્યો, "આપનું ગામ ? નામ ?" મેં બન્ને નામ કહ્યાં. બન્ને બાબતોથી સુમાહિતગાર હોવાના કારણે એણે કહ્યું : "આવો. એ જ છે આ ઘર." હું નવાઈ પામી બે ડગલાં આગળ વધી ગયો. એણે કહ્યુ : "આવો. તમારું નામ તો સાંભળ્યું છે. તમારાં પુસ્તકો પણ વાંચ્યા છે." મારામા હિમ્મત આવી. દાદર ચડી દીવાનખાનામાં દાખલ થયો. એણે એક બેંચ બતાવી કહ્યુ : "બેસો. હું ચંદ્રમતી નથી. મારું નામ ઈન્દુમતી છે. હું શિક્ષિકા છું. મારા પતિ પણ અહીં જ શિક્ષક છે. તમે એને મળવા માટે આવ્યા છો ?"

"નહીં, તમને મળવા."

"મને ?"

"હા, બહેન, તમે મારા મિત્રના પુત્રી છો એટલે આવ્યો છું. બીજું કશું કામ ન હતું.માત્ર આ જ કારણે તમારો મોટો ભાઈ શીન મને કાગળો લખતો હતો. હું કુમટા આવ્યો હતો. સભાવંતજીએ કોઈની પાસે પૂછપરછ કરીને મને કહ્યુ કે તમે અહીં રહો છો. પછી તો તમને મળવાની ઈચ્છાથી અહીં આવી પહોંચ્યો."

"શીનભાઈને ઓળખો છો ?"

"સીધો પરિચય નથી. પત્રના માધ્યમ દ્વારા પરિચય છે. પ્રત્યક્ષ મળ્યો નથી. તમારા પિતાજી સાથે મારે ખૂબ સંબંધ હતો."

એ મોં નીચું કરી ગઈ. બે પળ મૌન રહી.

"તમે બિલકુલ સંકોચ રાખશો નહીં. હું યશવંતરાયના પરમ મિત્રોમાંનો એક છું."

એણે નમીને જમીનથી બે ફૂટ હાથ ઊંચો કરી કહ્યું : "હું આવડી મોટી હતી ત્યારે અમારા પિતા અમને છોડીને ચાલ્યા ગયા."

"એ વિશે મેં થોડું સાંભળ્યું છે."

"કહે છે કે મુંબઈમાં ક્યાંક રહે છે."

"હા ત્યાં જ રહેતા હતા. એના અવસાનને એક વર્ષ થઈ ગયું."

"શું ! મૃત્યુ પામ્યા છે ? અમારી મા એમને યાદ કરતાં કરતાં બે વર્ષ પહેલાં મૃત્યુ પામી. હવે તેઓ પણ ગયા ?"

એ લાંબો સમય બોલી નહીં. હું પણ ચુપ રહ્યો.

"મોટો ભાઈ સિદ્ધપુર નજીક કોડકણીમાં છે.પહેલાં હું પણ ત્યાં જ હતી. મા પણ ત્યાં હતી. એને કુમટાની યાદ જ હેરાન-પરેશાન કરતી રહી. એટલે અમને બધાંને લઈને ત્યાં ગઈ. છેલ્લા દિવસોમાં અમે ખૂબ જ મુશ્કેલીમાં હતાં. જયારે તદ્દન કંગાળ થઈ ગયાં ત્યારે મારી માએ ક્યાંકથી એમનું સરનામું મેળવી મારા ભાઈ પાસે મુંબઈના સરનામે એક પત્ર લખાવ્યો. એમણે તુરત જ સો રૂપિયા મોકલાવી આપ્યા. એ પૈસા માના અંતકાળે ઉપયોગમાં આવ્યા. 'હજુ સુધી તેઓ આપણને ભૂલ્યા નથી,' એમ કહેતાં મારી માએ શાંતિપૂર્વક પ્રાણત્યાગ કર્યો. ત્યારબાદ આ સમાચાર આપવા પત્ર લખવા ઈચ્છતી હતી, પરંતુ લખી શકી નહી.રોજ વિચારતી રહી કે આજે નહીં તો કાલે લખીશ. પછી તો બધું જ ભુલાઈ ગયુ. ભૂલવું તો ન જોઈએ પણ ભૂલી ગઈ. હવે જુઓ, પરમાત્માએ અમારી ગાડી ચલાવી છે. હું અને મારા પતિ બન્ને અધ્યાપનનું કાર્ય કરીએ છીએ અને સુખી છીએ. મોટાભાઈને પણ સારું છે. ગામના લોકોને ત્યાં સંગીત, તબલાં વગેરે શીખવતાં શીખવતાં ઘર વસાવી લીધું છે."

આટલું કહીને એ ઘરની અંદર ગઈ. થોડો ચેવડો, બાફેલ મગ અને એક ગ્લાસમાં શરબત લઈ આવી, મારી સામે મૂકી. હું જે બેંચ પર બેઠો હતો તેના બીજે છેડે જઈને બેસી ગઈ, અને પોતાના પિતા વિશે અનેક પ્રશ્નો પૂછતી રહી.

સ્વાભાવિક દાંપત્યથી જન્મેલાં બાળકોની સરખામણીમાં વધુ ઉત્સુક બનીને એણે પૂછયું. આથી હું પણ જેટલું જાણતો હતો તે કહેતો ગયો. એણે કહ્યું : "આ તો તમે હતા એટલે આટલા ગૌરવપૂર્વક વાતો કરી. અમારું કુળ કેવું છે જુઓ. જયારે તમે કહ્યું, 'તમારા પિતા' ત્યારે હું વિચારતી હતી કે આ કોણ છે મારી મજાક ઉડાવનારો. મારી મા એમના પર એક પાણિગૃહિતા પત્ની કરતાં પણ વધુ વિશ્વાસ રાખતી હતી પરંતુ દુનિયામાં એની કિંમત શી ? લોકો 'રાંડ' કહેતા હતા. હું ત્યાર નાની હતી. અત્યારે પણ વધુ જાણકારની માફક નથી બોલતી. અમારા માટે એ

પ્રાણ હતા. અમારી મા એમની પૂજા કરતી. બીજી કોઈ હોત તો ભલે પુરુષ છોડીને ચાલી જાય તો પણ એની તમામ સંપત્તિ લૂંટી રવાના થઈ જાય અને પોતાના ભાવિ જીવનને સુખમય બનાવી લે. મારી માએ આવું કર્યું નહીં, એ તો ખૂબ જ ગૌરવપૂર્વક રહેતી હતી.

"એ ગામ છોડીને ચાલી ગયા બાદ કેટલાંયે વર્ષો પછી મારી માએ મને એક વાત કહી હતી. ત્યારે મારામાં થોડી સમજણ આવી ગઈ હતી. એ જૂઠું બોલનારી ન હતી. પિતાજીને પોતાના સંસાર પ્રત્યે નફરત આવી ગઈ હતી. કુમટા છોડવાનો નિશ્ચય કર્યા પછી પિતાજી અમારે ઘેર આવીને ખૂબ રડયા હતા. એમણે કહ્યું હતું : 'સરસી, મેં આજ સુધી તને કંઈ પણ સારી રીતે આપ્યું નથી; અને તારા માટે કશું કર્યું પણ નથી. છતાં પણ અગ્નિની સાક્ષીએ સપ્તપદી ફરીને આવેલી પાણિગૃહિતા કરતાં પણ તું વધુ વિશ્વાસથી મારી સાથે રહેતી આવી છે. હવે મારા વનવાસનો પ્રસંગ આવ્યો છે.હું નથી જાણતો કે હું કયાં જઈ રહ્યો છું. તારે જે કાંઈ જોઈએ તે કહે. પૈસા જોઈએ તો પૈસા આપું. ઘર જોઈએ તો ઘર બંધાવી આપું. તારા ઋણનો બોજ મારે હળવો કરવો જોઈએ.'

"આવી ગૌરવપૂર્ણ વાતો કેટલા લોકોના મુખમાંથી નીકળશે ? મારી માને પણ એમણે ભોગવેલાં કષ્ટોની જાણ હતી. એ કાંઈ રૂપિયા-પૈસાનો હિસાબ કરીને જીવનારી સ્ત્રી ન હતી. એથી એણે તેમને એટલું જ કહ્યું : 'તમારો વિશ્વાસ જળવાઈ રહે એ જ મારા માટે પૂરતું છે.' એણે જ કહેલી આ વાત છે. એથી એને હું સાચી માનું છું. એનામાં મને પૂરો વિશ્વાસ છે. મારી માને એમ લાગ્યું કે બધું અમને આપીને એ એકલા કયાં જઈને રહેશે અને શું કરશે ? કહે છે કે સૌથી વિશેષ તો એના માટે જીવન અસહ્ય જ બની ગયું હતું. એથી તો એ આત્મહત્યા કરવા સુધીની સ્થિતિમાં આવી ગયા હતા. આ પણ માએ જ કહ્યું હતું."

પછી ઈન્દુમતી પોતાના માતા-પિતાની યાદ આવતાં રડવા લાગી. મારાથી પણ બોલી શકાયું નહીં.લોકરિવાજ મુજબ મેં એને હિમ્મત કેળવવાની સલાહ આપી. તો પણ એ શુષ્ક વાતો કારમી સ્મૃતિઓને શું અટકાવી શકે ? આ સંજોગોમાં 'તમારા મોટા ભાઈએ મા જીવંત હોવાની વાત લખી છે' એમ કહેવાની મને ઈચ્છા ન થઈ. નકામું એને દુ:ખ થાય.

પછી મેં એના કામ વિશે, એના પતિ વિશે કુશળ સમાચાર પૂછયા. તેણે તુરત જ કહ્યું : "હા, તમે કહ્યું ને કે અમારા પિતાજી તમારા મિત્ર હતા. પાંચ-છ વર્ષ જૂની તમારી મિત્રતા છે તો એમની એક છબી આપી શકશો ?"

"એક છે. એની નકલ બનાવીને મોકલી આપીશ."

"સાચે જ ?"

"હા, સાચે જ. તમારી માની છબી છે ?" મેં પૂછયું.

"એક તસવીર છે, કોડકણીમાં. ઘણી જૂની તસવીર છે. સાફ પણ કરી નથી. ક્યારેક ગામ જઈશ તો લઈ આવીશ."

"લાવો તો મને મોકલી આપજો. એના આધારે એક સારા ચિત્રકાર પાસે એની મોટી છબી બનાવી શકાશે. ફોટો જોયા વગર અત્યારે કંઈ કહી શકાય નહીં કે એનું શું થઈ શકે તેમ છે."

"હા, એ તો જરા અસ્પષ્ટ ચિત્ર છે."

"ઠીક, હવે મારું કામ પૂરું થઈ ગયું. બસ કેટલા વાગ્યે આવે છે ?"

"અહીં બસનો કયાં દુકાળ છે ? વારંવાર આવે છે અને જાય છે. તમે હવે અત્યારે ન જઈ શકો. મારા પતિ હમણાં આવી જશે. તમારે એને મળવું જોઈએ. તેમણે પણ તમારાં પુસ્તકો વાંચ્યાં છે."

"પુસ્તકો લખવાથી તો આ ફજેતી થઈ છે."

"તમે ધારવાડની ભાષા બોલો છો."

"મારા માટે ધારવાડ, કુમટા, મેંગલોર – બધું એકસરખું જ છે આમ કહેતો હતો ત્યાં જ બસ આવીને સડક પર ઊભી રહી. એનો અવાજ સાંભળીને જ ઈન્દુમતી હર્ષથી બોલી ઊઠી : "લાગે છે કે એ આવી ગયા." અને પાંચ મિનિટમાં જ માસ્તરની સવારી પણ આવી પહોંચી. ઈન્દુમતી દાદર ઊતરી પાછળના દરવાજા તરફ દોડીને ગઈ અને પતિના બન્ને ખભા પર હાથ મૂકીને મારી તરફ અંગુલિનિર્દેશ કર્યો. એ પણ ઉત્સાહથી દાદર ચડીને ઉપર આવ્યા અને મને નમસ્કાર કર્યા. દરમિયાનમાં ઇન્દુમતીએ મારી ઓળખાણ આપી દીધી હતી. એથી એ મારી સાથે એવી રીતે વાતચીત કરવા લાગ્યો, જાણે મને પહેલેથી ઓળખતો હોય.

એ દિવસે બપોરે ત્યાં જમ્યો. ત્યારપછી પણ એ દંપતીએ મને ત્યાંથી ઊઠવા દીધો નહીં. મારા ગામ વિશે પૂછયું તેમ જ મારા વિશે પૂછયું. સાંજે બન્ને જણ મને સાણેકટ્ટાના મીઠાના અગરો જોવા લઈ ગયા. મોટા મોટા કયારાઓમાં ખારા પાણીનો સંગ્રહ કરીને એને સૂકવીને મીઠું બનાવવું એ આ સ્થળની વિશેષતા છે. મીઠાના ઢગલાઓ ઝાકળબિંદુઓના તેજે ચમકી રહ્યા હતા. સાંજ સુધી આરામથી ગપ્પાં મારતાં રહ્યાં અને સૂર્યાસ્ત પછી જ ઘરે પાછા ફર્યા.

ઈન્દુમતી અને મારા મિત્રની પુત્રી જલજાક્ષીના સ્વભાવમાં મને સવિશેષ સામ્ય જણાયું. ચહેરામાં પણ મળતાપણું હતું. ઇન્દુમતીનો રંગ જલજાક્ષીની સરખામણીમાં જરા શામળો હતો. પરંતુ બોલવા-ચાલવાની રીત એટલી જ સરસ હતી. તફાવત માત્ર એટલો હતો કે જલજાક્ષીએ ત્રણ બાળકોને જન્મ આપ્યો હતો અને સંસારમાં પૂરતાં કષ્ટો સહન કરી ચૂકી હતી. પરંતુ ઇન્દુમતી દાંપત્યના દરવાજે ઊભી

છે. બાલ્યવયનો રાહુકાળ પસાર થઈ ગયો છે અને યૌવનનો શુભ ઉદય થઈ ચૂક્યો છે. એનું પાણિગ્રહણ કરનાર સદાનંદ એને અનુરૂપ સાથી હોય તેમ જણાય છે. બન્નેમાં નિર્વ્યાજ સરળતા દેખાય છે.

બીજે દિવસે સવારે હું સાણેકટ્ટાથી બસમાં ઊપડયો. બન્નેએ સાથે આવીને મને વિદાય આપી. જતી વખતે ઇન્દુમતીએ યાદ આપી : "ફોટાની વાત ધ્યાનમાં છે ને ?"

કુમટા આવીને પસાર કરેલા ચાર દિવસોમાં મેં જે જે કામ કર્યાં, જે દુઃખ વેઠયાં, જે સુખ પામ્યો – એ બધું મનના ત્રાજવામાં તોળતો ગયો. એ હિસાબ કરતાં મારે કહેવું જોઈએ કે મને લાભ જ થયો છે. સંસારમાં દુઃખની દસ ઘડીઓ અને સુખની એક ઘડી બરાબર છે. આંસુનાં સેંકડો બિંદુઓની બરાબર હાસ્યનો એક કણ છે. હજાર અશાંત પળોની સરખામણીમાં ચાર-પાંચ શાંત પ્રસંગ જ મૂકી શકાય. જયારે આમ વાત છે ત્યારે મારા આ પ્રવાસથી મને સવિશેષ લાભ નથી થયો શું ?

કદાચ આ જ કારણે કુમટા આવી સભાવંતજીની વિદાય લઈ બીજે દિવસે સવારે મોટરમાર્ગે મારે ગામ જવા પાછો ફર્યો ત્યારે રસ્તામા હું જરા પણ ઉદાસ ન હતો. આવતી વખતે લાગેલો બસનો થાક, ગરમીનો બફારો પાછા ફરતી વખતે જણાયા નહીં. કુમટાથી કુંદાપુર પહોંચ્યો. ત્યાંથી પછી અહીંતહી રખડતો તમામ મુશ્કેલીઓ ભૂલી જઈને મારે ગામ પહોંચ્યો.

ઘરે પહોંચ્યો પછી મારા મનમાં એટલો ઉત્સાહ ઊભરાઈ આવ્યો હતો, જાણે કે હું દિગ્વિજયી થઈને પાછો ફર્યો હોઉં. હવે તો હું કલ્પનાની થોડી મદદથી મારા મિત્ર યશવંતરાયનું પૂર્ણચિત્ર દોરી શકીશ. કલ્પનામાં આવનારા દોષ પણ એમાં હશે. પરંતુ એ કલ્પના નિરાધાર નથી. એ ચિત્ર એકાંગી પણ નથી. સિક્કાની બન્ને બાજુઓ મેં જોઈ છે. ચલણમાં રહેલો સિક્કો, એમાં પણ હજારો હાથોમાં રગદોળાઈને ઘસાઈને અક્ષરો ગુમાવી તેજહીન બનેલો ચીકણો સિક્કો ! ભૂતકાળનું જીવન બધું આ જ પ્રકારનું પરંતુ આ સિક્કો કેવો છે ? એને ઓળખવાની યોગ્યતા મારામાં છે ? કઈ ધાતુનો છે ? કયા સમયનો છે ? કોણે મહોર મારી છે ? એનું મૂલ્ય શું છે ? ચલણ બંધ થઈ જાય ત્યારે એનું મૂલ્ય કેટલું ઊપજે ? આ બધું જ કહી શકાય તેમ છે.

મારો આ સિક્કો ખોટો નથી. વધારાના સિક્કાઓની માફક માત્ર સાંકેતિક સિક્કો પણ નથી. કાગળની નોટ છે ! એક રૂપિયા, દસ રૂપિયા જેવી નોટ–તાત્કાલિક સ્વીકાર્ય મૂલ્યની ! પરંતુ એ માનનારા માટે છે, બીજાઓ માટે તો એમાં કાગળની કિંમત પણ નથી. આ સિક્કો સંપૂર્ણ લોખંડનો પણ નથી. નિકલની સાથે કોણ જાણે શું શું મેળવીને ગાળવાથી કોઈ કામમાં ન આવે તેવા લોખંડમાંથી બનાવેલો સિક્કો પણ નથી. તે જૂના જમાનાનો ખરબચડા તાંબાનો પૈસો પણ નથી. એ થોડા તાંબા

સાથે મિશ્રિત સોનાના સિક્કો હોય એવી મારી ધારણા છે. હું સોનીની માફક હિંમતપૂર્વક કહી શકું છું કે આ સિક્કામાં આટલા તોલા સોનું હશે. એને એક વધુ કસોટી પર ચકાસી જોવો જોઈએ.

મારી કસોટી છે યશવંતજીનો લખેલો સંસ્મરણ-ગ્રંથ.

એક બીજી કસોટી પણ છે — પૂનાના વિષ્ણુપંત ઘાટે. એ એ સ્થાનને યોગ્ય છે કે નહીં એ તેમને જોયો પહેલાં કહી શકતો નથી; અથવા તો મને એટલી ફુરસદ પણ નથી કે બેચાર દિવસમાં પૂના જઈને એનો નિર્ણય કરી શકું.ત્યાં સુધી એની ડાયરીનાં પાનાંઓ ફેરવ્યા કરવા સિવાય બીજો કોઈ ઉપાય નથી.

સરસી વિશે મારા મિત્રે પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે બેચાર વાર્તા નહીં લખી હોય ? પ્રિય સ્મૃતિઓ શું ભૂલી શકાય છે ? હું અવારનવાર એને જોયા કરતો હતો. આથી મને થયું કે એમણે કદાચ કંઈ જ લખ્યું નહીં હોય, છતાં પણ કુતૂહલવશ તે ખોલીને પ્રારંભથી અંત સુધી વાંચી ગયો. અંતિમ પૃષ્ઠ સુધી પહોંચ્યો ત્યારે 'શિરસીના પોતાનાં ઘરમાં' એ શબ્દો વાંચ્યા તો હું ભાવવિભોર બની ગયો. શિરસી ગામ છે ને ? સ્વાદીની નજીકનું ગામ. એ જ સમજણથી પહેલાં આ પૃષ્ઠ ફેરવી નાખ્યું હતું. ત્યારે મને એ સત્યની કલ્પના પણ ન હતી. શિરસીને સરસીની ભાવનાથી પુનઃ વાંચી જતાં મને આશ્ચર્ય થયું.

છેલ્લા પૃષ્ઠને ડાયરીના પૂંઠા સાથે ચોંટાડી દીધું હતું. એ ધીમેથી ઊખેડીને જોયું તો એ વિષયમાં આગળ લખાણ હતું. જાણીબૂજીને એણે એ છૂપાવી રાખ્યું હતું — જેવી રીતે પોતાના જીવનમાં એ(સરસી)ના સ્થાનને છુપાવીને રાખ્યું હતું. એક ચહેરાનું રેખાચિત્ર પણ એમાં હતું અને એ હતું સરસીનું કોમળ, સૌમ્ય, સંસ્કારી અને સુંદર મુખ!

# બાર

જીવનમાં જો મેં સુખ મેળવ્યુ હોય તો તે સરસીના ઘરમાં તેમ જ મને ઉછેરનાર પાર્વતમ્માના હાથોમાં.

"જ્યારે જ્યારે લતાનો વિચાર કરું છું ત્યારે મારામાં ચોક્કસપણે એ ભાવના જાગે છે કે તે પોતાને માટે જીવે છે, નહિ કે આમ્રવૃક્ષ માટે. ગમે તેટલું કહેવા છતાં એ લતા મને વીંટળાઈને વળગેલી હતી. આમ છતાં, મનને મારીને,હું આમ્રવૃક્ષની માફક એમ કહું કે તેને જે ફૂલ આવે છે તે બધાં મારાં છે તો પણ એ લતા મારી બની જતી નથી.વેલમાં આવેલાં ફુલ પણ મારાં નથી થતાં, તેનાથી છૂટાં પડેલાં ફૂલ મારા નથી તેમજ તે વેલનાં પણ નથી. એ ફૂલો તો જેઓ પહેરે છે અગર ચડાવે છે તેમનાં છે. આમ છતાં પણ આ ફૂલો મને ક્યારેક યાદ કરશે; જ્યારે લતાને કદાચ અંત સુધી યાદ નહી રહે.

"સરસી તેવી નથી. લોકનિંદાનું લક્ષ્ય બનવા છતાં તે તેવી નથી બની. માત્ર કુળ પરથી ચારિત્ર્યનો નિર્ણય લઈ શકાય નહીં. દૂધીના છોડનું પ્રત્યેક ફળ જુદા જુદા પ્રકારનું હોય છે. તેનું એક ફળ શરાબમાં ડૂબ્યું રહે છે તો બીજું ફળ તંબૂરના મધુર સ્વર માટે પ્રેરક બની રહે છે. સરસી આવી દૂધી છે. મને તંબૂરની તુલના કેમ સૂઝી ? એ મારે માટે હમેશાં તંબૂર લાવીને તેના તાર છેડવા આવતી હતી તે માટે ? પૈસા આપીને પણ સંગીત સાંભળી શકાય છે, પૈસાની મદદ વડે શરીરસુખ પણ માણી શકાય છે; પરંતુ મનના સુખ માટે, હૃદયની શાંતિ માટે દિલ દેનાર, અર્પણ કરનાર કોઈ જોઈએ ને !

"સરસી આવી નથી છતાં પણ એને છોડીને આવતો રહ્યો. પ્રવાસ માટે તૈયાર થયેલા મને તેણે પણ વિદાય આપી. જો તેણે જવાની મનાઈ કરી હોત તો મારી દશા કોણ જાણે કેવી થાત ? કોઈપણ રીતે તે મને ઘરની ગાય જેમ બાંધીને દોહી શકતી હતી. જ્યારે મેં એને પૂછયું કે, 'તારે શું જોઈએ છે ?' તો બોલી ઊઠી કે, 'તમે મારામાં વિશ્વાસ મૂક્યો છે તે મારા માટે પૂરતો છે.' આટલા દિવસો વીતી ગયા તો પણ મારી સ્મૃતિમાંથી તેનું ઔદાર્ય, તેના ગુણો દૂર થયા નથી. એનો ત્યાગ મહાન હતો. 'ચાર બાળકોને સંગીત શીખવીને શું હુ જીવી નહિ શકું ? તમે કેટલાં કષ્ટ વેઠશો ?' એમ કહેનાર સરસી અસામાન્ય છે. મેં નહોતું ધાર્યુ કે તેના વિશ્વાસપાત્ર થવાની લાયકાત મારામાં છે."

મારા મિત્રના આ ઉદ્‌ગારોથી ઇન્દુમતીની માનું ચિત્ર મારી કલ્પનામાં અંકાઈ ગયું. ઇન્દુનો ચહેરો મહદ્ અંશે પિતાના ચહેરાને મળતો આવતો હતો. રંગ પણ તેવો જ હતો. ગુણોને યાદ કરતાં લાગ્યું કે તે પણ તેવા જ હશે. તેના મોટા ભાઈ પ્રત્યે મારા મનમા સારો ભાવ જાગતો નહોતો. થોડાક પૈસા માટે મૃત્યુ પામેલી માને જીવંત બનાવી દેવાની ઘટનાએ મને નિરાશ કર્યો હતો. જો શંભુ હેગ્ગડેએ મને એક રીતે છેતર્યો હોય તો આ શીને બીજી રીતે !

મને મારે ગામ આવ્યાને એક મહિનો થઈ ગયો છે. ગ્રીષ્મના તડકાને વરસાદે વિદાય આપી દીધી છે અને વાતાવરણને અનોખા સૌંદર્યે રસી દીધું છે. ઇન્દુમતીએ મારું સરનામું લઈને પોતાની પાસે રાખી લીધું હતું. પોતાના ભાઈ પાસેથી માનો ફોટો મગાવીને તેણે મને મોકલી આપ્યો અને સાથે લખ્યું હતું.: "અમારા પિતાજીની છબી મોકલવાનું ભૂલી તો નથી ગયા ને ?"

આ બન્ને ભાવચિત્રોને એકેત્ર કરીને એક ચિત્ર બનાવી શકાય તો કેટલું સારું ! હું એ માટે તલસતો હતો. આ માટે યોગ્ય ચિત્રકાર મળવો જોઈએ. તે ચિત્રકાર સમક્ષ મારે જ એ વ્યક્તિના સ્વભાવનું વર્ણન કરવું પડશે. આમ કરવાથી જ માત્ર રંગ અને આકારયુક્ત નહીં પરંતુ સ્વભાવને પણ ઉપસાવતું ચિત્ર બની શકશે. એ સમયે મને મારો એક ચિત્રકાર મિત્ર યાદ આવ્યો.

આ બાજુ ઇન્દુને મારા મિત્રના ફોટાની એક પ્રત મોકલી આપી તો બીજી પ્રત મંજય્યાને જૂન મહિનો હતો, એટલે પત્રમાં પૂછયું હતું : "યશવંત પાસ થઈ ગયો કે ?" પછી દર મહિનાના પચ્ચીસ રૂપિયા અને તેમાં બીજા પચ્ચીસ રૂપિયા ઉમેરીને મોકલી આપ્યા. જલજાક્ષીએ યશવંત પાસે એક પત્ર લખાવ્યો હતો. યશંત પાસ થયો છે. તેના નાના ભાઈઓ પણ ઉત્તીર્ણ થઈ ગયા છે. જયંત હાઈસ્કૂલમાં દાખલ થઈ ગયો છે. વધુમાં લખ્યું હતું, "નાનાનો ફોટો જોઈને અમે બધાં ખૂબ ખુશ થયાં, પરંતુ માની આંખોમાં આંસુ આવી ગયાં. પિતાજીએ હવે તેને સૂવાના ઓરડામાં ટાંગી દીધો છે. તે જાણે કે ભગવાન ન હોય, તેમ તેના પર રોજ એક ફૂલ ચડાવે છે." આપણા પૂર્વજોમાં આ પ્રકારનો ભક્તિભાવ રહ્યો છે. નજદીક વસનારાઓનાં ઋણ ન ચૂકવી શકનાર દૂરનાં ઋણ શું ચૂકવશે ? અદષ્ટ દેવની કલ્પના કરી શકો છો ? ભક્તિભાવ માટે પણ એક સ્પષ્ટ આધાર તો જોઈએ જ ને !

ઇન્દુનો હર્ષોદગારપૂર્ણ એક લાંબો પત્ર મળ્યો. તેણે લખ્યું હતું : "મેં તેમને બાળપણમાં જોયાં હતાં. એમના ખોળામાં રમી હતી. તો પણ તેમના ચહેરાની યાદ તો આ છબી જોયા પછી જ આવી. તમે મોકલેલો ફોટો મળ્યા પછી હું કેટલી ખુશખુશાલ થઈ ગઈ છું તે કહી શકતી નથી. સાચું કહું, તે દિવસે હું જમી છું કે નહિ તે પણ મને યાદ નથી. મને તેમની પુત્રી હોવા બદલ ખૂબ જ ગૌરવ છે અને એ ગૌરવથી જ હરુંફરું છું. આજે જો મારી મા જીવતી હોત તો આ ફોટાને છાતીએ વળગાડી લેત. લોકો ભલે

ગમે તે બોલ્યા કરે ! પોતાના તે પોતાના જ છે ને !"

મને હવે એક જ વાતની ચટપટી લાગી હતી—વિષ્ણુપંતને મળવાની. તેમને ઘરે જઈ નિરાંતે મળી, વાતો કરીને મનની તરસ છિપાવવા માટે પૂના જવાની ફુરસદ ક્યારે મળશે ? પૂના મારા માટે નજીકનું શહેર નથી. આથી મેં લખી નાખ્યું : "ઘાટેજી, તમારા પુસ્તકનું કામ ક્યાં સુધી પહોંચ્યું ? સંશોધન કે લેખનનું કામ કેટલું આગળ વધ્યું ? તમારે ત્યાં આવીને એ સંબંધમાં વાતચીત કરવાની તક ક્યારે મળશે તે કહી શકતો નથી, પરંતુ ત્યાં સુધી મારી આતુરતા રોકવી મુશ્કેલ થઈ ગઈ છે. આથી જો તમારી તબિયત સારી હોય તો ટૂંકમાં વિગત જણાવશો. યશવંતજી સાથે તમારો સંબંધ કઈ રીતે બંધાયો ? તેમને કયા કયા વિષયો પ્રિય હતા ? સંપ્રદાય, ધર્મ, વિશ્વાસ, ભક્તિ વગેરે વિષયો અંગે તેમણે તમારી સાથે ચર્ચા કરી હતી ? તમે તો ધર્મશાસ્ત્ર પર લખી રહ્યા છો. મારી જાણ મુજબ એમને કેટલીક જૂની પરંપરાગત વાતોમાં શ્રદ્ધા ન હતી. તમે તો મને શ્રદ્ધાળુ લાગો છો. તમારા અને તેના મનનો મેળ કેવી રીતે બેઠો ? આ બધી વાતો વિશે પત્રમાં તો શી રીતે લખી શકાય ? આમ છતાં પણ તમે પંડિત છો. દસબાર લીટીમાં પણ લખીને મોકલશો તો મન સંતોષ થશે. આ મહિનાના પૈસા આ પત્ર સાથે પોસ્ટલ ઑર્ડરથી મોકલું છું. તે પૈસા અને મારા પ્રશ્નો વચ્ચે કશો સંબંધ છે એવી કોઈ માન્યતા મહેરબાની કરીને સેવશો નહિ."

ત્યાર પછી રોજ એના પત્રની રાહ જોતો રહ્યો.

દસ દિવસ પછી મને તેમનો એક લાંબો પત્ર મળ્યો. પરંતુ તેથી મારી તૃષા છીપવાને બદલે ઓર વધી ગઈ. અત્યાર સુધી પત્રના નામે મને વિષ્ણુપંતજીના કાર્ડ જ મળતાં હતાં. જેમાં "ઠીક છે, ઠીક નથી" "લખનકાર્ય આગળ વધી રહ્યું છે" તેથી વિશેષ કશું આવતું ન હતું. છેલ્લા એક કાર્ડમાં તેમણે પોતાના મનની શંકા વ્યક્ત કરી હતી : "જુઓ, યશવંતજીએ મારામાં વિશ્વાસ મૂકીને, મારા પર મહેરબાની કરીને મારું કામ પૂરું થાય ત્યાં સુધી પચ્ચીસ રૂપિયા મોકલવાનું આશ્વાસન આપ્યું હતું. તેમને ભલે આ રકમ વધારે ન લાગે, પરંતુ મને એથી ખૂબ સંકોચ થાય છે. હવે મારો જમાઈ પણ થોડું આપે છે, મારો પુત્ર પણ મોટો થઈ ગયો છે અને નોકરી શોધી રહ્યો છે. મારું લેખનકાર્ય લગભગ પૂરું થવા આવ્યું છે. પરંતુ તેના પ્રકાશનનો બોજ બહુ ભારે છે, તેથી મારા મનમાં ચિંતા થાય છે."

તેના વિશે પહેલાં હું કશું જાણતો નહોતો. આથી આ પત્ર વાંચ્યા પછી પણ તેમને કોઈ પ્રકારની હિંમત આપવા તૈયાર થયો નહિ. મને શંકા ગઈ કે ગ્રંથ પ્રકાશનના કાર્યમાં તે મારી સહાય ઈચ્છે છે કે શું ? પરંતુ પત્રના પ્રારંભમાં લખેલી વાતો પરથી મને લાગ્યું કે માગવા માટે હાથ લંબાવવાનો એમનો સ્વભાવ નથી. એમના ચારિત્ર્ય તેમ જ સ્વભાવ વિશે હું કોઈ અનુમાન કરી શકતો ન હતો. એટલે મેં વાત ત્યાં જ છોડી દીધી.

હવે અત્યારે તેમનો જે પત્ર આવ્યો છે તેમાં તેથી પણ વિશેષ સ્પષ્ટ લખાણ હતું. તે આખો પત્ર હું અહીં રજૂ કરવા માગતો નથી. તેનો સારાંશ જ આપી રહ્યો છું. "મહાશય ! આ આડંબરયુક્ત સંબોધનથી તમનો પત્ર શરૂ થાય છે. તેઓ સંસ્કૃતના પંડિત છે અને શબ્દોની બાબતમાં ખૂબ ઉદાર છે એમ વિચારીને હું હસ્યો. પછી પત્ર વાંચ્યો : "તમે યશવંતરાયજીના વિષયમાં જે ઉત્સુકતા દાખવી રહ્યા છો તે સ્વાભાવિક છે. હું જે કાંઈ જાણું છું તે કહેવું પણ સર્વથા ઉચિત છે. પરંતુ મને એવો કોઈ અહંભાર નથી કે મેં તમને ઓળખી લીધા છે. દૃષ્ટિકોણના હિસાબે જુઓ તો તે ઉત્તર ધ્રુવ છે તો હું દક્ષિણ ધ્રુવ છું. હું શ્રદ્ધાળુ વૈદિક છું. પ્રાચીન પરંપરામાં ઊંડો વિશ્વાસ ધરાવું છું. તમે તમારા મિત્રને તો ઓળખો છો. તે પોતાના વિશ્વાસને - શ્રદ્ધાને અળગાં કરીને, અદ્ધર ઊંચકીને ટાળી શકતા હતા. મને ઉશ્કેરીને, છેડીને ચીડવતા અને મશ્કરી કરતા કે તમે પંડિત છો, દાદાએ વાવેલા વડલાના ઝાડને વળગી રહેનારાઓની માફક તમે લોકો હજાર બે હજાર વર્ષોનાં જૂનાં મૂળિયાં અને ડાળીઓને પકડીને બેસી રહેનારા છો. વિચાર કરવાની ન તસ્દી, ન પરેશાની !

"તેઓ જ્યારે પહેલી વખત મહાબળેશ્વર આવ્યા હતા ત્યારે એકલા હતા. રહેવા માટે જગ્યા શોધતા હતા. મેં કહ્યુ : "જો તમને પસંદ પડે તો મારી ઝૂંપડીનો અર્ધો ભાગ ભાડે આપું.' અમારા ઘરની સાંકડી જગ્યા જોઈને તેઓ બોલ્યા : "ઠીક છે, મારે મોટા બંગલાની જરૂર નથી મનની શાંતિ માટે આવ્યો છુ. આ પહાડી વિસ્તારો, પર્વતો જોવાથી એક પ્રકારનો આનંદ મળે છે. મનને ગમશે તો અહીં બેસીને ચિત્ર દોરીશ, નહિ તો નહીં." આ પ્રમાણે નક્કી કરીને તેઓ બે મહિના અમારા ઘરમાં જ રહ્યા. ત્યારે તેઓ પોતાના હાથે જ રસોઈ બનાવતા.

"ગમે તે કહો, પરંતુ એ વ્યક્તિનું જીવન ખરેખર અદ્‌ભુત છે. ઉંમર પણ થવા આવી હતી. શરીર પણ મજબૂત ન હતું. એ વાત સાચી કે તેઓ મારી માફક બીમાર ન હતા. તોપણ પોતાની રસોઈ પોતે બનાવીને જમવું એ કષ્ટદાયક કામ તો ખરું જ ને ? માણસને દિવસ પસાર કરવા માટે માણસનો સહવાસ જોઈએ. જ્યારે પણ એકલવાયું લાગતું ત્યારે તેઓ મારી ઓરડીમાં આવતા અને પૂછતા : "પંડિતજી શું કરી રહ્યા છો ?" હું પણ એમની સાથે વાતે વળગતો. દમથી પિડાતો હોવાથી હું શારીરિક શ્રમ કરી શકતો નહોતો. પૂર્વજો પાસેથી સંસ્કૃત શીખ્યો હતો. સંસ્કૃતના અભ્યાસના કારણે ધર્મશાસ્ત્રોમાં પણ આસક્તિ હતી. આથી રોજ આ શાસ્ત્રો જ વાંચતો હતો. સેંકડો ગ્રંથો વાંચ્યા છે. એક દિવસ વિચાર આવ્યો કે જે કંઈ મેં વાંચ્યું છે તે બધું નિષ્ફળ ન જવું જોઈએ. મને થયું કે હું જે કાંઈ જાણું છું તે બીજા લોકોને કહી શકાય. ખાસ કરીને જે લોકો સંસ્કૃત નથી જાણતા તે મરાઠી લોકો માટે પણ લખી શકાય. આ વિચારથી 'આપણા ધર્મશાસ્ત્રો' નામનું એક પુસ્તક લખવા માંડયો. યશવંતજીના પૂછવાથી તેમને જણાવી દીધું કે આવું એક કામ હાથમાં લઈ લીધું છે.

"ત્યાર પછી તે દિવસમાં એક-કલાક મારી ઓરડીમાં આવીને બેસતા. 'આ કયો પત્ર છે?' 'આ કયું પુસ્તક છે?' 'આમાં શુ કહેવામાં આવ્યું છે?' 'આ ક્યારનું છે?' આ પ્રકારના પ્રશ્નો પૂછતા હતા. મને જે સૂઝતુ હતું તે પ્રમાણે હું જવાબ આપતો. એક દિવસ ભગવદ્‌ગીતાનો પ્રસંગ આવ્યો.

"મેં કહ્યું : 'શ્રી કૃષ્ણ ભગવાને આમ કહ્યું છે.'

"તમે તે સાંભળ્યું નહોતું ને ?' કહીને તેમણે પૂછયુ : 'ભગવદ્‌ગીતાનો સમય ?'

"મહાભારતનો સમય, ઓછામાં ઓછાં પાંચ હજાર વર્ષ તો થયા હશે."

"ગીતા મહાભારતનો એક ભાગ છે ને ?"

"હા."

"એના રચયિતા વ્યાસ છે ને ?"

"હા."

"વ્યાસનો સમય ?"

"મહાભારતનો સમય."

"એ વાત છોડો. ચરિત્રવિષયક તેમ જ ઐતિહાસકિ દષ્ટિએ વ્યાસ નામના કવિએ જે મહાભારત લખ્યું તેનો સમય કયો છે ? આ સંબંધમાં તમારા વિદ્વાનો શું કહે છે ?"

"મેં વૈદ્યજીનો અભિપ્રાય કહી સંભળાવ્યો.

"તો ગીતા પણ તે સમયની થઈ ને ? પાંચ હજાર વર્ષ પહેલાં કૃષ્ણના મુખે વ્યાસ દ્વારા સંભળાવવામાં આવેલી ગીતા છે આ !"

"શ્રીકૃષ્ણ ભગવાન", હું આગળ બોલું એ પહેલાં જ તેમણે આમ કહીને વાક્ય પૂરું કર્યું : 'ચારપાંચ હજાર વર્ષ પછી વ્યાસને મુખે કહેવડાવ્યું.'

"મેં કહ્યું કે : 'હું એ દૃષ્ટિએ વિચારતો નથી.'

"બ્રહ્માએ સ્વમુખે વેદો સંભળાવ્યા છે એમ તમે જ કહ્યું હતું.'

'તે વાત સાચી છે.'

'પછી મારી-તમારી વચ્ચે આવા વિષયો પર ચર્ચા જ ન થવી જોઈએ.'

"આવી કેટલીયે ચર્ચાઓ રોજ અમારી વચ્ચે થયા કરતી હતી. તેથી મેં કહ્યું હતું કે તે ઉત્તર ધ્રુવ છે, હું દક્ષિણ ધ્રુવ છું. મારા માટે એ આશ્ચર્યની વાત નહોતી. પરંતુ ગરીબાઈમાં સબડવા છતાં ધર્મશાસ્ત્ર પર મરાઠીમાં પુસ્તક લખતો જોઈને તેમનું પ્રોત્સાહિત કરવું મને નવાઈ પમાડતું હતું. મેં આશ્ચર્ય વ્યકત કર્યું

: 'યશવંતજી ! તમારી રીત મને સમજાશે નહિ. તમને મારા માર્ગમાં શ્રદ્ધા નથી. કહો છો કે ધર્મશાસ્ત્ર વિવિધ સદીઓના હજારો લોકોનો વિશ્વાસમાત્ર છે. અને છતાં પણ તેને લખવા માટે કહો છો !' લાગ્યું કે તે મારી મશ્કરી કરશે. ત્યારે તેણે કહ્યું : 'ઘાટેજી, જે હું છું તે તમે નથી ને !'

'કેવી રીતે હોઈ શકે ?'

'તેથી તમારે લખવું જોઈએ. મારી શ્રદ્ધા મારા માટે, તમારી તમારા માટે. તમે પણ સાચા હોઈ શકો કે હું પણ સાચો હોઈ શકું છું. બન્ને પણ ખોટા હોઈએ અથવા એમ પણ બની શકે કે આપણી વિચારસરણીમાં સત્ય-અસત્યનું મિશ્રણ પણ હોય.'

"હોઈ શકે."

"તમે માનો છો ?"

"માન્યા વિના પણ હોઈ શકે."

"તો તમારું જીવન, તમારા વિચારો અમને લોકોને મળવા જ જોઈએ. આપણે ભલે ગમે તેટલા બુદ્ધિમાન હોઈએ કે ગમે તેટલા સાચા હોઈએ, પણ પ્રત્યેક જીવે પોતાને દેખાતા પ્રકાશ અનુસાર ચાલવું એ સર્વથા ઉચિત છે. 'આ જ સત્ય છે, આ જ સત્ય છે,' 'એમ કહીને બીજાનાં ગળાં દબાવીને વાણીનું નિયંત્રણ કરવું એ સમાજદ્રોહ છે.'

"મને તેમની વાતો સાંભળીને ખૂબ જ આશ્ચર્ય થયું. આપણા લોકોમાં ભલે તે વિદ્વાન હોય કે આચાર્ય હોય – સૌથી મોટો દુર્ગુણ એવી માન્યતા છે કે મારી જ વાત સત્ય છે, બાકીની આખી દુનિયા મુર્ખાઓની છે. મને લાગ્યું કે સત્ય પોતાના આધારે જ ટકી શકે છે."

"આ વિષયમાં યશવંતરાયજીએ જ મારી આંખો ખોલી. બીજું તો શું લખું ભાઈ એમના વિશે ! તેઓ ખૂબ જ મહાન વ્યક્તિ હતા. એમનું વ્યક્તિત્વ બહાર દેખાય તેવું ન હતું. તે એક અનન્ય વ્યક્તિત્વ હતું, જે હું જોઈ શક્યો ન હતો.

"ત્યારબાદ તેમણે કહ્યું : 'આ જ કાર્ય આગળ ધપાવો. જે કામ તમે કરી શકો તે તમારે કરવું જ જોઈએ. વધુ મદદ તો મારાથી થઈ શકશે નહિ પરંતુ શાહી, કાગળ તેમ જ ચારછ સંદર્ભગ્રંથો માટે જરૂરી પૈસા હું આપીશ.' એનું જ પરિણામ છે આ તમે મોકલાવો છો તે માસિકભથ્થું. તેઓ આ રીતે જ આપતા આવ્યા હતા.

"હવે મને એક ભારે ભય સતાવી રહ્યો છે. આ મહિનાની શરૂઆતમાં જ મેં પાંચસો પાનાનું પુસ્તક સખત મહેનતપૂર્વક લખીને પૂરું કર્યું છે. મેં કહ્યું ને કે હું સંપ્રદાયવાદી છું. યશવંતરાયજીએ મારા વિચારોને ડગમગાવી નાખ્યા. 'આ સમય કયો છે ?' પહેલાં કહેલી વાત કોની ? 'તે શું છે ?' ત્યાર પછી કહેનાર કોણ ? 'આ શ્લોકનો એ જ અર્થ થાય છે ?' આનો સિદ્ધાંત કેવી રીતે નક્કી કરો છો ? કહીને તેઓ

મને ચીડવતા હતા. ત્યારે મને લાગ્યું હતું કે મારું કાર્ય કેટલું કષ્ટદાયક છે ! મને કેટલીક બાબતોમાં શંકા થવા લાગી. જે હું જાણું છું તે સત્ય છે કે અસત્ય ? છતાં પણ સમાજ સમક્ષ મૂકું છું, વિદ્વાનો સમક્ષ પ્રસ્તુત કરું છું. તમારા આગમનની પ્રતીક્ષા કયા દિવસે કરું ?'' આમ લખીને તેમણે પત્ર પૂરો કર્યો.

ચોમાસું પૂરું થયું. આકાશમાં એક વાદળ અહીં અને એક વાદળ તહીં એમ વિસ્તરીને તરતાં રહ્યાં. મારો દેશ શસ્ય શ્યામલ થઈને વરસાદથી નિર્મળ થઈ ગયો છે. ઠંડી હવા તેમજ પાણીથી ડરી ગયેલાં પક્ષીઓ હવે સ્વચ્છંદતાપૂર્વક એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર કૂદકા મારી રહ્યાં છે. ખોરાકની વિધવિધ સામગ્રીએ તેમની બધી મુશ્કેલીઓ દૂર કરી દીધી છે. અનેક અનામી પક્ષીઓનાં સંગીતશાસ્ત્રની પણ સીમા બહારનાં ગીતો ગૂંજી રહ્યાં છે. સૂર્ય વાદળો સાથેની સંતાકૂકડીની રમત પૂરી કરીને હવે ખુલ્લા નીલા આકાશમાં તરી રહ્યો છે. આ વાતાવરણમાં મનુષ્ય શું કંટાળાની ચાદર ઓઢીને સૂતો રહી શકે ખરો ?

મને મુંબઈ યાદ આવ્યું. યુદ્ધના કારણે અમારા ગામ અને મુંબઈ વચ્ચેની સ્ટીમરોની આવજા અટકી ગઈ હતી. છતાં પણ પ્રવાસે નીકળવાનો વિચાર કર્યો. બસમાં મુસાફરી શરૂ કરી. તેમાં બેસીને સહ્યાદ્રિ સુધી પહોંચ્યો. પછી પહાડી વિસ્તારમાં પ્રવેશીને આગળ વધ્યો. મેદાનના પ્રદેશમાં પહોંચી રેલવે પકડી. આ વિસ્તારોમાં અમારા ગામ જેવી કે પર્વત જેવી વર્ષાની રોનક નથી. તોપણ ચોમાસું આવી ગયું હતું. આખે રસ્તે કાળી જમીન પર જુવાર, કપાસ, કાળા તલ વગેરેના મોલનો લીલો ગાલીચો માઈલો સુધી વિસ્તરેલો હતો. હું ટ્રેનમાં બારી પાસે બેઠો. પવનની લહેરોથી જ્યારે આ લીલા સમુદ્રમાં મોજાં ઊછળતાં હતાં ત્યારે હૃદયમાં આનંદનાં મોજાં ઊછળતાં હતાં. તેથી રસ્તો લાંબો લાગ્યો નહિ. બેલગામ શહેર સુધી લીલોતરી જ હતી. ત્યારપછી અંધકાર. બેલગામમાં જે ડબ્બામાં બેઠો હતો, તેમાં લોકોએ ઘૂસીને શોરબકોર મચાવ્યો નહિ. આથી હું અરામથી સૂઈ ગયો. સવારે પૂનામાં જ ઊંઘ ઊડી.

વિષ્ણુપંતજી પોતાના ઘરમાં જ રહેનારા માણસ હતા એ એમના પત્રો પરથી જાણી લીધું હતું. ટ્રેનમાંથી ઊતરીને ટાંગો ભાડે કરીને સીધો શનિવાર પેઠમાં આવેલા તેમના ઘરે ગયો. તે સમયે તેઓ ઘરમાં ન હતા. તેઓ તેમના જમાઈના ઘરે રહેતા હતા. ઘરમાં દીકરી-જમાઈ હતાં. તેમની પાસેથી જાણવા મળ્યું કે ઘાટેજી કોઈ કામસર નાસિક ગયા છે. ત્યારે મેં નાક ખજવાળતાં પૂછ્યું : ''ક્યારે આવશે ?''

''કાલે જ આવશે.'' તેમણે મારા વિશે પૃચ્છા કરી. મેં જણાવ્યું. એ સાંભળી દંપતીએ પંતજીના આવવા સુધી મને પોતાના ઘરમાં રહેવાનો આગ્રહ કર્યો. પંતજી વિના એ ઘરમાં રહેવું મને ઠીક ન લાગ્યું અને કહ્યું કે આઠેક દિવસ પછી ચોક્કસ આવીશ. પછી નાસ્તો કરીને પંતજીના નામે એક ચિઠ્ઠી લખીને મૂકી દીધી. ત્યાંથી તરત ટ્રેનમાં મુંબઈ તરફ રવાના થઈ ગયો.

જ્યારે જ્યારે મારું મન ઉત્સાહથી ભરાઈ જતું કે કંટાળી જતું હતું ત્યારે હું ચારપાંચ દિવસ મુંબઈમાં ગાળતો હતો. મારું ગામ તો એવું છે કે ત્યાં લોકોની ભીડ ઓછી હોય છે, પરંતુ મુંબઈની તો વાત જ ન્યારી છે. લાખો લોકોએ અપનાવેલું આ શહેર માનવજંગલ છે. મારા મિત્ર યશવંતરાયજીના શબ્દોમાં આ પ્રકારનું વર્ણન કરી શકાય : જંગલ મોટું થઈ જાય તો તેમાં વેલબુટ્ટાઓ, વનસ્પતિઓ વગેરે વધતાં જાય છે. તમને કોઈ પણ ઔષધ માટેનું ઝાડ મળી શકે છે. વૃક્ષોનો પરિચય હોય તો આપણે ધારીએ તે મેળવી શકીએ.

મેં આમ જ એ શહેરમાં કેટલાંક વૃક્ષોનો પરિચય મેળવી લીધો હતો. વૃક્ષ એટલે માણસ. મુંબઈ શહેર છોડીને ક્યાંય ખસે નહિ. "મારો જન્મ અહીં, મારું જીવન અહીં અને મૃત્યુ પણ અહીં જ." એમ નક્કી કરીને રહેનારા મારા મિત્રવૃંદમાંના કેટલાક લોકો અહીં છે. આવા મનુષ્યવૃક્ષોને જોવામાં સમય પસાર કર્યો.

હવે મનમાં જે કામ નક્કી કરીને આવ્યો છું તે કામ બાકી છે.હું જેના માટે આવ્યો છું તે ચિત્રકાર અહીં છે. જે દિવસે આવ્યો તે જ દિવસે તેના ઘેર જઈ કહ્યું : "અનેક વખત તમારે ત્યાં આવ્યો છું, પરંતુ આ વખતની વાત અનોખી છે. આ વખતે તો તમારી પરીક્ષા લેવા આવ્યો છું." આ રીતે ડિંગ મારીને મારી બેગમાંથી યશવંતરાયજીએ દોરેલાં ચારપાંચ ચિત્રો કાઢીને તેમની સામે મૂકી દીધાં. સાથે યશવંતરાયજીનો એક ફોટો પણ હતો. તે મિત્રે યશવતરાયના ફોટા સામે જોયું નહીં. મેં તે ફોટો ઉઠાવીને મારા ખિસ્સામાં મૂકી દીધો. મિત્રે અત્યંત કુતૂહલપૂર્વક દરેક ચિત્રને પંદર મિનિટ સુધી જોયું. 'ઢોર,' 'ભેંસનું વાછરડું,' 'દાદા,' 'રીમા,' ટીમા' જેવાં ચિત્રો ત્યાં હતાં. તેમને જોઈ તે હસ્યો.

મેં પૂછયું : "કેમ હસ્યા ?"

"એમને એક આંખ છે જે આપણામાં નથી. ચિત્રકલાની ટેક્નિકનો બિલકુલ અભાવ છે. સાચી વાત છે કે એ શીખવી પડે છે. ચિત્રો દોરવાની કલામાં સિદ્ધિ પ્રાપ્ત થઈ નથી, પરંતુ તેમને કશું ભાન જ પડતું નથી એમ પણ કહી શકાય તેમ નથી. તેમનામાં ઊંડી દૃષ્ટિ છે. કોણે દોર્યાં છે આ ચિત્રો ?"

ત્યારે મેં ખિસ્સામાંથી ફોટો કાઢીને બતાવ્યો.

"તેઓ ક્યાં રહે છે ?"

"સ્વર્ગપુર."

"ક્યું સ્વર્ગપુર ?"

"સ્વર્ગનું નગર તે જ સ્વર્ગપુર"

"એટલે મરી ગયા છે ?"

"હવે સંતોષ થયો ને ! તમે પણ ચિત્રકાર છો, તે પણ ચિત્રકાર છે.તો પણ

તમારા હરીફ નહિ થઈ શકે તેની ખાતરી થઈ ગઈ ને ?" આમ કહ્યા પછી તેમની મુંબઈના નિવાસની વાત કહી. ત્યારપછી ઉદ્દેશની સફળતા માટે આવશ્યક એમના જીવનમાં બનેલા નાના નાના પ્રસંગોનું વર્ણન કર્યું. ત્યારપછી ધીમેથી કહ્યું : "જુઓ, હું ગદ્યલેખક છું અને તેમનું જીવનચરિત્ર બલકે એક વાર્તા લખી રહ્યો છું. તમે પણ તેમને જોયા હોત તો સારું થાત. તમે નથી જોયા અને મૃત્યુ પામેલાને હું બતાવી પણ શકું તેમ નથી. તેના બદલે તમે આ ફોટો રાખી લો. સાથે આ પણ રાખો." એમ કહીને સરસીનું અસ્પષ્ટ ચિત્ર પણ આપ્યું. આ ઉપરાંત ટપાલ-ટિકિટના આકારનું રેખાચિત્ર જે ડાયરીના છેલ્લા પાને હતું તે પણ સામે રાખ્યું. તેમનું દાંપત્ય જીવન, વિરસ જીવન, શિરસિનું જીવન વગેરે વાતો કહી "એમને લક્ષમાં રાખીને જૈ કાંઈ કરી શકો તે કરો. હું ચાર દિવસ પછી પાછો આવીશ. કંઈ ન થઈ શકે તો પાછો આવું ત્યારે બધું આપી દેજો. અમારા ગામમાં એક ડ્રોઈંગ શિક્ષક છે, તેમને કહીશ. તે ક્યારેક મૃત્યુ પામેલા માણસોના, નામ ન જાણતા હોય તેમનાં પણ, લાંબા-પહોળાં પેટ દોરી, જરીવાળી પાઘડી પહેરાવી, બાજુમાં એક ફૂલદાની રાખીને આ 'બમ્મનહલ્લીના મહારાજા છે' એવું લખી નાખે છે. એટલે કે તમારે આ કામ કરવું પડશે, નહીં તો એમણે દોરેલાં ચિત્રને જોઈ આપઘાત કરવો પડશે." મેં મશ્કરી કરી.

મારા મિત્રે કહ્યું : "અત્યારે તો હું કશું કહી શકતો નથી.મારે આપઘાત કરવાની વેળા આવી પણ જાય તો એક કપ કૉફીમાં કૂદીને પ્રાણ ત્યાગી દઈશ."

ચાર દિવસ પછી હું જ્યારે પહોંચ્યો ત્યારે ચિત્ર તૈયાર થઈ ગયું હતું. મારા મિત્રે એક ભાવચિત્ર દોર્યું હતું, જેમાં તંબૂર લઈને નિરાભરણ સુંદરી સરસી ગાઈ રહી છે, અને મારા મિત્ર યશવંતરાય નજીકમાં બેસીને ભાવવિભોર થઈ રહ્યા છે.

"શાબાશ ! જો ઇન્દુમતી આ ચિત્ર જોશે તો ખૂબ ખૂબ રાજી થઈ જશે."

"ઇન્દુમતી કોણ ?" મારા મિત્રે પૂછયું. ત્યારે મેં મારા ચિત્રકાર મિત્રને તે વાત પણ કહી સંભળાવી.

મારું મુખ્ય કામ પતી ગયા બાદ મુંબઈની વનસ્પતિઓમાંથી સંગ્રહ કરી શકાય તેટલી કૂંપળો અને ફૂલો મેં તોડી લીધાં. પછી પૂના ગયો. આ વખતે વિષ્ણુપંત ઘાટેજીએ જ દરવાજો ખોલ્યો. વિષ્ણુપંતજી સાધારણ કદના, ગોરા રંગના અને દુબળા શરીરના છે. મારું સ્વાગત કરીને જેના પર બેસીને પોતે લખતા હતા તે કાળા મૃગચર્મ પર મને બેસાડયો. પછી વાતચીત શરૂ કરી. કુશળતાના સમાચાર પૂછયા. યશવંતરાયજી પ્રત્યે તેમણે જાણે પ્રશંસાનો વરસાદ વરસાવ્યો. ત્યારપછી 'ધર્મશાસ્ત્ર-વિચાર'ની હસ્તલિખિત પ્રત મારી સમક્ષ મૂકી અને કહ્યું : "તેમણે મને પૈસાની સહાય ઉપરાંત કામ કરવાની પ્રેરણા આપીને મારી પાસે આ કામ કરાવ્યું છે. મને એની ખાતરી નથી કે આ છપાશે અને લોકો એ વાંચી શકશે. હુ એટલી મહાન વ્યક્તિ પણ નથી. કર્તવ્યને ખાતર આ કર્તવ્ય બજાવ્યું છે.

"બીજી એક વાત કહું છું. તમે જરા પણ ખોટું લગાડશો નહિ. આ કામ પૂરું થયા પછી હું યશવંતરાય તરફથી અત્યારે મળતા પૈસા લઈ શકું નહિ."

મને તેમના આ વર્તન પ્રત્યે આશ્ચર્ય થયું.

તે આખો દિવસ મેં વિષ્ણુપંતજી સાથે આત્મીયતાપૂર્વક પસાર કર્યો. તેમણે મરાઠી છોડીને અંગ્રેજીમાં બોલવાનો પ્રયાસ કર્યો, પરંતુ તેમાં સફળ થયા નહિ.

એમના જમાઈની મારફત અમે અંગ્રેજીની મદદથી એકબીજાને સમજી ગયા. એમના શરૂઆતના જે પત્રો મને મળ્યા હતા તે મરાઠીમાં હતા. ત્યારે અનુવાદની જરૂર પડતી હતી. ત્યારપછી તે પોતાના જમાઈ પાસે અંગ્રેજીમાં લખાવવા લાગ્યા. અત્યારે પણ તેમના જમાઈએ જ અમારી બન્નેની વચ્ચે દુભાષિયાનું કામ કર્યું. તેમણે તેમની અને યશવંતરાયજી વચ્ચે અવારનવાર જે વાર્તાલાપ થતો હતો તેનું વર્ણન કર્યું.

ઘાટેજી ધાર્મિક વિષયમાં અભિરૂચિ સેવનારા હતા. તેથી તે બન્નેની વચ્ચે ચર્ચા-વાર્તાલાપનો વિષય ધાર્મિક જ રહેતો. શ્રદ્ધાનું મૂળ પ્રયોજન, જીવનની સમસ્યાઓ, મતો-સંપ્રદાયો-ધર્મોના પ્રશ્નો – આવી આવી સામગ્રી તેમની ચર્ચાનો વિષય બનતી. બન્નેના વિચારો તેમના કહેવા અનુસાર ઉત્તર-દક્ષિણ ધ્રુવના હતા.

"વિચાર ભલે ગમે તે દિશાના હોય, અમે બન્ને અલગ અલગ સંસ્કારોમાં ઉછર્યા હતા, તેથી અભિપ્રાયો ભિન્ન ભિન્ન હોય એ સ્વાભાવિક હતું.પરંતુ તેમનામાં માનવતાનું પ્રમાણ વધારે હતું તેથી તેમણે આટલી બધી મદદ કરી અને પ્રોત્સાહન આપ્યું."

મેં તેમની વાત સાંભળીને ડોકું હલાવ્યું : "પંતજી, પુનર્જન્મ વિશે, આત્મા-પરમાત્માના વિષયમાં તમારા અને તેમના વિચારો શા હતા ? કેવા હતા ?"

"ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ વિષ્ણુપંત વિષ્ણુપંત છે અને યશવંતજી યશવંતજી છે."

"તમે તેમનું મંતવ્ય જાણ્યું ?"

"એક પ્રકારનું અદ્વૈત. તેને હું આધુનિક અદ્વૈત તરીકે ગણાવું ? જેવી રીતે દ્વૈતમાં માનનારા શંકરાચાર્યને નાસ્તિક કહે છે તેવી રીતે હું પણ બીજું કોઈ એક નામ આપી શકું છું. આવી વ્યક્તિઓને જીવનમાં વિશ્વાસ હોય છે, પરંતુ વ્યક્તિની ભીતરના આત્મામાં શ્રદ્ધા હોતી નથી. તેથી તેમને પરમાત્માનો પ્રશ્ન અગત્યનો લાગતો નથી. ભક્તિ, મોક્ષ વગેરે વિષયોમાં તેમને રસ નથી રહેતો. મેં એક વખત પૂછયું : "શું તમે કહો છો કે પરમાત્મા નથી ?" તો તેમણે સામો પ્રશ્ન પૂછયો : "તે તો તમે જાણો. શું તમે એમને જોયા છે ?"

"વેદોમાં કહેવાયું છે. દરેક ધર્મમાં પણ કહેવામાં આવ્યું છે."

"તમે જે ધર્મો વિશે સાંભળ્યું છે, તે બધા ધર્મોમાં કહે છે કે એવા ધર્મો પણ છે, જેમાં પરમાત્માનો વિચાર પણ નથી કરાયો. તે ધર્મોએ પોતાને સમજી ન શકાય તેવો વિષય નથી રહેવા દીધો."

"જો હું કહું કે સનાતન ધર્મ જ ઉત્તમ છે, તો ?"

"જે જેમાં શ્રદ્ધા રાખે છે તેના માટે તે જ ધર્મ ઉત્તમ છે." કહીને તે હસ્યા.

"તો તમે મને પૂછી શકો છો – શું તે નાસ્તિક છે ?" આખી દુનિયાને, જીવમાત્રને તેમણે મમતા અને સહાનુભૂતિથી જોયાં છે. તેમની દૃષ્ટિમાં પ્રાણીમાત્ર સમાન છે. આ જીવનમાં, જીવમાત્રમાં, પહેલાં પણ, આજે પણ અને આવતી કાલે પણ ભેદભાવ ન જોનારી એક પ્રકારની અદ્વૈત વિચારધારા હતી તેમની. તેથી તેમણે અદ્વૈત કહ્યું. આ કોઈ સાંપ્રદાયિક વિચારધારા છે જ નહિ."

મારા મિત્ર વિષ્ણુપંતજીને યશવંતરાયજીની વિચારસરણીમાં વિશ્વાસ નથી, આમ છતાં તેમના વ્યક્તિત્વ પ્રત્યે અપાર આદર છે, આ વાતની આજે પ્રતીતિ થઈ.

પંતજીની વિદાય લેતાં પહેલાં પૂછ્યું : "તમે તમારા પુસ્તકના પ્રકાશન માટે શી વ્યવસ્થા કરી છે ?"

તેમણે કહ્યું : "કશું જ નથી કર્યું."

"કેટલા પૈસા જોઈશે ?"

"આર્યભૂષણ પ્રેસવાળા કહે છે કે લગભગ ત્રણ હજાર લાગશે."

"કોઈ પ્રકાશકને નથી મળ્યા ?"

"નથી મળ્યો એમ નહિ. મળવાથી કશો ફાયદો નથી થયો. આ ક્યાં છપાશે ? આ કંઈ નવલકથા થોડી છે ? કહેવાય છે કે આ જમાનામાં ધર્મશાસ્ત્ર કોને જોઈએ ?"

તેમની આ વાત સાંભળીને હું હસ્યો, કહ્યું : "હું તો વાર્તા-નવલકથા લખનારો માણસ છું. વાર્તા લખીએ તો લોકો વાંચે. આને કોણ વાંચશે ? આપણા લોકોની આધુનિકતા આ જ છે ! આકાશમાંથી ઊતરીને જમીન પર બેઠેલી આધુનિકતા ! અહીં જન્મ્યા હોય અને ગમે તેટલા આધુનિક હોય તોપણ એ લોકો સમજતા નથી કે બી અને મૂળની સહાયથી જ ઝાડમાંથી ડાળી ફૂટે છે, અને તે પર ફૂલ બેસે છે. આવી છે આ આધુનિકતા ! તોપણ તમારાથી થઈ શકે તે પ્રયત્નો કરો." એમ કહી મેં વિદાય લીધી.

તમે અનુમાન કરી શકો છો કે હું ખૂબ જ પ્રસન્નચિત્તે મારે ગામ પાછો ગયો. મારી સમસ્યા હલ થતી જતી હતી. યશવંતજીએ જે જવાબદારી સોંપી હતી તેને અદા કરવામાં હવે કશી તકલીફ નહીં પડે. પાર્વતમ્મા મૃત્યુ પામી. બેનકય્યાના મંદિર પાછળ લગભગ બે હજાર રૂપિયાનો ખર્ચ થયો. શીનને તો હું ભૂલી શકું છું, પરંતુ

મંજય્યા અને તેનાં બાળકો ભૂલી શકાતાં નથી. હવે શું ? કેટલું આપ્યું ? કેટલું બચ્યું ? હિસાબ કર્યો. બેનકય્યાનું મંદિર બનાવવું જ જોઈએ એમ લાગ્યું હતું. વિષ્ણુપંતજીના પુસ્તકના પ્રકાશન માટે યશવંતજીના નામે ત્રણ હજાર રૂપિયા આપવા જોઈએ. પછી બાકી વધેલા પૈસા મારા મિત્રના જમાઈના કુટુંબ એટલે કે મંજય્યાની મદદ માટે એક કે બીજા પ્રકારની અનામત સ્વરૂપે રાખવાનું નક્કી કર્યું અને તે માટે આવશ્યક વ્યવસ્થા કરવા લાગ્યો. મંજય્યાને પણ પુછાવ્યું. પંતજીને પત્ર લખ્યો. ઈન્દુમતીને પૂછયું : "તમારા પિતાજીની સ્મૃતિરૂપે તમારે શું જોઈએ છે ?" જવાબ મેળવી તે પ્રમાણે પ્રબંધ કર્યો. મારા માટે મેં માત્ર તેમની ડાયરી અથવા સ્મરણપોથી રાખી લીધી.

એકંદર હિસાબ કરીને જોઈ રહ્યો છું. મારો હિસાબ નહિ, સભર જીવન જીવનાર યશવંતજીનો હિસાબ-એમના સિદ્ધાંત અનુસાર સંસારમાંથી, સમાજ પાસેથી જેટલું મેળવ્યું, તેનાથી ઓછું આપ્યું કે વધારે આપ્યું તેનો હિસાબ. ઋણની લેતી-દેતીમાં કોણ કોનું ઋણી રહ્યું ?

યશવંતજીએ ચારે બાજુથી જે કાંઈ લીધું તેની સરખામણીમાં તેમણે જે આપ્યું તે ઓછું હતું, એમ મને નથી લાગતું.

Laser typeset by Nishan Offset Pvt. Ltd., Ahmedabad and
printed at Impress Offset, Noida